





**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક બચુભાઈ રાવત, તંત્રી અને પ્રકાશક-રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ વાર્ષિક રૂ. ૫, પરદેશના રૂ. ૭ાા, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના, મુંબઈમાં: કુમાર ઑફિસ, ૧૩૯-૧૪૨ મેડોઝ સ્ટ્રીટ, આર. આર. રેકની ક અથવા રાવત બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ. વડોદરામાં . નૂતન ફોટો સ્ટુડિયો, રાવપુરા.

વર્ષ ૧૯ **કુમાર** અંક ૧

જાન્યુઆરી ૧૯૪૨

# તારો જ તું જય થજે



• વસંતતિલકા •

સંમોહથી જીવનયુદ્ધ મહીં ય જ્યારે
હેઠાં પડે કરથી શસ્ત્ર અજાણ, તારી
શક્તિ હણાય; તુજ ભેરૂ કરીશ કોને?
તું પાર્થ છે,–જીવનમાં લડનાર સૌ યે
છે પાર્થ; તો ય નહિ સારથિ પાર્થનો એ
પામે બધા, કર મહીં ફરી શસ્ત્ર આપી
જે પ્રેરતો, વિજિગિષા બઢવે, રહીને
યુદ્ધે અદીઠ પણ જે જયપ્રેરણા છે,–
–ના, પ્રેરણા નહિ જ, એ સ્વયમેવ જેતા–
ને પાર્થ માત્ર જયનું હથિયાર એનું.

જીવ્યું ભલે તુજ સદા કુરુક્ષેત્ર થાય:
એમાં જ પૌરુષની સિદ્ધિ બધાની છે ને?
તારો જ તું જય થજે, તુજ પ્રેરણા યે,
તું સારથિ, તું જ પરંતપ, વિશ્વજિત્ તું.

હરિશ્ચન્દ્ર ભ ભટ્ટ

'મંજુ અને ગોમેદ' નામે તરતમાં પ્રકટ થનાર કાવ્યસંગ્રહમાંનું એક કાવ્ય

## ૧૯મે વર્ષે · થોડો ફેરફાર

લગભગ ચારગણી કિંમતે જઈ પહોંચેલી કાગળની મોંઘવારી 'કુમાર'ના દેહ-રૂપમા થોડો ફેરફાર કરવાની અમને ફરજ પાડે છે 'કુમાર' શરૂ થયું ત્યારથી બાર વર્ષ સુધી અમે નિયમિત ચાળીસ પાનાં આપ્યા કર્યાં છે વચ્ચે ૧૩-૧૪ ને ૧૫-૧૬મા વર્ષમા તો અમે સોળ ને આઠ પાનાનો વધારો તથા એરંગી છપાઈની છાટ પણ ઉમેરી હતી. પણ આ નીચે છાપેલો આલેખ બતાવશે કે એ ચાર વર્ષમા એટલો વધારો આપવા છતા, ને ગયે વર્ષે ચાર પાનાનો ઘટાડો કરી નાખવા છતા ગ્રાહકસખ્યાનો આંક કેવી વિચિત્ર રીતે ચઢ્યાં ઊતર્યો છે! એટલે




અમને તો વિશ્વાસ છે કે કપરા સંજોગોમાં આ વર્ષે થતો બીજો ચાર પાનાંનો ઘટાડો એની ગ્રાહકસંખ્યા પર અસર નહિ પહોંચાડે. એની સામે અમે ખાતરી આપવા માગીએ છીએ કે વાચકોને તો, એમને ગમ્યા કરતી સામગ્રી, એના ગુણ કે સંખ્યામા ફેરફાર થયા વિના મળ્યા કરશે; અને એની પ્રતીતિ આ અંક તથા આ નીચેનો હિસાબ આપી રહેશે.

સામાન્યતઃ અપાતા ૪૦ પાનાંમાં અમે સરેરાશ ૨૪ પાનાંનુ વાચન ચાલુ (પાઈકા) ટાઈપમા અને ૧૬ પાનાંનું નાના (સ્મૉલ) ટાઈપમાં આપતા હતા. બ્લૉકો ન હોય તો તેની લીટીઓ, પાઈકાની પાના દીઠ ૭૬ ને હિસાબે ૧૮૭૪ થાય, અને સ્મૉલની પાના દીઠ ૮૬ને હિસાબે ૧૩૭૬ મળી બંનેની કુલ ૩૨૦૦ થાય આ અંકથી અમે બધાં જ પાના નાના બીબાંમાં આપવા સાથે લીટીઓને વધુ લાંબી કરી છે, વધુ પાસેપાસે આણી છે અને પૃષ્ઠની ઊંચાઈ પણ વધારી છે. એથી હવે (બ્લૉક વિના) પાના દીઠ ૯૮ લીટીને હિસાબે ૩૨ પાનાંમાં કુલ ૩૧૩૬ લીટીઓનું વાચન સમાય, જે બહુ મોટો ઘટાડો નથી

આવતી કાલનાં નાગરિકો માટેનું અદ્યતન માસિક

[ઉત્તર ભારતના કલાકેન્દ્રોના સંપર્ક અર્થે તંત્રીએ કરેલી સંસ્કાર-યાત્રાનું વર્ણન—ગયા અંકને અનુસંધાને શાન્તિનિકેતનનો પરિચય ચાલુ]

**'વાલ્મિકી-પ્રતિભા'નો નાટ્યપ્રયોગ**

● ૧૮૮૦માં કવિશ્રી ઈંગ્લૅંડથી આવ્યા પછી ત્યાંના આઇરિશ તખ્તાની ઢબે એમણે આ આખું નાટક ગાનરચનામાં ઉતાર્યું હતું. તેમાં ત્યાંની સુરાવટો ભળેલી છે અને હિંદી સંગીતકળાને સત્કારયોગ્ય જરા નિર્બન્ધ બનાવી છે. સંગીતભવનના આચાર્ય શાન્તિદાના નેતૃત્વ નીચે સંગીત, ચિત્ર અને વિદ્યાભવનના વિદ્યાર્થીઓ તથા કન્યાઓએ તા. ૧૬મીની રાત્રે તે ભજવી બતાવ્યું. શ્રી શાન્તિદાએ પોતે તેમાં વાલ્મિકનું પાત્ર ઉપાડ્યું હતું અને તેના સ્વરોને શ્રી ગુરુદેવની વિધિ પ્રમાણે જ ઉતાર્યા હતા. નાટ્યભૂમિ ઉપર કશી જની તૈયારી કે પાઘવ ન હતા. વિદ્યાભવનની ઓશરીમાં જ ઝાડના બેચાર મોટા ડાળખાં બાંધીને જંગલનો ખ્યાલ ઊભો કર્યો હતો. એક ડાળી સાથે ખુલ્લું ખડગ લોહિયાળ બનાવી લટકાવ્યું હતું. ત્રિશૂળ અને પથ્થરો મૂકી માતાનું થાનક બનાવ્યું હતું. થોડીક વીજળિક રોશની, એક મોટી ફાનસજ્યોત અને જવનિકા,—બસ પણ વેશભૂષામાં, અભિનયમાં અને ભાવનિરૂપણમાં ઘણા પ્રયત્નપૂર્વક સૂક્ષ્મતાઓ જાળવી હતી. વાલ્મિકના બેરૂ બહારવટિયાઓની બીષણ મુદ્રાઓ અને કરાળ તોફાનમસ્તી પ્રેક્ષકોને ત્રાસ ઉપજાવે એવાં હતા. તેમને હાથે પકડાએલી હરિણી સમી બાલિકાનો માતાને ભોગ ધરાવવા તેઓ તૈયાર થાય છે ત્યારે તે બાલા દયા યાચે છે. તેથી વાલ્મિકનું હૃદય દ્રવે છે અને તે તેને છુટકારો આપે છે. વનની દેવીઓ તેનું અભિવાદન કરે છે. પછી તે વનમાં રખડતો થાય છે. ફરી વાર બહારવટિયા માતાને પ્રસન્ન કરવા પેલી બાલિકાને પકડી લાવે છે, ત્યાં વાલ્મિક આવી ચડે છે ને તેમને ખૂબ ધમકાવી બાલિકાને દૂર મૂકવા જાય છે. અહીં બાલિકાને ખરા ભાવાશ્ર આવી ગયા હતા. છેવટ વાલ્મિક ગમે તેમ રખડતો ફરે છે. એવામાં બહારવટિયાનું ટોળું આવી ક્રૌંચ જોડા પર તીર મારે છે, તેથી તેમાંનુ એક મરી જાય છે. તે જોઈ દુઃખભારે વાલ્મિક શ્લોકમાં પારધીને શાપ આપી દે છે અને પછી આવી દિવ્ય વાણી પોતાને ક્યાંથી પ્રાપ્ત થઈ તેનું આશ્ચર્ય અનુભવે છે. તેને લાગે છે કે કોઇ દેવી પ્રકાશ તેનામાં પ્રવેશ્યો છે. તે જ વખતે દેવી સરસ્વતી પ્રકટ થાય છે અને તેને વરદાન આપે છે. વનદેવીઓ સરસ્વતીનું ગાન કરે છે. વાલ્મિક કવિની ઉપાસના તજી સરસ્વતીની ઉપાસના સ્વીકારે છે અને તેની શોધમાં નીકળી જાય છે. ત્યાં લક્ષ્મી તેને અનેક વૈભવો ને સુખસંપત્તિ આપવા પ્રકટ થાય છે. પણ તેને તો સરસ્વતીની એકની જ ઉપાસના જોઈતી હોવાથી એનો અસ્વીકાર કરે છે. રખડતા વાલ્મિકને આખરે સરસ્વતી ફરી વાર દર્શન દે છે અને વિશ્વ આખું કાવ્યમય બની જતું લાગે છે. સરસ્વતી તેને કહે છે કે વાલ્મિકના હૃદયની જડતા તોડી તેમાંથી માનવપ્રેમનું ઝરણું વહાવવા પોતે જ પેલી અનાથ બાલિકાનું રૂપ લઈ આવી હતી. અને આમ કહી વાલ્મિકને પોતાની વીણા ભેટ આપે છે.

આખું નાટક એક જ સ્થાન પર માત્ર પ્રકાશના સૂચનો અને પાત્રોની આવજા પર જ કરી બતાવ્યું ને સુરાવટ તેમજ ગાનના આરોહઅવરોહમાં જ ભાવાનુભવ કરાવાયો.

બીજે દિવસે સવારે મેં કલાભવનના જૂના ચિત્રસંગ્રહો અને હાલના વિદ્યાર્થીઓનું સતત ચિત્રપ્રદર્શન જોવામાં વખત ગાળ્યો. જૂના વિદ્યાર્થીઓનાં લીનોકટ, વૂડકટ, લીથોગ્રાફી વગેરે કામના નમૂના જોતા એમ લાગે કે એ અગાઉના વિદ્યાર્થીઓ આજે વિરલ થઈ ગયા છે. શ્રી નંદબાબુએ તો ઇચિંગ, લીનોકટ, લીથોગ્રાફી વગેરે બધી હાથમુદ્રામાં એક વાર સુક્ષ્મ ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરી બતાવી છે. એમના એ પ્રથમ યુગના વિદ્યાર્થીઓ અને સહધર્મીઓ આજે જુદીજુદી કળાશાળાઓમાં અધ્યાપકપદો શોભાવી રહ્યા છે. કળાભવનનું પુસ્તકાલય પૂર્ણપણે અવલોકવાને તો મહીનાઓ જોઇએ, પણ અહીંના થોડા વિદ્વાન વિદ્યાર્થીઓ પૂર્વ અને પશ્ચિમની કલાચર્ચાઓના સાર રૂપ કાંઇ પુસ્તક હિંદીમાં તૈયાર કરે તો સારૂં એવી તેમની તીવ્ર ઈચ્છા છે. આ સિવાય સંપ્રદાયોના વાદ ઢબે એમનાથી

**વિનોદદા અને કિંકરદા**

● એમના આ શાપકમંડળમાંથી જ શ્રી વિનોદદા (દા=દાદા-મોટાભાઇ) હિંદી ચિત્રકળાનો અદ્યતન ઇતિહાસ એકઠો કરી રહ્યા છે. રવિવર્મા પછી ગુજરાતમાં પહેલું ઑઈલ પેઇન્ટિંગ કોણે ઉપાડ્યું તે એમનો એક પ્રશ્ન હતો. મારે પણ એ શોધ કરવાની છે. કિંકરદા (શ્રી રામકિંકર બૈજ) એક મસ્ત કલાકાર છે. તે ગાળામાં શીખવે છે ત્યારે વિદ્યાર્થીઓ તેની હિંદી છાપ પર મુગ્ધ બની જાય છે, અને તે જ હાથે ફ્રેન્ચ ઈમ્પ્રેશનિસ્ટ (ભાવછાયાવાદી) ચિત્રો નાના મોટા કૅનવાસ એકાંતે ચીતરતા જોઇ તેમની સ્ફુરણા ને સર્જનથી સૌને વિસ્મય થાય છે. કમાવા તો તે એકલા હાથે મોટા તોતીંગ પ્રતિમાસમૂહો માટી કે કૉંક્રીટમાં કરી રહ્યા છે. દિવસે કે રાત્રે



'વાલ્મિકી પ્રતિભા' નાટકમાંનો કેટલાક પ્રયોગ



કલાભવનમાં નંદબાબુ તથા બીજા વિદ્યાર્થીઓ વગેરેને ગુજરાતની કળાના નમૂના બતાવનાર શ્રી રવિશંકર રાવળ - એમની પાછળ મસ્તાન બિનોદી

શાંતિનિકેતન આશ્રમમાંથી જણાતું 'ઉત્તરાયન'નું દૃશ્ય બાહ્ય તેમજ અંતરંગમાં સુંદર સ્થાપત્ય-રચનાઓ ધરાવતું એ ભવન નવી જ સૌંદર્યદૃષ્ટિ રજૂ કરે છે

તેમને તમે ફુરસદ લેતા જોઈ શકો જ નહિ. રાત્રે પણ એકાદ બાજુ પર મોટી ભીંત કે કોઠા પાસે કડિયાઓની મદદથી રેતી કે સીમેન્ટની પ્રતિમાઓ પર કિટ્સનના દીવે કામ કરતા જ જણાય. એમણે કરેલી બેચાર પ્રતિમાઓ સાકારરૂપ અને ભાવરૂપમાં ઉત્તરાયણ કે વિદ્યામંદિરની પાછળ જોઈ શકો. કોઈ તો એવી, કે તમે જોઈ રહો પણ શું જુઓ છો એ કહી શકો નહિ; પરંતુ કંઈક છે એમ કબૂલ કરો જ.

### ઉત્તરાયણ અને શ્યામલી

● મેં ઉત્તરાયણની વાત હજુ નથી કરી. શાંતિનિકેતનના વાસની બહાર એક જુદી જ વાડીમાં શ્રી ગુરુદેવનો વાસ હતો. પહેલાં તેમણે પોતાના માટે ગુપ્ત કાળના ભાતનું માટીનું એક સુંદર ઘર બંધાવેલું. તેનું નામ શ્યામલી છે. પણ તે ઘણું નાનું છે. તેમના પુત્રપરિવાર અને મહેમાનો માટેની સગવડ તેમાં ભાગ્યે જ હતી, એટલે તેમણે ઉત્તરાયણ નામનું એક સુંદર ભવન બાજુમાં જ બંધાવ્યું. તેના બાહ્ય તેમજ અંતરંગમાં બહુ જ સુંદર સ્થાપત્ય-રચનાઓ અને ગવાક્ષો છે; અને છતાં તે આધુનિક ભારતીય સ્વ-રૂપનું નિઃશંક કહી શકાય. એના મુખ્ય ખંડમાં ગુરુદેવની ચિત્ર-કળાના બધા ય નમૂના (જે નમૂનાઓથી પણ વધુ હશે) બહુ જ કલામય રીતે ભીંત પર મઢેલા છે. તેના દ્વારપ્રવેશો, અટારીઓ અને [illegible] નવી સૌંદર્યદૃષ્ટિ રજૂ કરે છે.

એ આખા મકાનના એક સુંદર પરિશિષ્ટ જેવું તો શ્રી પ્રતિમાદેવી (ગુરુદેવનાં પુત્રવધુ)નું કલાગૃહ છે. રૂઢ બાંધકામ અને [illegible] એન્જિનીઅરિંગની ઘણી અવગણના કરી તેમાં નવું રૂપવિધાન કરવામાં આવ્યું છે અને તે ન ભુલાય તેવું છે. શ્રી રથીન્દ્રનાથ ટાગોરનાં પત્ની એ શ્રી પ્રતિમા દેવી પોતે ઉત્તમ ચિત્રલેખા છે.

ઉત્તરાયણનો બાગ અને વચ્ચેનું તળાવ જાપાનીઝ કલાના પર રચાયાં છે. તેની મધ્યમાં કરેલા નાનકડા ટાપુ પર શિરિતુંગ રૂપે શોભતું ગુરુદેવનું મસ્તક [illegible]કરદાની કલાકૃતિ છે.

ઉત્તરાયણની બીજી સ્થાપત્યરચનાઓમાં પણ કંઈક નવું હિંદી રૂપનિર્માણ છે, એમ છતાં પણ બાજુમાં આવેલી શ્યામલી જ

ડાબી બાજુ: 'ઉત્તરાયન'માં જાપાની ઢબે રચેલો સુંદર તળાવડીવાળો બાગ
જમણી બાજુ: એ બાગની વચ્ચે તળાવડીની મધ્યમાં શિરિતુંગ રૂપે મોજૂદ કિંકરદાએ સીમેન્ટમાં કરેલું ગુરુદેવના મસ્તકનું શિલ્પ









કરાવ્યું આચાર્ય શ્રી ગુરુદયાળ મલ્લિકજીએ મારો પરિચય આપ્યા પછી મેં, તૈયાર કરેલું લખાણ બાજુએ રાખી સ્મૃતિના આધારે મારી તૂટીફૂટી અંગ્રેજીમાં એક સળંગ કથાનકરૂપે ગુજરાતની કલાવાર્તા લગભગ કલાક સુધીમાં પૂરી કરી યથાશક્તિ મારી ફરજ પૂરી કરી મેં તે રાત્રે નિરાંતનો શ્વાસ લીધો

**શ્રી મલ્લિકજી**

● તા ૧૮મીની સવારનો સમય શાન્તિનિકેતનનો બાકી-



ડાબી બાજુએ મથાળેથી અનુક્રમે (૧) ગુરુદેવનું પ્રિય નિવાસસ્થાન 'શ્યામલી',(૨)ઉત્તરાયણના ચોકને ખૂણે આવેલો સુંદર મંડપ, (૩-૪) નાના વિદ્યાર્થીઓના ભવનની ભીંતો તથા છતો ઉપર કરેલા રંગાલેખન જમણી બાજુ શાન્તિનિકેતનના ભોજનગૃહ પાસેની કલાકુટિર એના વિશેષ પરિચય માટે જુઓ આ અંક-ની આર્ટ પ્લેટ પર શ્રી નંદબાબુએ કરેલા એ જ કુટિરના ડ્રોઇંગની સાથે આપેલું લખાણ

નો વિસ્તાર જોવામાં ગાળ્યો તેમાં શ્રી મલ્લિકજીની કુટિર અને તેની આસપાસનું વાતાવરણ મને બહુ જ ગમી ગયાં મલ્લિકજીની કુટિર એટલી નાની છે કે પૂ. ગાંધીજીએ વિનોદમાં તેને ત્રણ પગલામાં માપી લીધી હતી મલ્લિકજીનું સદા હસતું પ્રેમાળ મુખ વિદ્યાર્થીઓનું આશ્વાસન છે તેમને આશ્રમની ત્રીજી ગાદીનું ઉપનામ મળ્યું છે પહેલી ગાદી ગુરુદેવની, બીજી શ્રી ઍન્ડ્રયૂઝની અને ત્રીજી મલ્લિકજીની આપણા વ્રજલાલ ત્રિવેદી, નવીન અને ધીરેન્દ્ર ગાંધી ભાઈઓ તેમજ કલાગંદા તેમની આસપાસની કુટિરોમાં જ જામ્યા છે.

ત્યાર પછી ચીનની સરકારે બંધાવેલું મોટું ચીની ભવન જોયું ચીનનું ઉત્તમ સાહિત્ય ત્યાં સંઘરાયું છે અને કેટલાક ચીની અધ્યાપકો તથા વિદ્વાનો કુટુંબ સહિત ત્યાં વસે છે આ ઉપરાંત એક અતિથિગૃહ પણ છે, જેની બાજુમાં જ શિશુગૃહ છે આ શિશુગૃહના વિશાળ વસતિગૃહમાં ભીંત પર કળાભવનના વિદ્યાર્થીઓએ મુઘલ, રાજપુત અને જાપાનના કલાસમુદાયમાંથી ચૂંટેલા પ્રાણીઓ અને પક્ષીઓ દોર્યાં છે અને એ રીતે પ્રાણીઓની એક અપૂર્વ ચિત્રશાળા અહીં બની ગઈ છે. આ પ્રકારે ચિત્રબોધ સાથે આનંદ આપવા માટે અહીં હરિપતાલ, ડૉર્મેટરીઓ, ધર્મશાળા વગેરે દરેક મકાન પર તે તે સ્થાનને મહત્ત્વ ને પ્રેરણા આપે એવા ચિત્રો થયા હતા, પણ તેમાંના ઘણાં વિલય પામ્યાં છે.

બપોરે શ્રીમતી રતિ પિટિટના ચિત્રો જોયા તેમણે બહુ પ્રેમપૂર્વક 'કુમાર' માટે પોતાના કેટલાક લીનોકટ ને ફોટોગ્રાફો આપ્યા, જેનો ઉપયોગ થતો છેલ્લા ત્રણ અંકથી વાચકો જોતા હશે બપોરે ફરી કેટલાક વિદ્યાર્થીબંધુઓને મળ્યા. સાંજે મેદાન પર ફુટબૉલની મૅચ જોઈ વિશ્વભારતીના વિદ્યાર્થીઓએ રમતના મેદાન ઉપર પણ ઠીક નામ કર્યું છે સુરેનબાબુ ત્યાં રમત જોવા બેઠા હતા એટલે તેમની રજા ત્યાં જ માગી લીધી સાથે સાથે કલામંદાએ રાત્રે અમારે નીકળવાનું વખતે જરૂર પડવાની તે ટૅક્સીની અનુમતિ પણ માગી લીધી અને ગુરુદેવની ગત લેવા નજીકનું એક સાંતાલ ગામડું જોવા અમે ઊપડ્યા

**વિદાય**

● રાત્રે 'બંગાળી-સમેલની'ના સપ્તાત ઉત્સવમાં હાજરી આપી તેમના આતિથ્ય ને સદ્ભાવનો લહાવ લીધો ત્યાં મુંબાઈના સુશીલાબેનનું નૃત્ય જોઈ આનંદ થયો તેની શરીરસ્ફૂર્તિ તથા ભાવદીપ્તિમાં પ્રતિભા છે રાત્રે નંદબાબુને મળવાનો ક્યાંય યોગ ન થયો, એટલે તેમને ઘેર ગયા; પણ ત્યાંયે ન મળ્યા બીજી વાર છેલ્લી તક લેવા ગયા ત્યારે થાકથી સૂઈ ગયેલા, એટલે ચિઠ્ઠી મૂકી હું પાછો વળ્યો પરંતુ ગમે તેમ પણ તેમને ખબર પડેલી, એટલે દસ સાડા દસ વાગ્યે તેમના સુપુત્ર વિશુદા અને મારોજી તેમની ચિઠ્ઠી અને ભેટનું એક દર્શિન ચિત્ર

આપવા અહીં માઈલ દૂર મારા મુકામે આવ્યા ત્યારે તેમનું સૌજન્ય કેટલું છે તે સમજાયું. એ દર્શન આ અંકની આર્ટપ્લેટ પર પ્રકટ કર્યું છે.

ભાઈ મજલાલે નીકળવાની બધી ગોઠવણ કરી પોતે પણ પ્રવાસમાં જોડાઈ ઠેઠ બનારસ સુધી સાથ આપ્યો રાત્રે સૌ વિદ્યાર્થી બાંધવ બહેનોએ ભારે મને વિદાય આપી થોડી ઊંઘ લઈ એ વાગ્યે મોટર આવી ત્યારે જાગ્યા અને રાત્રિના અંધકારમાં સામાન ચડાવી એ કવિ-સર્જિત સંસ્થાનું સ્મરણ લઈ અમે કલકત્તા તરફ પ્રયાણ કર્યું

(ચાલુ)

## શ્રી મહાવીર જૈન વિદ્યાલયનો રજત મહોત્સવ સ્મારક ગ્રંથ



રજત મહોત્સવ પ્રસંગના સૂચન ૨૫ પચીસ ધ્વજનો કીર્તિસ્તંભ

● જૈન કોમના વિદ્યાર્થીઓની એકધારી સેવા આપનારી આ સંસ્થા ગુજરાતનું ભૂષણ બની છે ગુજરાતના અનેક તરુણ પ્રસિદ્ધ જૈન વિદ્વાનો, ધારાશાસ્ત્રીઓ કે અધિકારીઓ આશ્રયવધતા યે આ સંસ્થાના આભારી બન્યા છે, અને તેનો સુંદર સવિસ્તર ઇતિહાસ આ ગ્રંથમાંથી મળી આવે છે પણ તે સાથે જૈન કોમે પોતાની સંસ્કારદૃષ્ટિ કેટલી વિશાળ અને વ્યાપક બનાવી છે તેનું સુંદર દૃષ્ટાન્ત તો તેમાં વિવિધ વિષયો પર લખનારા ઇતર કોમના વિદ્વાનો અને કોવિદોની લેખસમૃદ્ધિ છે સુંદર રૂપરંગ અને બાંધણીવાળો આ ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં પણ એક આકર્ષણ બનશે શ્રી મોતીચંદભાઈ કાપડિયા ને શ્રી ચંદુભાઈ મોદી જેવા એ સંસ્થાના ભાવિકોના પ્રયાસોનું એ સુંદર પુષ્પ છે. ૪૫૦ પૃષ્ઠના એ દળદાર ગ્રંથની કિંમત માત્ર રૂ ૩ મળવાનું સ્થળ · મહાવીર જૈન વિદ્યાલય, ગોવાળીયા ટૅંક, મુંબઈ–૨૬

## પ્રકૃતિ

● ગુજરાતમાં કાવ્યો, કથાઓ નાટકો અને વાર્તાઓનું સાહિત્ય ભેટ-ારો તેમજ તેનો ઉપભોગ કરનારો વર્ગ આજે ઠેરઠેકાણે ઊભરાઈ ગે છે, પણ પ્રાકૃતિક સૃષ્ટિની રચના, વ્યવહાર અને વૈવિધ્યનું યથાર્થ નિદર્શન કરાવનાર મોટા ગ્રંથો કે છૂટક સાહિત્ય પણ પ્રાપ્ત કરવું આજ સુધી મુશ્કેલ રહ્યું છે એ કામ કંઈ ટેબલ ઉપર બેસી મનના ઘોડા દોડાવી મૂકતા સિદ્ધ થઈ શકે એવું નથી જગતમાં પ્રાકૃતિક સૃષ્ટિનો અભ્યાસ કરનારાઓએ એકાંત ખૂણે તેમજ સૃષ્ટિમાં રખડીને આયુભર મૂક તપશ્ચર્યા કરીને તેના સર્જન, વિકાસ અને વિલયના સ્વરૂપોનો બહોળો અભ્યાસભંડાર મૂક્યો છે તેને અપનાવી તથા નજર આગળ રાખીને, ઘરઆંગણે તેમજ વનવગડાના અગોચર પ્રદેશોમાં રહેલી જીવ-કીટસૃષ્ટિ, પક્ષી–પ્રાણીસૃષ્ટિ અને જળચર સૃષ્ટિનો પદ્ધતિપુરઃસર અભ્યાસ કરનારા જે ગણ્યાગાંઠ્યા વિરલ અભ્યાસીઓ ગુજરાતમાં છે તેમણે અમદાવાદમાં 'ગુજરાત પ્રકૃતિ મંડળ' નામનું એક નાનકડું (પણ મોટા ધ્યેયવાળું) મંડળ ત્રણેક વર્ષથી સ્થાપ્યું છે, અને તેના અગ્રણીઓમાંના એક શ્રી હરિનારાયણ આચાર્ય ('કુમાર'ના 'વનેચર')ના તંત્રીપણા નીચે આ કાર્તિક માસથી 'પ્રકૃતિ' નામનું આ ત્રૈમાસિક ગુજરાતી ભાષામાં તેમણે શરૂ કર્યું છે તેમના આ આગેકદમ કાર્યને અભિનંદનનો અર્ઘ્ય આપ્યા વિના રહેવાશે નહિ એ નાનકડું લાગતું ત્રૈમાસિક ગુજરાતના ભવિષ્યના વિશાળ પ્રાકૃતિક સાહિત્યનું ચેતનવંતું પગરણ છે, અને ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં એક સમ્પ્રદાનીય અને પાઠ્ય સંગ્રહ બનવા તે સરજાયું છે. જે કોઈપણ અભ્યાસસંસ્થા કે શિક્ષણસંસ્થા એની કદર સમજી શકશે નહિ તેને ભવિષ્યના વિદ્યાપિપાસુઓ 'પ્રમાદી'નો શિરપાવ આપ્યા વિના નહિ રહે એવી અમારી દૃઢ માન્યતા છે



## સ્વ. ભિક્ષુ અખંડાનંદજી

● ભગવા લૂગડાં પહેરીને તેને દીપાવનારા એમના જેવા થોડાક વધુ સન્યાસીઓ જો ગુજરાતને મળ્યા હોત તો આજે ગુજરાતની જનતાની કેળવણી ચારે પાયે ઊંચી મેડી સુધી વધી હોત. સ્વ. મોતીભાઈ અમીન અને શ્રી ઠક્કર બાપા જેવા જ એ ગુજરાતના સમાજના મૂક અને સાચા સેવક હતા; અને એ ત્રણેની મૈત્રી પણ સેવાની ભૂમિકા પર જ રચાઈ હતી કોઈ સાહિત્યસમારંભ કે પરિષદમાં જવલ્લે નજરે પડતા એ ભગવા લૂગડાવાળા સન્યાસીને જોઈ ઘણા જુવાનોને આશ્ચર્ય થતું પણ સ્વામી વિવેકાનંદનું વીર વેદાંત, શ્રી રામકૃષ્ણ પરમહંસનું પ્રેમામૃત, નેપોલિયનનું શૌર્યવંતું ચરિત કે રામાયણ મહાભારત ભાગવત ગીતા અને આર્યભિષક જેવા મહાગ્રંથોની ગુજરાતમાં સસ્તી પરબો ઉઘાડી આપનાર એ સન્યાસીના કાર્યનો સરવાળો સહજમાં નહિ કરી શકાય સાક્ષરોના અપ્રાપ્ય પુસ્તકો અને અગ્રાહ્ય ભાષાકોષથી અલિપ્ત રહેલા ગામડિયાઓને તો એમના પુસ્તકભંડારે જીવનના ભાથા ભરી આપ્યા હતા પઢિયારના 'સ્વર્ગે' એ કંઈકના જીવનને ત્યાં પહોંચવાની સરણી બતાવી હતી અને સ્વામી અખંડાનંદજીએ લોકોની એ ભૂખ પૂરી સમજી લીધી હતી, તેથી જ એમણે જીવનની તપસ્યા દ્વારા સસ્તું સાહિત્ય સર્જ્યું અને ફળવ્યું હતું એમણે એક યુગનું કાર્ય પૂરું કરી આપ્યું છે અનંત ધામમાં એમને જરૂર શાંતિ હશો ર.મ.રા.

## ક્લોરોફૉર્મની શીશી શોધીને માનવતા પર કાયમી ઉપકાર કરનાર

# સર જેમ્સ યંગ સિમ્પસન



૧૮૪૭ના નવેમ્બરની ૪થી તારીખે બેએક ડૉક્ટરમિત્રોની સાથે મળી સિમ્પસને ક્લોરોફૉર્મનો પહેલો અખતરો જાત ઉપર કર્યો ને સૌ મૂર્છામાં પડ્યા. ક્લોરોફૉર્મની મૂર્છામાંથી સિમ્પસન પહેલો જાગ્યા

માંદાને સાજા કરવા અને જિંદગી બચાવવી; ઓગણીસમી સદીના વૈદકના ધંધાના આ બે મુખ્ય હેતુઓ હતા. એ બેની સાથે જે ત્રીજા એક આદર્શની જરૂર હતી છતાં જે ભાગ્યે જ વિચારાતો તે 'દર્દનું પ્રશમન'—દર્દ શમાવવું કે ઓછું કરવું.

એ કાળે સર્જ્યન થનારમાં સફળ કસાઇના સર્વે ગુણો જરૂરી મનાતા! એના આંગળા અને કુશળ અને ઝડપી રાખવા પડતાં અને બીજાનાં દર્દ સામે બુઠ્ઠું બની રહેવું પડતું આ ગુણ ન હોય તેનામાં કોઇને વિશ્વાસ ન બેસતો. એ વખતે લિનલિથગોના એક ભઠિયાગરના આઠમા છોકરા જેમ્સ સિમ્પસનને એ વસ્તુસ્થિતિમાં પલટો આણ્યો ક્લોરોફૉર્મની શીશી વડે માનવતા પર એણે કાયમી ઉપકાર કર્યો.

એ વખતના ભયંકર અને ઘણીવાર ગંદા ઓજારો વડે માણસને શસ્ત્રક્રિયા કરાવવી પડતી ક્રિયા કશી હરકત વિના પાર પડે તે માટે રોગીના હાથપગ બાંધી દેવામાં આવતા. પોતાનું શરીર ચીરાતું એ કમકમાં ખાતો જોઇ રહેતો ને જખમ રૂઝાવવા માટે સળગતા ડામરની દુર્ગંધ એ સહે જતો. એ ક્રિયા એટલી તો સાધારણ થઇ પડી હતી કે સિમ્પસને તે તરફ તિરસ્કાર બતાવ્યો ત્યારે એડિનબરોના ડૉક્ટરો અને વિદ્યાર્થીઓ બહુ નવાઇ પામેલા!

ઇ. ૧૮૧૧માં જૂનની ૭મીએ સ્કૉટલૅન્ડમાં લિનલિથગોના બાથગેટ મુકામે જન્મેલા સિમ્પસનનું બાળપણ સ્કૉટિશ ગ્રામભૂમિના સામાન્ય વાતાવરણમાં વીત્યું નાનપણથી જ એ ખૂબ હોશિયાર તથા દરેક બાબતમાં ચોકસ હતો. નિશાળેથી એ ઘેર આવતા જ એની મા બહાર જતી અને એ ભઠિયારું સંભાળતો. એના ગામડાની નિશાળમાં એ સૌથી તેજસ્વી વિદ્યાર્થી ગણાતો.

એનું કુટુંબ ગરીબ હતું, છતાં એની તેજસ્વિતાને કારણે ઉચ્ચ અભ્યાસની એને સગવડ કરી આપી ને તે એડિનબરો યુનિવર્સિટીમાં દાખલ થયો. ચૌદ જ વર્ષની ઉંમરે એ 'ફૅકલ્ટી ઑવ આર્ટ્સ'માં પ્રવેશ પામ્યો અને એકવીસ વર્ષની વયે તો ડૉક્ટરની ડિગ્રી મેળવી, સર્જ્યનોની કૉલેજનો લાઇસેન્શિયેટ બન્યો.

અને ત્યાર પછી જ તેને એ નસીબદારી સાંપડી જેણે એના જીવન ઉપર બહુ ઘેરી અસર કરી ડૉક્ટરેટ મેળવવા માટે એણે 'Death from Inflammation' નામે થીસીસ (મહાનિબંધ) લખેલી. સાવધ પૃથક્કરણ, સમતોલ પ્રમાણો અને દૂરદર્શી નિર્ણય વાળા આ નિબંધે પૅથોલોજીના પ્રોફેસર ડૉ. જૉન ટૉમસન પર એટલી અસર ઉપજાવી કે તેણે એ તરુણ વિદ્યાર્થીને પોતાનો મદદનીશ બનાવ્યો. અને સિમ્પસને પણ એ જગ્યા એવી યોગ્યતાપૂર્વક સંભાળી કે ૧૮૩૭માં ડૉક્ટર ટૉમસને માંદગીની એક વરસની રજા લીધી ત્યારે તેણે વ્યાખ્યાનખંડમાં પણ તેની જગ્યા સંભાળી. પૅથોલૉજીમાં એક વરસનો એ અનુભવ તેને બહુ ઉપયોગી નીવડ્યો.

એડિનબરોમાં આ વ્યાખ્યાનો આપતી વખતે જ તેને લિવરપૂલના એક વેપારીની પુત્રી જેસી ગ્રિન્ડલેનો પરિચય થયો. ત્યારબાદ ઘણાં વૅકેશનોમાં તે લિવરપૂલમાં એના મહેમાન તરીકે જતો.

ઇ. ૧૮૩૯માં એડિનબરો યુનિવર્સિટીની દાયણવિદ્યાના પ્રોફેસરની ખુરશી ખાલી પડી અને સિમ્પસને તેની ઉમેદવારી કરી. પરંતુ અવિવાહિત માણસ એ સ્થાન પર ન આવી શકે એવી પ્રથા હોવાનો જવાબ મળતાં સિમ્પસન તરત લિવરપૂલ ઉપડ્યો ને એક અઠવાડિયામાં જેસી ગ્રિન્ડલેને પત્ની તરીકે લઇ હાજર થયો! તરત તેની ઉમેદવારી મંજૂર કરવામાં આવી.

વિદ્વાન અને પ્રોફેસર હોવા છતાં સિમ્પસન સાવ સંશોધક જેવું ન હતો. વિજ્ઞાનની માનવ બાજુ એને વિશેષ આકર્ષતી અને રોગ તથા તેથી જન્મતું દુઃખ વિજ્ઞાનીના રસની વસ્તુઓ કરતાં તેને મન તિરસ્કારપાત્ર હતી.

એ દાયણકામનો પ્રોફેસર થયા પછી થોડા જ વખતમાં એને કાને વાત આવી કે અમેરિકાના એક દંતવૈદ્ય મૉર્ટને દાંત ખેંચવા માટે 'એનીસ્થેટિક' માટે ઈથરનો ઉપયોગ કરેલો. એણે પોતે પ્રખ્યાત સર્જન રૉબર્ટ લિસ્ટનના હાથ નીચે ઈથર વડે થએલું પહેલું ઑપરેશન જોયું અને એના મન પર એની એટલી બધી અસર થઇ કે સુવાવડના કેસોમાં તેણે એનો ઉપયોગ ચાલુ કર્યો અને તેના પરિણામ ખૂબ આશ્ચર્યકારક આવવા લાગ્યા.

પરંતુ કૃત્રિમ રીતે મૂર્છા પમાડીને દર્દીનું દર્દ ઓછું કરવા સામે ત્યારના ધર્મગુરુઓએ વાંધા લીધો ને સિમ્પસનની સામે બાઇબલનું વાક્ય ટાંકી બતાવ્યું કે 'In sorrow thou shalt bring forth Children'. પરંતુ એની સામે 'The Lancet'માં એક લેખ લખીને સિમ્પસને એમની સામે બાઇબલનું જ આ વાક્ય ટાંકી બતાવ્યું - 'And the Lord God caused a d ep sleep to fall upon Adam, and he slept. and he took one of his ribs, and closed up the flesh instead thereof.' પાદરીઓ આ સાંભળી લાજવાબ બન્યા ને એમનો વિરોધ મોળો પડી ગયો.

છતાં સિમ્પસનને લાગ્યું કે ઈથર એ સર્વથા યોગ્ય પદાર્થ નહોતો. એ આખો દિવસ પ્રયોગશાળામાં અખતરા કરતો જ રહ્યો, અને સાંજે ઘેર આવીને પણ આરામ ન લેતા બેત્રણ ડૉક્ટરમિત્રોને લઇ એ જ વાતની ચર્ચાઓ કરતો, તથા દરરોજ નવાં નવાં પ્રવાહી બનાવી તેમની સામે મૂકતો. એક રાતે, ૧૮૪૭ના નવેમ્બરની ૪થીએ, પોતે અગાઉ એક વખત અજમાવેલી ક્લોરોફૉર્મની શીશી સિમ્પસનને એકાએક યાદ આવી અને તેણે તે કચરાપટીમાંથી ગોતી કાઢી બધાએ એનો ઉપયોગ કર્યો અને થોડી વારમાં જ સૌ મૂર્છામાં પડી ગયા.

સિમ્પસન સૌ પહેલો મૂર્છામાંથી જાગ્યો ત્યારે પહેલો જ વિચાર એને પોતાના અખતરાની સફળતાનો આવ્યો. માનવજીવનનું સંરક્ષણ કરવા સાથે એના દર્દના નાશનું આ ક્લૉરોફૉર્મ (અનુસંધાન પૃ. ૨૫મે)

કાશ્મીરી કુટુંબો ઘોડાની આવક પર પોતાનો જીવનનિર્વાહ ચલાવે છે. શિયાળો બેસતા અહીં પ્રવાસીઓની સંખ્યા નહિવત બની જાય છે. હિંદીઓ તો દેખાતા જ નથી. ફક્ત પશ્ચિમી પ્રજાઓ અહીંની ઠંડીની મોજ માણે છે. ગુલમર્ગ ૮૭૦૦ ફીટની ઊંચાઈએ આવેલું અનેરું સ્થળ છે.

ઝરણું ઉપર બાંધેલો નાનકડો પૂલ ઓળંગી અમે ગુલમર્ગની કેડીએ ચડ્યા. ટંનમર્ગથી ગુલમર્ગનો ત્રણ માઈલનો રસ્તો ખરેખર અદ્ભુત છે. સામે મનોહર નિર્ઝરો મળે છે ઉન્નત વૃક્ષરાજિ આવકારે છે. વચ્ચે ઠંડા પવનનો એકાદ સખ્ત સુસવાટો કંપાવી જાય છે ને ઘોડાઓ હાંફતા, શ્વાસભેર છલંગ મારતા ચઢાણ ચડતા જાય છે. ડાબા હાથ તરફ ઊંડી ખીણ છે. પાછળ ફરીને નજર કરતા કાશ્મીરનું વિશાળ મેદાન પાંચ હજાર ફીટની ઊંચાઈએ ગિરિરાજોની ગોદમા વિશ્રામ લેતુ લાગે છે. કઈ તરફ જોવું ? ચોતરફનું આકાશ પણ દૃષ્ટિને સ્તબ્ધ બનાવે છે. પોતાની સૌન્દર્યગરિમામા અન્યને ડુબાવે છે

ત્રણ માઈલનો રસ્તો ક્યારે પૂરો થયો તેની ખબર ન પડી. છેક ઉપર પહોંચતાં ગુલમર્ગ દેખાયુ. નજર સામે, અફરવાટના શિખરોની છાયામા, ઊઘડતા લીલા રંગની ઘાસની તાજી ચાદરો ઓઢીને સૂનેલાં ઊંચાનીચા ઢોળાવવાળાં મેદાનો દેખાય છે વચ્ચે કાટખૂણે આવેલા રસ્તાઓ શેતરંજના પટ્ટા બિછાવ્યા હોય તેવા લાગે છે પાસે ને દૂર દેવદાર, પાઇન ને ફરતા વૃક્ષો નીચે, નાના બગીચાઓથી વીંટળાએલા લાલ છાપરાંવાળાં લાકડાનાં મકાનો દેખાય છે. કાચના બારીબારણા પ્રકાશમાં ઝગમગે છે રસ્તાની બાજુએ હૉટેલના કૉમ્પાઉન્ડમા એકાદ બે યુરોપિયન પ્રવાસીઓ આરામખુરશીમા બેસી પેલા ઊંચા શિખરો સાથે ગેલ કરતા વાદળોને જોઇ રહ્યા છે. આ શિખરોમા શું જાદુ ભર્યું હશે ? શું આકર્ષણ ભર્યું હશે ? ખંડખંડની પ્રજા અહીં આવે છે. કોઈ નમવા માટે તો કોઈ નમાવવા માટે.

રસ્તા પર માણસોની અવરજવર નથી. સખ્ત ઠંડીથી સૂર્યના કિરણ પણ જાણે થથરતાં હોય તેવા લાગે છે. દુકાનદારો નીચેના મેદાનોમાં ચાલ્યા ગયા છે. દુકાનો બંધ છે. એક ઊંચા ઢોળાવ ઉપર કાશ્મીરી મંદિરના પિત્તળ મઢેલા ગુંબજ ચમકારા મારે છે. મંદિરની ધર્મશાળામાં હિંદી પ્રવાસીઓ માટે વિનામૂલ્યે ઊતરવાની સગવડ છે

બેસતા શિયાળામાં ગુલમર્ગનું આ દૃશ્ય. આ સમયે તો ગુલમર્ગ ગાંભીર્ય ધારણ કરે છે; પરંતુ વસંતમાં ગુલમર્ગની જીવનવસંત ઠહુકી ઊઠે છે. વસંત બેસતાં દુનિયાના દેશદેશનાં પ્રતિનિધિઓ અહીં ઊતરી પડે છે. આ શૂન્ય દેખાતાં બજારોમાં ત્યારે ભીડ જામે; હૉટેલ ધર્મશાળા કે શીખના ગુરુદ્વારા સુદ્ધામાં રહેવાની જગ્યા ન મળે; વૃક્ષઝુંડોની નીચે નિર્ઝરોને કિનારે કે ઊંચા ઢોળાવ ઉપર જ્યાં જુઓ ત્યાં સફેદ તંબૂઓની કતાર નજરે પડે; પોલો મેદાને પ્રવાસીઓની ઘોડદોડથી ધમાધમી ઊડે, હવા અનેકવિધ દેશી ને વિદેશી રેકર્ડ-સંગીત ગુંજતી વહે; બગીચા અને હરિયાળાં મેદાન રંગબેરંગી ફૂલોથી મહેકતા લાગે; કોઈ પોલાદી તાકાતવાળા યુવાનો ખભે અફરપોત બરાબી, હાથમાં બરફ ઉપર ચાલવાની અણીવાળી લાકડી પકડી, સીધ જંગલો તરફ, ગિરિકંદરાની કમનીયતા તરફ કે પછી ખુદ ગિરિશિખરો તરફ કૂચકદમ કરતા જણાય; ગેલમુકવાળા કલાકારો ને ખભે કૅમેરા લટકાવતા ફોટોકલાવિદો તો ઠેરઠેર નજરે પડે.

ગુલમર્ગનું જીવન દર દિવસે, દર અઠવાડિયે, દર મહિને વૈવિધ્યમય લાગે છે. જામેલા શિયાળામાં અહીં શ્વેત બરફના હિમના દળ પથરાઈ જાય છે ને હિમતુફાનો મચે છે. કોઈ મરજીવા સહેલાણીઓ જ એ સમયે અહીંની મસ્તીની મઝા લૂંટી શકે છે.

ગુલમર્ગથી ખીલનમર્ગ ત્રણ માઈલ જેટલુ થાય છે. ઢોળાવ પર આગોટની ને પછી પાઈન્સનાં જંગલમાં સમાઈ જતી પગદંડી ઉપર અમે ઘોડા દોડાવી મૂક્યા. પ્રકૃતિનો સુંદર નીલ તરુમંડપ અહીં રચાયો છે. વિખરાએલા શિલાખંડો વચ્ચેથી એક ઝરણું જિંદગીનું મુક્ત ગાન ગાતુ દોડી જતું હતું. ચઢાણનો છેલ્લો વળાંક વટાવી ઘોડા અમને ૮૯૦૦ ફીટ ઊંચાઈએ આવેલા ખીલનમર્ગના મેદાન ઉપર લઇ ગયા અહીંથી ગુલમર્ગ તો કોઈ બાળકે બનાવેલી રમકડાની નગરી જેવું લાગતુ હતુ. અફરવાટનાં શિખરો જાણે અમારી પાસે જ ઊભેલા લાગ્યાં. એના ઢોળાવ ઉપર હિમના પટ પથરાઈ ગયાં હતા

થાકેલા ત્રણે ઘોડાને અમે તાજું ઘાસ ચરવા છૂટા મૂકી દીધા. તેના રખેવાળો ટૂંક રસ્તે ત્યાં વહેલા આવી પહોંચેલા.

ખીલનમર્ગના મેદાન ઉપર પણ બે રમણીય નિર્ઝરો પોતાનું જીવનમસ્ત વહાવે છે. કાશ્મીરનું જીવન આવા રમતિયાળ નિર્ઝરો વિના કેવું શૂન્ય અને નીરસ લાગત !

પાણી પી અમે ટટ્ટાર બન્યા, કોટનાં બટન બરાબર બંધ કર્યા, ગળે વીંટાળેલા મફલર ઠીકઠાક કર્યાં અને અફરવાટના સ્મિત કરતા શિખરો તરફ નજર નાખી 'હમણા જ આવી પહોંચીએ છીએ.' અમારાં હૃદય બોલી ઊઠ્યાં. અમે ઊપડ્યા. મારા વૃદ્ધ ઘોડાવાળાને મેં માર્ગ બતાવવા સાથે લઇ લીધો.

મનને થયુઃ 'ઓહો ! આમા તે શું ચડવું છે ? કેટલું પાસે દેખાય છે!' 'હમમેં ક્યા દેર લગેગી ?' બિહારી મિત્ર બોલી ઊઠ્યા. સૌ હોંશભેર ઊપડ્યા. અમને ખબર ન રહી કે શરૂઆતમા ઝડપથી દોડનાર સસલી અને એકધારી દોડમા આખરે પાછળ પડી જાય છે.

પથ્થર ઉપર પથ્થર ખડકાયા છે. એક પથ્થર ઉપર પગ સ્થિર થાય પછી જ બીજે ઊપડે. એક મિત્રે કોટ ઉતાર્યો; ખીસામાંથી રૂમાલ કાઢી પસીનો લૂછવા લાગ્યો. 'ચલો યાર, ક્યા દેર લગેગી ?' મેં તેમના શબ્દોનું પુનરુચ્ચારણ કર્યું. શિખરધાર જાણે અમારી કસોટી કરતી હોય તેમ દૂર ખસતી હતી. થોડી વારે બીજા મિત્રે કોટ ઉતાર્યો. તેમની છાતી લુહારની ધમણની સ્થિતિમા શ્વાસના આરોહ-અવરોહની તીવ્ર તાનપલટામા આવી ગઈ હતી. બન્ને મિત્રો ઘડીમા શિખર તરફ તો ઘડીમા નીચેના મેદાનો તરફ દૃષ્ટિ નાખે અને પછી મારી તરફ જોઇ અકળાયા કરે. તેમનામાંથી આગળ વધવાની હિંમત ઓસરી હતી. આ જોઇ બુઢ્ઢો ઘોડાવાળો હસવા લાગ્યો બોલ્યોઃ 'બાબુજી ચલો; ક્યોં થક ગયે ? ચલો ચલો, કૈસા શીન (બરફ) દિખાતા હૈ, ઉધર !'

મને પણ મિત્રોની મજાક કરવાનુ મન થયુ. મેં કહ્યું, 'શામકો આપને બહુત અચ્છે ખાયે થે, ફિર ભી થક ગયે ? ચલો, દોસ્ત''

પણ શું ચાલે ? ૮૯૦૦ની તાકાત તો ક્યારની ઓગળી ગઈ હશે' બન્ને મિત્રો પરીશ્રમ વિશ્રામ લેવાને બદલે અર્ધે રસ્તે જ અટકી પડ્યા. હું ને બુઢ્ઢો કાશ્મીરી (હું તેને ચાચાજી કહેતો) બંને આગળ ચાલ્યા. ક્યાંક કોઈ મોટા પથ્થરની ધાર પકડીને, તો ક્યાંક વળી

(અનુસંધાન પૃ. ૨૫મે)



ચાચાજી : મારો વૃદ્ધ કાશ્મીરી ઘોડાવાળો

## માણસ જ્યારે બધી મર્યાદાઓ લોપી દઈને બુદ્ધિનું સદંતર દેવાળું કાઢે છે ત્યારે

# ઘોડા-મતિ

### દ્વારા ઈશ્વર સાચો ન્યાય કરાવે છે



કેલે કટ કરતી ચાપ નીચે પાડી એક જ ક્ષણમાં પેલુ ગાયાના-પિગ હાલતુ બંધ થઈ અમળાયુ અને નીચે ઢળી પડ્યુ સ્ટેરિચ તો આભો બની મો ફાડી જોઈ જ રહ્યો

'આટલા જલદી તમે પાછા આવશો એવું મેં ધાર્યું નહોતુ' આવનાર તરફ જોઈને કેલે કહ્યુ એ સાંભળીને સ્ટેરીચ જરા હસ્યો. તે કાળા વાળવાળો પાતળિયો જુવાન હતો. તેની આંખો પીંગળી ને મોકાડ ભારે હતી. તેણે તુરત જવાબ વાળ્યો 'મિ કેલ, વખત બગાડવાનું અમને પાલવે એમ નથી. હવે તમારી શોધનો દાવો સાબિત કરી શકો તો મારા દેશ તરફથી તુરત તે પર માગણી થશે'

'મારી પાસે "તો"ની વાત જ નથી. ચાલો, હું તમારી ખાત્રી કરી આપુ' અધીર થઈ તેઓ ઘરના પાછળના ભાગ તરફ ચાલ્યા ત્યારે સ્ટેરીચે ચારે તરફ ચોકસાઈથી નજર ફેરવી. નજીકના ગામથી બે માઈલ છેટે આવેલુ તે એક સુમસામ ખંડેર હતુ અને એટલુ આઘેલુ પડી ગયુ હતુ કે ત્યાં સુધી રસ્તો શોધી પહોંચતા તેને કેટલીક મુસીબત પડેલી. પણ તેના માલિક માટે તો તે જગ્યા સાવ અનુકૂળ હતી. સ્ટેરીચને લાગેલુ જ કે આવી ચમત્કારિક શોધનો દાવો કરનારો માનવી અરધો ગાંડો હોવો જોઈએ

'આ બાજુ' કહેતાકને કેલે ભીડાવેલી ખડખડની ફ્રેંચ બારીઓ ઉઘાડી. તેમાંથી પાછળ ખુલ્લામાં નજર કરતાં ત્યાં કોઈ વખત એક બાગ હોય તેમ લાગ્યું. આજે તો ત્યાં ગોઠણુંપૂર ઘાસ ઊગી નીકળ્યુ હતુ એ બગીચામાંથી પોતાના અતિથિને લઈ તે એક દરવાજા બહાર આવ્યો, ત્યાં તેમની નજર સામે પાંચેક એકરનું ખેતર આવી રહ્યુ. તેમાં લાકડાનું એક મજબૂત ઝૂંપડુ ખડુ કરેલુ હતું. ચપળ અવલોકન-ની ટેવવાળા સ્ટેરીચે જોયુ કે ખેતરની પશ્ચિમ બાજુએ આશરે આઠ ફૂટ ઊંચો અને દસ ફૂટ પહોળો કોઈ વિચિત્ર ભૂખરા રંગે રંગેલો એક પડદો ખડો કરેલો હતો.

કેલ ઝૂંપડા આગળ પહોંચતા જરા ખડખડ હસ્યો. તેનો અવાજ સૂકો, લોહી વગરનો, જાણે રેતી ખરી હોય એવો લાગ્યો. આ રીતે ઝૂંપડી સામે જોતો તે ઊભો ત્યારે સ્ટેરીચને ફરી તેનામાં ગાંડપણનો ચાળો લાગ્યો. એનો બધો દેખાવ જ એવો હતો કે મગજ ઠેકાણે છે એવુ કોઈ ન માની શકે. તે ઊંચી કાઠીનો, અડીખમ, કડક સફેદ વાળવાળો પુરુષ હતો. તેના ચપટા ચહેરા પર કોઈ રંગ કે ચમક કે સુંવાળપનુ નામ નહોતુ. આંખો પણ ફિક્કી ફચ હતી. કોઈ પણ તેને લાકડપિંજરના ખોખલા જ સમજે તેવો.

'તદ્દન ગુપ્ત ને સલામત જગ્યા છે' કેલે કહ્યુ: 'છેલ્લા ઘણાં વર્ષોથી હું આવું જ કામ કરતો રહ્યો છું. તમે ખરા ભાગ્યશાળી છો. કેલિફિક કિરણોનો ચમત્કાર પહેલવહેલો હું તમને જ બતાવવાનો છુ. સૂર્યની ગરમી અને તેથી લાગતી લૂ તથા પડતપ્પાનો અભ્યાસ કરતાકરતા મને આ શોધ કરવાનુ સૂઝ્યુ છે' તેણે વાત કહેવા માંડી. સૂર્યના actinic—મારકણાં દાહક કિરણો લાગતાં Sun-stroke કે Heat stroke થઈ આવે છે. તમને ખબર તો હશે કે અતિ ઉષ્ણ પ્રદેશોમાં માથા તેમજ ગરદનની પાછળનો ભાગ ઢાંકવાની જરૂર હોય છે એનુ કારણ એ છે કે સૂર્યના મારકણાં કિરણો કોઈમાં પ્રવેશીને એક પ્રકારની રાસાયણિક ક્રિયા ઉત્પન્ન કરે છે અને લોહીને ઝેરી બનાવે છે

મારા મનમાં તે પરથી વિચાર આવ્યો કે એવું જ કિરણ ઉત્પન્ન ન થઈ શકે કે જે આપણા ધાર્યા પ્રમાણે ફેંકી શકાય અને કાબૂમાં રાખી શકાય? અને ઘણી જહેમતને અંતે મેં તેમાં સફળતા મેળવી છે. હવે તમને તે બતાવું' આટલુ કહેતા તે ઝૂંપડા તરફ ગયો. સ્ટેરીચ અજાયબ થતો તેની પાછળપાછળ ચાલ્યો

એ ઝૂંપડાને બારી એક જ હતી. બારણાની ડાબી બાજુ પર એક મેજ, એક ખુરશી ને એક નકામા કાગળની ટોપલી અરધી બળેલી રાખથી ભરેલી પડી હતી. જમણી બાજુ એ બારી પાસે ભીંતને અડીને જૂની ઢબના મેજિક-લૅન્ટર્ન જેવુ યંત્ર-ખોખું ગોઠવેલુ હતુ. તેની નજીક ભીંતના એક ખૂંટા પર પાંજરું ભરવેલુ હતુ. તેમાં નાના ગાયાના-પિગ (મોટા ઉંદર જેવડા ધોળા ભૂંડની જાત) હતા. ભીંત પર એક પ્રકારનો ભૂખરા રંગનો લેપ મારેલો હતો, જે બહારના ખેતરના પડદાને મળતો હતો.

કેલ સીધો પેલા યંત્ર પાસે ગયો. એણે કંઈ બોલ્યા વગર એક ગાયાના-પિગને પાંજરામાંથી બહાર કાઢ્યુ અને થોડા લીલા ઘાસની નાની પૂળી સાથે તેને મેજ ઉપર મૂક્યુ. એ ત્યાં જરા ફરેતુફરતુ બેઠું. તે દરમિયાન તે યંત્ર પાસે ગયો અને તેનુ કાચવાળુ ભૂંગળુ બરોબર ગોઠવ્યુ. પછી બારી પાસે જરા ઊંચે ધાતુની એક ચાપ હતી તે કેલે કટ કરતી નીચે પાડી. એક જ ક્ષણમાં ગાયાના-પિગ હાલતુ બંધ થયુ અને અમળાયુ. બે સેકંડમાં તો માંસ બળવાની વાસ આવી

સ્ટેરીચ તો આભો બની મો ફાડી જોઈ રહ્યો! તે આગળ આવી ગાયાના-પિગને તપાસવા જતો હતો, તેવામાં કેલની મોટી ભૂજે તેને થમાવી દીધો. 'સબૂર! મરવુ છે શુ?' એમ કહી કેલે ચાપ ઉપર કરી દીધી. 'હવે વાંધો નથી, પૂરી સલામતી છે. જોઈ લો'

સ્ટેરીચે ગાયાના-પિગ ઊંચકી લીધુ. તે બદાસ થઈ ગયુ હતુ અલબત્ત, એક જગ્યાએ વાળ જરા દાઝી ગયા હતા. તેના વિચારો વાંચતો હોય એમ કેલ બોલી ઊઠ્યો 'મારા યંત્રની તાકાતના પ્રમાણમાં આ પ્રયોગ તો તદ્દન નાચીઝ છે. તમે જરા વહેલા આવી ગયા

મેં એક ઘોડો ખરીદી લેવાની ગોઠવણ કરી છે અને તેનાથી ખરેખરો ખ્યાલ આવી શકશે.'

'ખરો ખ્યાલ, એટલે?' સ્ટરીચ જરા મુંઝવણ સાથે બોલ્યો: 'તમારા આ કિરણો દ્વારા શું શું કરી શકવાનો તમારો દાવો છે?'

'દાવો? દાવો એવો છે કે પંદર વીસ માઇલની હદમાં કોઈ પણ માણસને તે ત્રણ સેકંડમાં ખતમ કરી શકશે. પહેલી સેકંડે સંપૂર્ણ જડતા અને બીજી બે સેકંડમાં નિશ્ચિત મૃત્યુ! આ જે ભૂખરા રંગનો લેપ તમે બહારની દીવાલો પર જુઓ છો તે ફ્લોનાઈટ છે. એ એક જ પદાર્થ કેલિટિક કિરણથી બચાવ આપી શકે એમ છે. આ યંત્ર-પેટીને પણ તે જ લગાડેલો છે. ફ્લોનાઈટ ન હોય તો કિરણ નાખી શકાય જ નહિ, કારણ કે તે ઉત્પન્ન થતાં જ યંત્રને સાફ કરી નાખે. તમારા વાયરલેસ આંદોલનોને જેમ કોઇ રૂકાવટ નથી, તેમ મારાં કિરણો ક્યાંય પણ અટકશે નહિ. સિવાય કે જ્યાં ફ્લોનાઈટ હોય. આથી ઝૂંપડાને પણ તેનો લેપ આપ્યો છે. જો એમ ના કર્યું હોત તો ત્રણ માઇલના વિસ્તારમાં કોઇ ને કોઇ બાપડા ગામડિયાના ભોગ મળી જાત.

સ્ટરીચે ઊંચો શ્વાસ નીચો મૂકી જરા જીભ ફેરવી પોતાના હોઠ ભીંજવ્યા: 'પણ આ ગાયના-પિંજ વળ કેમ ખાઈ ગયું?'

'કિરણની ગરમીની અતિશયતાથી એમ થાય જ. પણ હવે પાણીના જથ્થામાંથી પસાર કરી તેને ઠંડાં પાડી શકીશ એવી ખાત્રી છે. એ પ્રયોગ પૂરો થયા પછી મારા હાથમાં એક એવું અદૃશ્ય કિરણ હશે કે જે ચોક્કસ જગ્યા પર નાખી શકાય અથવા પ્રસારી શકાય.'

'પ્રસારી શકાય એટલે શું?'

'એટલે તેને ફાવે તેટલા વિસ્તાર ઉપર નાખી શકાય,—જે રીતે તમે મોટરનું લાઈટ વધુઘટ કરો છો તેમ. દસ હજાર ફીટની ઊંચાઈ ઉપરથી એક એરોપ્લેન આખા શહેર ઉપર કેલિટિક કિરણો પ્રસારી શકે અને ત્રણ સેકંડમાં એક માઈલના વિસ્તારમાં પ્રત્યેક પ્રાણીનો નાશ કરી શકે!'

'પણ—' સ્ટરીચે બેપરવાઇ રાખી પૂછ્યું: 'જો એ બધાને ફ્લોનાઈટનું રક્ષણ મળ્યું હોય તો?'

'હાં બરાબર; જેઓ કિરણનો ગુપ્ત પ્રયોગ ખરીદશે તેઓને ફ્લોનાઈટનો પ્રયોગ ખરીદ્યા વિના ચાલવાનું નથી.'

'તમે આ શોધો વેચવાને મારી સરકાર પાસે કેમ માગણી કરી?'

'કારણ કે બ્રિટિશરો સહકારનું ધ્યેય નથી રાખતા. તેઓ મારી શોધ ખરીદશે તો પછી તેઓ એને હમેશાં માટે ગુપ્ત રાખશે. ચોવીસ વર્ષથી હું અહીં તપ કરી રહ્યો છું ને જગતના ઇતિહાસમાં અદ્ભુત અને મહાન ગણાય એવી શોધ કરી છે ને શું નાખી દેવાની અને દફન કરવાની?'

સ્ટરીચે પણ ડોકું હલાવ્યું. તેનામાં કલ્પનાશક્તિ નહોતી. પણ લંડન પારીસ જેવાં મોટાં શહેરો ક્ષણમાત્રમાં ભસ્મસાત્ થઇ શકે એવું તે જોઈ શક્યો અને તે દેખાવોથી તેનું મગજ ચક્કર ખાવા લાગ્યું.

'મારી સાથે કોઈ બાજી નહિ ચાલે, તેમ મને કોઈ બનાવી શકે એમ નથી.' કેલ કહેવા લાગ્યો: 'તમે તમારી સરકારને જઇને કહો કે કંઈ લખાણમાં નહિ મળે. હું જે કંઇ દાવપેચ કરું છું તે પણ તુરત બાળી દઉં છું. અને આ—' કહેતાં તેણે યંત્ર બતાવ્યું. 'કોઇ પણ વિજ્ઞાનવેત્તા તેની ખૂબી કે કરામત સમજી શકે એમ નથી. તે બધું આ એક જ ઠેકાણે બંધાયું છે.' આમ કહી તેણે પોતાના મગજ પર આંગળીઓ લગાડી. 'એટલે કોઈ બાબતમાં હું છેતરાઉં તેમ નથી. જો તમે શુક્રવારે ફરીવાર આવશો તો તમને જબ્બર પુરાવો આપીશ. એક મોટો ઘોડો ત્રણ સેકંડમાં જ—'

'જો ત્રણ સેકંડમાં એ ખતમ થાય તો મારી સરકાર તમારી શરતે તમારી શોધ જરૂર ખરીદશે.'

આટલી વાત કરી તેઓ ઝૂંપડાની બહાર નીકળ્યા અને સ્ટરીચ લંડન તરફ વિદાય થઇ ગયો. માણસ પોતે જ પોતાનો વિનાશ કરશે એવી પ્રાચીન આગાહીમાં કંઇક સત્ય છે એવું ભાન આજે તેને પહેલી જ વાર થયું હતું. બનાવટોમાં પણ કંઈક સમજણની મર્યાદા રહી હતી, પરંતુ માનવીમાંથી તો તે સરી જતી દેખાઇ.

બીજે દિવસે સવારમાં કેલ ઘોડે દૂર આવેલા લિંગટાઇ ફાર્મ સુધી ચાલીને પહોંચી ગયો. ત્યાં વૃદ્ધ જેગુઅર્ડ હોડ પોતાની જિંદગીના છેલ્લા વર્ષો પોતાના એકએક માનીતા ખેતર અને વાડ તપાસતો ગાળી રહ્યો હતો અને માલિકીનો બાપીનો લ્હાવ માણી રહ્યો હતો.

કેલે તેને વાત કરી ત્યારે કહ્યું: 'હોડ, મારે એક ઘોડો વેચી નાખવો છે. મારો જૂનો ઘોડો જ્યૉર્જ જ ઘરડું થયું હવે તમે તેની પાસેથી ભારે કામ લેવાની આશા ન જ રાખી શકો.' જરા ગંભીરાઇથી તેણે કહ્યું.

'તેની ફિકર ન કરો.'

હોડનો કરચલીઓવાળો પહોળો ચહેરો જરા નરમ થયો: 'તો ઠીક ભાઇ. જ્યૉર્જને અઢારમું વર્ષ ચાલે છે એટલે ઉમર તો થઈ ને? તેને કાઢવો તો મને ય ગમતો નથી; પણ શું કરું?' અને ચારેકોર હાથ ફેરવતો એ બોલ્યો: 'આ બધું લાકડું પાથરું રાંખડું મારે કાઢી જ નાખવું છે. પછી મારો એક પોતરો લનન (લંડન)ની સામી બાજુએ રહે છે તેના ભેગો રહેવા જઈશ. ત્યાં જ્યૉર્જનું ઠેકાણું પડે એમ નથી.'

કેલની આંખો અધીરાઈથી ચકળવકળ બની: 'પણ ઘોડો ક્યાં?'

'જ્યૉર્જ!' હોડે હાક મારી: 'અરે એ જ્યૉર્જ—'

ત્યાં તો પાસેના નાનકડા ટેકરાના ઢાળ પરથી પહોળી છાતીનો અડીખમ સત્તર હાથની કાયાવાળો ઘોડો હણહણ્યો. એનું ૨૮-કંદ મોઢું વચમાં સફેદ તિલકથી શોભતું હતું. તેના આખા કદમાં ગામડી ઢાવ-કાઇ દેખાતી હતી. હળવી હણહણાટી કરતાં આવી તેણે પોતાનું મખ-મલિયું મોઢું મો હોડના મોટા ખીસા આગળ ધુચાડ્યું અને રોજની ખાત્રીપૂર્વક સાકરનો એક ગાંગડો અંદરથી ઉપાડ્યો.

'એની કેટલી કિંમત ધારો છો?' કેલ તુરત વાત પર આવ્યો.

'કિંમતનું પૂછો તો ખરું કહું છું કે પૈસાની હું પરવા કરતો નથી. જ્યૉર્જ જુવાન ઘોડાના જેટલું કામ આપી શકતો નથી, એટલે હું તો તેને કોઇક લાયક જગ્યા પર રાખવા ધારું છું, અને તેની ખાત્રી મળે તો પાંચ પાઉન્ડ હું ઠીક ગણીશ.'

કેલે માથું હલાવી મંજૂરી આપી: 'તેને જરા યે કામ કરવું નહિ પડે.' કહેતાંકને પાંચ પાઉન્ડની નોટ તેણે કાઢી આપી. હોડે તે હાથમાં લઈ જ્યૉર્જ સામે જોયું અને તેનું મોઢું પ્રેમપૂર્વક પંપાળ્યું ને પછી પોતે પીઠ ફેરવી ઊભો. તેનું પોતાનું ડોકું ખેદથી નમી પડ્યું હતું. 'જરા રહો, હું તેનું ચોકડું અને મોવડ લાવી આપું છું.' એટલું બોલતાં તેનો કંઠ ભરાઈ આવ્યો.

એક કલાક બાદ જ્યૉર્જ કેલના ઘરની પાછળના ખેતરમાં ચરતો થઈ ગયો. કેલ ઝૂંપડામાં ગયો અને બારી ઉઘાડી હાથમાં લીલા ગાજરની એક નાની પૂળી રાખી તેણે જ્યૉર્જને હાક મારી. તુરત જ્યૉર્જ ઝૂકતી ચાલે આવી પહોંચ્યો અને તેના હાથમાંનું ગાજર લઈ સંતોષથી ચાવતો ઊભો. એટલું પૂરું થયું એટલે બીજું વધારે મેળવવા તેણે મોઢું ઊંચું કર્યું અને તેની સમજદાર આંખો આતુરતાથી ઊંચાઈ રહી. કેલે તેને બીજું ગાજર આપ્યું અને ટોપલી પાછી હટ-

માની લીધી. આવતા શુક્રવારે તેને પેલા પડદાની વચ્ચોવચ્ચ લાવી થોડા ગાજર ચાવતો કરી દેવાશે અને કેલિફિક કિરણ તુરત તેને શમ-શરણ કરી દેશે એમ તે વિચારી રહ્યો.

પછીના અડતાલીસ કલાકમા ફેલ ઘોડામા થોડી ડાંખ લઈ શકયો હતો. તે કિરણમાથી ગરમી બાદ કરી નાખનારી કોઇ રીત વિષે વિચાર કરી રહ્યો હતો ગુરુવારે બપોરે તેણે પાંજરામાથી નાથાના પિગને કાઢી ટેબલ ઉપર મૂકયુ બહાર ઝૂપડાની પાસે જ જ્યૉર્જ ઓપર-વાઇથી ચરતો હતો ફેલ પોતાના યંત્ર પાસે ગયો, તેને ગોઠવી કિરણ સાંધ્યુ અને ચાપ ખેંચી લે જ ક્ષણે નાથાના-પિગ ખેંચાઇ લગ બની ગયુ પણ ફેલની ગણત્રી પ્રમાણે ૯૯ સેકડ થઇ ત્યારે જ તેમાથી બળવાની વાસ નીકળી

ચાપ ઠેકાણે કરી પાછો તે મેજ પર જઈ બેઠો. તેને વધુ ગણત્રી ની જરૂર લાગી

એવામા બહાર ધબકાર થયો તે તેની કંઈ દરકાર કરી નહિ એ .. જ્યૉર્જ ચરતાચરતા ઝૂપડાની ..ક આવી પગ પટકાવતો હતો ફરી અવાજ થયો, જાણે કોઇ ધીમો ઘસારો કરતુ હોય તેમ ફેલે વખત-સર નજર કરી તો જ્યૉર્જ ખુલ્લી બારીમાથી ડોક તાણી રહ્યો હતો અને ચાપની બાજુમા થોડેક દૂર લટકતી ગાજરની ટોપલી તરફ આવી રહ્યો હતો. ફેલે આ વખતે એક ભૂલ કરી. તેણે તુરત ઊભા થઈ બાજુ ખસી જવુ જોઇતુ હતુ તેને પછી જ્યૉર્જને હાંક મારવી હતી તેને બદલે તેણે પહેલો જ હોકારો કર્યો ચમકેલા જ્યૉર્જે એકદમ તેનુ માથુ ઊંચુ કરી પાછુ ખેંચ્યુ. એ વખતે તેના મોવડનો પટ્ટો ચાપના ટોચકામા ભરાયો અને કટ અવાજ સાથે ચાપ પડી!




**સંસારદર્શન ચિત્રાવલિ . . . . (૪) વૈધવ્યની વિડંબના**

એક વખત ઘરમા વસ્ત્રશૃંગારને ગીતહાસ્યની ફોરમ ફોરતી સ્ત્રીનો ભર્તા જતા તેની પાસેથી ગૃહનો, ધનનો, માનનો કે સામાન્ય સુખસગવડનો પણ અધિકાર છીનવી લેનાર સમાજ કેવો ન્યાય તોળે છે? રાધાકૃષ્ણનાં મંદિરો ગાજતા હોય ત્યા આ વિધવા શૂન્ય મુખે નિશ્વાસ નાખતી રહે. ધોળી મૂછોવાળા સસરા અને સાસુ નવાનવા બાળકો રમાડતા હોય ત્યા આ વિધવા પાસેના જ ખટમા મૃત પતિનું સ્મરણ કરતી નિસાસા નાખે. એને સમાજ સાથે કઇ વ્યવહાર રહ્યો હોય તો તે માત્ર તેને શિરે રહેલી ખાંડવા, ભરડવા ધોવા વગેરેની સમાજની વેઠ જ. ઉપરાંત અમંગળ પાત્ર બની ઘરના આળસુઓનુ આંગળીચીંધણુ બની રહેવુ વિદ્યા, જ્ઞાન, ઉદ્યોગ, ઉત્કર્ષ, સ્વાવલંબન, સ્વનિર્ણય તેના માટે હોઇ શકે નહિ એવુ કહેનારો સમાજ આજે ધર્મના ધજાગરા ફરકાવી રહ્યો છે

ફેલ તો કિરણના માર્ગમા જ ખડાયો હતો બૂમ પાડવાની પણ તેને વેળ મળી નહિ કટ થતા ને એક સેકડમા તેનુ શરીર ખેંચાયુ તેની આંખોમા માત્ર ચેતન હતુ, પણ તેમા ત્રાસનો ભભૂકો હતો. એક અસરી ગબડે એમ તે ઢળી પડયો ચાપમા ભરાયેલા જ્યૉર્જના મોવડનો પટ્ટો તરત નીકળી ગયો અને તે ધીરેધીરે ઝૂપડામાંથી છૂટો થઇ ચરવા લાગ્યો

તુરત મેજનુ લાકડુ સળગ્યુ, ધુમાડો બારી માથી ગોટવાતો બહાર પડયો થોડી વારે જ્વાળાની સર્પરેખા આકાશે ચડી. ફેલ અને તેની શોધની તેમા શી ગણત્રી? જ્યૉર્જે ગનપસંદરીતે ફરનો ચાવળ ચાલ્યો અને શાંતિથી ચર્યા કર્યુ તેના લાંબા નમ્ર મોં ઉપર કોક અજબ સમજણ પ્રકટી હતી

(Tit Bitsમાની Dudley Hoysની વાર્તા તથા તેના ચિત્ર પરથી)




ઘ. ૧૧૦૦ રતલ વજનનો ભીષણ હાઈ ઍક્સ્પ્લોઝિવ બૉમ્બ, જે મહા ધરતીકંપની માફક પંદર હજાર બારસો ફૂટના ઘેરાવામા ભયંકર હોનારત ફેલાવે છે, તેને પડખે સવા બે રતલનો આગિયો બૉમ્બ, જે છાપરાને પણ પીગાળી આગ લગાડે છે

# બૉમ્બ અને તેનાથી બચવાના ઉપાય

કેશવલાલ કાશીરામ જાની બી.એ., એસ. ટી સી.

युद्धस्य कथा रम्या એ ઉક્તિ ભૂતકાળમાં કદાચ સાચી હશે; કારણકે તે વખતે સામાન્ય પ્રજાજન યુદ્ધથી દૂર રહી શકતો. પણ આજે તો એવું એકે સ્થાન નથી કે એવી એકે વ્યક્તિ નથી જેને યુદ્ધની પ્રત્યક્ષ કે પરોક્ષ અસર ન થતી હોય. આજે વખતે યુદ્ધની કથા રમ્ય લાગવાનો સંભવ ઓછો છે. અત્યાર સુધી સદ્‌ભાગ્યે આપણે યુદ્ધના મોરચાથી સારીગીને દૂર હતા, પણ જપાને યુદ્ધ જાહેર કર્યા પછી યુદ્ધક્ષેત્ર આપણી વધુ ને વધુ નજીક આવતુ જાય છે. વળી હાલનાં વિમાનો એકવાર પેટ્રોલ ભરીને બે-અઢી હજાર માઈલનો પ્રવાસ કરી શકે છે એટલે સાતસો આઠસો માઈલ દૂરથી વિમાનો આવી બેત્રણ કલાક હિંદુસ્તાન પર ચક્કર મારી, બૉમ્બ ફેંકી, પાછાં સહેલાઈથી પોતાને સ્થાને જતા રહી શકે છે.

આ સિવાય અધિક મહત્ત્વની બાબત એ છે કે હવે વિમાનવાહક જહાજ બનાવવામાં આવ્યાં છે. આવું એકાદ જહાજ બંગાળના ઉપસાગરમાં અથવા તો અરબી સમુદ્રમાં આવે, તો તેની પરનાં પુષ્કળ વિમાનો આપણા દેશ પર કલાકોના કલાકો મોકલી શકે. આવે વખતે તેમનો સામનો કરવા માટે, આપણી પાસે, ઈંગ્લંડ જેવા ફાઈટર વિમાનો કે વિમાનવિધ્વંસક તોપો એવું કઈ નથી! સરકારના કાર્યક્રમ પ્રમાણે આવતા વર્ષ (૧૯૪૨) આખર સુધીમા આશરે ૩૬ વિમાનો તૈયાર થવાનાં છે' આ બધી બાબતોનો વિચાર કરી, જે વખતે આપણા પર સંકટ આવી પડશે ત્યારે સરકાર આપણો બચાવ કરશે એમ કહીને, અથવા તો જે થવાનુ હશે તે થશે એમ કહીને, નિરાશ બની બેસી રહેવું એ યોગ્ય નથી. આગામી સંકટના નિવારણ માટે અત્યારથી જ કંઈક પ્રતિબંધક ઉપાય યોજવા જોઈએ. અને એ હેતુથી જ નીચેની માહિતી આપવાનુ યોગ્ય ધાર્યું છે.

બૉમ્બમારાથી યોગ્ય રક્ષણ થાય તે માટે હવેથી મકાન કેવા બાંધવાં, અત્યારના મકાનોમા કયા કયા ફેરફાર કરવા, અથવા ઘર બહાર કંપાઉન્ડમા આશ્રયસ્થાન (શેલ્ટર્સ) કેમ બાંધવાં એ સ્પષ્ટ સમજવાને માટે બૉમ્બ કેવા હોય છે અને તે કેવી રીતે નુકસાન કરે છે એ પ્રથમ સમજવું જરૂરનું છે. એટલે પહેલા તે વિષે થોડી ચર્ચા કરીશું

બૉમ્બના મુખ્ય ત્રણ પ્રકાર છે—(૧) પ્રસ્ફોટક (High Explosive), (૨) પ્રજ્વલક અથવા આગ લગાડનારા (Incendiary), અને (૩) વિષગર્ભ અથવા ઝેરી (Poison Gas)

પ્રસ્ફોટક (High Explosive) બૉમ્બના વળી ચાર પ્રકાર છે (અ) જાડા કવચના (Heavy Case); (બ) મધ્યમ કવચના (Medium case), (ક) હલકા કવચના (Light case), (ડ) કણી ઉડાડનારા (Antipersonel અથવા Fragmentation)

આ ચાર પ્રકાર પૈકી જાડા કવચના બૉમ્બમાં સ્ફોટક દ્રવ્ય બહુ ઝાઝું હોતું નથી. પરંતુ અત્યંત જાડા પોલાદી અથવા લોહયુક્ત કૉંક્રીટના કવચમા પણ માર્ગ કરીને અંદર ઘૂસી જાય એવી તેની રચના હોય છે. માટે જ એવી કેસ બૉમ્બનો ઉપયોગ મોટીમોટી ગોદીઓ, દારૂગોળાનાં કારખાના, પેટ્રોલની ટાંકીઓ, વખારો, વિમાનગૃહો વગેરે ઉપર થાય છે. શહેરમાં નાગરિકો પર તે ફેંકવામાં આવતા નથી; કારણકે તે મજબૂત કવચને ભેદીને અંદર જઈ શકે છે, પણ વિશાળ ક્ષેત્ર પર પ્રસરી શકતા નથી. આ દૃષ્ટિએ મીડિયમ કેસ બૉમ્બ ભયંકર ગણી શકાય. જરૂર પૂરતુ કાણું પાડી, અંદર ઘૂસી, પ્રચંડ સ્ફોટ કરીને આજુબાજુ દૂર સુધી કણીઓ ફેંકી તે નુકસાન કરે છે.

હાઈ એક્સ્પ્લોઝિવ બૉમ્બ ૫૦ પૌંડથી માંડીને ૨૦૦૦ પૌંડ સુધીના વજનના હોય છે. કોઈકોઈ વાર ૩૯૬૦ પૌંડ વજનના બૉમ્બ પણ વપરાય છે. નીચેનો ભાગ અણીદાર હોવાથી હવાનો પ્રતિકાર ઓછો થાય છે, અને પડ્યા પછી તરત જ તે કાણું પાડી અંદર ઘૂસી શકે છે.

બહુ ઊંચાઈએથી ફેંકેલા બૉમ્બ જમીન પર આવતા બહુ જ ગતિ પકડે છે. કારણકે પૃથ્વી પર પડતા પદાર્થની ગતિ દર સેકંડે વધતી જાય છે. પહેલી સેકંડને અંતે તેનો વેગ દર સેકંડે ૩૨ ફૂટ, બીજી સેકંડને અંતે ૬૪ ફૂટ, ત્રીજી સેકંડને અંતે ૯૬ ફૂટ વગેરે. આ નિયમાનુસાર ૧૨૦૦૦ ફૂટ ઊંચેથી પડનાર બૉમ્બ જમીન પર આવતા કલાકના ૭૦૦ માઈલનો વેગ પકડે છે!

સામાન્ય જનતા પર ફેંકવામા આવતા મીડિયમ કેસ બૉમ્બ ૧૫૦ કે ૨૦૦ પૌંડથી વધુ વજનના હોતા નથી, કારણકે આવા બૉમ્બ બહુ જ કિંમતી હોય છે, અને નિરપરાધી માણસોનો નકામો સંહાર કરવા સિવાય બીજો કોઈ હેતુ સાધવાનો ન હોવાથી મોટા બૉમ્બ ફેંકવા પરવડતા નથી. ૧૦૦ થી ૨૦૦ પૌંડ સુધીનો બૉમ્બ પણ ઘર પર પડે તો ઘણું જ નુકસાન કરે છે. છાપરું ભેદીને બે ત્રણ માળમાં કાણાં પાડી તે નીચે આવી ફૂટે છે ત્યારે આખું યે મકાન જમીનદોસ્ત કરી મૂકે છે. અને ઘર પર બરાબર પડવાને બદલે આસપાસ ક્યાંક પડીને ફૂટતા તેની કણીઓ આજુબાજુ ફેલાવાથી પણ જાનમાલની વધુ ખુવારી થાય છે એવો સાર્વત્રિક અનુભવ છે

આવા બૉમ્બ જે ઠેકાણે પડે છે તેની આજુબાજુ પચાસ



પચાસ ફૂટ સુધીમાં જે જે મકાનો હોય તેને તે નુકસાન પહોંચાડે છે પણ આવા બૉમ્બથી બચવા માટે મકાન અને આશ્રયસ્થાનની યોજના કરવી એ બહુ મુશ્કેલ કે ખરચાળ કામ નથી

હાઇ એક્સ્પ્લોઝિવ બૉમ્બ પડે ત્યારે તેની આટલી અસર થાય છે

(૧) બૉમ્બ પડે તે જગ્યાએ મોટો ખાડો પડે છે, (૨) વીજળીના જેવો કડાકો થાય છે, (૩) ઘરના છાપરા ઊડી જાય છે અને બારીબારણાંના કાચના કકડા ફરફર ફેંકાઇ જાય છે, (૪) દીવાલો પણ તૂટી પડવાનો સંભવ રહે છે, (૫) બૉમ્બમાંના ટુકડા અને જમીનમાંના પથ્થર તથા માટીના ટુકડા હજાર-બારસો ફૂટ સુધીના વિસ્તારમાં જોરથી ફેંકાય છે, અને એ ટુકડાઓ ઘરની દીવાલો, બારીબારણાં અને છાપરામાં કાણાં પાડી ઘૂસી જાય છે, પરિણામે એટલા વિસ્તારમાંના માણસો જખમી થવાનો સંભવ રહે છે, (૬) બૉમ્બ પડવાની જગ્યાની આસપાસ ધરતીકંપ જેવી સ્થિતિ થાય છે, અને જમીનની નીચે ડ્રેનેજ, પાણી, ગૅસ વગેરે માટે નળ હોય છે તે ફૂટી જઇ બધે પાણી જ પાણી થઇ રહે છે કેટલીક વાર ગૅસનો પણ બૉમ્બના જેવો જ ભડાકો થઈ વધુ નુકસાન કરે છે વીજળીના તાર તૂટી જવાથી કેટલીક વાર 'શૉર્ટ સર્કિટ' થઇ આગ લાગે છે

આવા પ્રકારના (ખાસ કરીને ૬ પ્રકારના) બૉમ્બ બજાર, યાત્રા, મેળા વગેરેને સ્થાને એકત્ર થએલા ટોળા પર પડે તો કેટલું નુકસાન થાય તેની કલ્પના આવી શકશે બૉમ્બની કણીઓ બંદૂકની ગોળી કરતા બમણા વેગથી ઊછળતી હોવાથી હજાર-બારસો ફૂટના વિસ્તારમાંના બધા માણસો અને જનાવરોને પૂરેપૂરો ભય રહે છે.

કેટલાક બૉમ્બ 'ટાઇમ બૉમ્બ' અથવા 'ડિલેઇડ ઍક્શન બૉમ્બ' હોય છે આવા બૉમ્બ પડે કે તરત જ ફૂટતા નથી, પણ પડતાની સાથે જ તેમાંના યંત્ર ચાલુ થાય છે, અને પૂર્વયોજના પ્રમાણે તે યંત્રના અમુક ફેરા થયા પછી જ બૉમ્બ ફૂટે છે.

હવે આગ લગાડનારા (Incendiary) બૉમ્બનો વિચાર કરીએ આ જાતના બૉમ્બ બે પૌંડથી માંડીને આઠ પૌંડ સુધીના વજનના હોય છે. સામાન્ય વિમાનમાં તે બે હજારની સંખ્યા સુધી લઈ જઈ શકાય છે આવા બૉમ્બનું ખર્ચ પણ બહુ થોડું આવે છે, પણ બહુ જાડી સપાટીને ભેદી તે અંદર જઈ શકતા નથી

એક કિલો (૨½ રતલ) વજનના પ્રજ્વલક બૉમ્બની લંબાઈ નવ ઇંચ અને વ્યાસ બે ઇંચ હોય છે બૉમ્બ બરાબર સીધો પડે તેટલા માટે તેને પાંચ ઇંચ લાંબી પૂંછડી લગાડેલી હોય છે પડ્યા પછી એકાદ બે મિનિટે તે એવી પ્રચંડ ગરમી ગ્રહણ કરે છે કે તેની પાસે જવું પણ મુશ્કેલ થઇ પડે છે શરૂઆતની ૪૦-૫૦ સેકંડમાં જ તેની ઉષ્ણતા બેથી અઢી હજાર સેન્ટીગ્રેડ ડિગ્રી સુધી વધી જાય છે. આઠસો સેન્ટીગ્રેડ ડિગ્રીએ લોખંડ લાલ બની ઓગળવા માંડે છે, આ ઉપરથી એ બૉમ્બની ઉષ્ણતાનો ખ્યાલ આવી શકશે આટલી બધી ગરમીથી ઘર પરના પતરા સુદ્ધા ઓગળી જઇ તેમાંથી બૉમ્બ અંદર પડે છે ૪૦-૫૦ સેકંડ પ્રખર આગ બળવાને પરિણામે તેમાંની મૅગ્નેશિયમની નળી સળગે છે અને તે દસપંદર મિનિટ સુધી તેરસો ડિગ્રી ગરમીથી એકધારી બળ્યા કરે છે આ દરમ્યાનમાં લાકડકામ તો શું, પણ સાધારણ રીતે ન સળગે એવા પદાર્થો પણ સળગી ઊઠે છે!

અંદર ફક્ત મૅગ્નેશિયમ જ હોય તો તો તેના પર એકાદ બે ટોપલા રેતી કે માટી નાખી દેવાથી તે બુઝાઇ જાય છે પણ અંદર થર્માઇટ હોય તો રેતી કે માટીની કઈ અસર થતી નથી, કારણ થર્માઇટની સાથે અંદર ઑક્સિજન પણ મૂકેલો હોય છે, એટલે રેતીની અંદર સુદ્ધા તે બળ્યા કરે છે મૅગ્નેશિયમના બૉમ્બ પર પાણી નાખવાથી ઊલટું જ પરિણામ આવે છે; કારણ કે પાણીમાંના ઑક્સિજન અને હાઇડ્રોજન છૂટા પડી, ઑક્સિજનની પૂરવણીથી બૉમ્બની આગ વધુ પ્રખર બને છે. હાઇડ્રોજન પણ જ્વાલાગ્રાહી વાયુ હોવાથી સળગી ઊઠે છે વળી એકદમ ઠંડુ પાણી પડવાથી મૅગ્નેશિયમના ઝીણાઝીણા ટુકડા થઈ પાણી નાખનારના શરીરમાં ઘૂસી જવાનો સંભવ રહે છે આવે વખતે બૉમ્બ પર સતત પાણી પડ્યા કરે તેવી રીતે વ્યવસ્થા કરવાથી, બૉમ્બને પાણીનો ઑક્સિજન મળ્યા કરે છે અને બૉમ્બ થોડા વખતમાં બળીને ખલાસ થઇ જાય છે વળી આજુબાજુ લાકડકામ વગેરે હોય તેને કંઈ નુકસાન થતું નથી. આવી જ રીતે થર્માઇટના બૉમ્બની પણ પ્રખરતા ઓછી કરી શકાય છે

કેટલાક બૉમ્બમાં ફૉસ્ફરસ હોય છે. આવા બૉમ્બ પર પાણી નાખતા તે પહેલા તો બુઝાઇ જાય છે, પણ ઉપરનું પાણી સુકાઇને ઊડી જતા તે પાછો આપોઆપ સળગી ઊઠે છે. માટે બૉમ્બને ફક્ત બુઝાવી દઈને જ સંતોષ ન માનતા તેને ક્રીચકી ખુલ્લી જગ્યામાં ફેંકાવી દેવો જોઇએ. આ બૉમ્બ રેતી કે માટીમાંથી બહાર કાઢતી વખતે પણ તેના પર સતત પાણીની ધાર કરી રાખવી જોઇએ, નહિ તો તેને હવા લાગતા જ તે સળગી ઊઠે છે અને કાઢનાર માણસને ઇજા કરે છે

પ્રજ્વલક બૉમ્બનો ભડાકો થતો ન હોવાથી તે પડે કે તરત આપણને ખબર ન પડે એ સ્વાભાવિક છે ઘણી વાર ખબર પડે તો સંરક્ષક ઉપાય યોજવા મુશ્કેલ બને છે

સૌથી પહેલા એચ ઇ. (હાઈ એક્સ્પ્લોઝિવ) બૉમ્બ નાખી માણસોને ગભરાવી મૂકવામાં આવે છે અને તેઓ ભોંયરામાં કે આશ્રયસ્થાનમાં દોડીને જતા રહે પછી પ્રજ્વલક બૉમ્બનો વરસાદ વરસાવવામાં આવે છે, આથી ચારે બાજુએથી એવી આગ લાગે છે કે ફાયરબ્રિગેડના માણસો પણ તેને કાબૂમાં લઈ શકતાં નથી

એચ ઇ. અને પ્રજ્વલક આ બન્ને બૉમ્બના મિશ્રણથી 'મોલોટોવ બ્રેડબાસ્કેટ' નામની યોજના કરેલી હોય છે તે તો વળી ઘણી જ ભયંકર હોય છે એક મોટા બૉમ્બની અંદર સેંકડો નાના નાના પ્રજ્વલક બૉમ્બ મૂકવામાં આવે છે મોટો બૉમ્બ હજારેક ફૂટની ઊંચાઇએ ફૂટે છે અને તેના જોરથી અંદરના પ્રજ્વલક બૉમ્બ તોપના ગોળાની માફક આમતેમ ફેંકાય છે આવા બૉમ્બ છાપરામાં સહેલાઇથી કાણાં પાડી અંદર ઘૂસી જાય છે

મકાન ઉપર કૉંક્રીટની પાંચ છ ઇંચ જાડી અગાશી અને તે પર આશરે ૭ ઇંચ જાડો રેતીનો થર હોય તો પ્રજ્વલક બૉમ્બથી પૂર્ણ પણે બચાવ થઇ શકે છે.

ત્રીજા પ્રકારના ઝેરી બૉમ્બમાં મુખ્ય બે જાત છે એકમાં અસ્થિર (Non persistent) ગૅસ વાપરવામાં આવે છે અને બીજામાં ટકાઉ (persistent) વાપરે છે. બૉમ્બનું વજન ૨૦થી ૬૦૦ પૌંડ સુધીનું હોય છે, પણ સામાન્ય રીતે ૨૫૦ પૌંડના બૉમ્બ વપરાય છે તેમાં અમુક વજનનો ઝેરી વાયુ નાખવામાં આવે છે

અસ્થિર વાયુ ઘણી જાતના છે. દાખલા તરીકે ક્લોરિન, ફૉસ્જિન વગેરે બૉમ્બ કોઇ પણ સપાટી સાથે અથડાતા ફૂટે છે ને ઝેરી ગૅસ બહાર નીકળી પ્રસરે છે 'ટીઅર ગૅસ' એ આ પૈકી એક છે તેનાથી આંખો બળે છે, ચેન પડતું નથી, અશ્રુસ્રાવ થાય છે અને તેટલા પૂરતું જોઈ શકાતું નથી બીજા એક પ્રકારના વાયુથી નાકમાં અને ગળામાં બળતરા થાય છે, પણ થોડી વાર શુદ્ધ હવા મળે એટલે સારું થઈ જાય છે ત્રીજા એક પ્રકારથી શ્વાસનળી અને ફેફસાં પર અનિષ્ટ અસર થાય છે અને કોઈ વાર મૃત્યુ પણ થાય છે અસ્થિર વાયુ થોડી વાર હવામાં રહીને ઊડી જાય છે (અનુસંધાન આગળ પાન ૨૦મે)

કાઠિયાવાડના એક ગામડામાં ગાળેલા બીનજવાબદાર બાળપણનાં રમૂજી સ્મરણોનો બીજો પ્રસંગ

# બેવડી દક્ષિણા



આથમતો પહોર હતો. દિ આખો સીમમાં ચરેલા ઢોર આનંદમા વેર પાછા ફરતા હતા. પાંચેક વાગવાનો સમય થયો, ને નિશાળના ઘંટનો રણકાર સંભળાયો. વર્ગમાથી ગડગડતી દોટ મૂકતા બાળકો શાળામાથી બહાર નીકળવા માટે ધસારો કરવા લાગ્યાં. હજી તો ગુજરાતી નિશાળ અરધી પણ ખાલી નહિ થઈ હોય, એટલામાં અંગ્રેજી શાળાનો ઘંટ વાગ્યો.

ગામડાની અજડ વાણી વચ્ચે ભાગ્યા-તૂટયા અંગ્રેજીનાં ગોખી રાખેલાં વાકયોનો મુક્ત કંઠે ઉચ્ચાર કરતા જટિયાની, મેં અને ગફલે નિશાળની ઊંચી ઓટલી ઉપરથી બૂમ સાભળી ‘એલા એઈ! તમે ઓલ્યા લીમડા પાગે વેઈટ થાજો આઈ ઍમ કમિંગ’.

ગુજરાતી નિશાળના વિદ્યાર્થીઓએ પોતાનુ આ વાકય આશ્ચર્યથી સાભળ્યુ, એ બોલતાબોલતા જ ત્રાંસી નજરે જોઈ લેતા જટિયાને લાગ્યુ કે પોતે કંઈક એથી પ્રતિભા પાડી શકયો હતો!

હુ, ગફલ, જટિયો અને નન્યો, અમારી આ ચંડાળ ચોકડીને બીજી અંગ્રેજીમાં પ્રવેશ કર્યાને હજી પંદર જ દિવસ થયા હતા પહેલી અંગ્રેજીમાં આવીને ચાર એ બી સી ડી શીખ્યા પહેલા જ અમારા શિક્ષકે વર્ગમા કામચલાઉ બોલી શકાય એટલા અંગ્રેજી વાકયો ગોખાવી નખાવ્યા હતાં. આ દસબાર અંગ્રેજી વાકયોએ અમારી ભાષામાં ઘણો રૂઆબ આણ્યો હતો. ગુજરાતી તાલુકા સ્કુલ પાસેથી પસાર થતી વેળા સીનિયર ટ્રેન થએલા શિક્ષકોને વર્ગો લેતા જોઈ, તેમને સભળાવવા ખાતર પણ અવારનવાર એવા વાકયોનો ઉપયોગ અમે સામસામા કરી નાખતા, અને કેવોક વટ પડે છે તે ત્રાંસી નજરે જોઈ લેતા.

બને નિશાળોમાંથી છૂટેલા વિદ્યાર્થીઓની ભીડ વચ્ચેથી જટિયો ‘અરે, પ્લીઝ ગિવ મી વે’ એમ અંગ્રેજીમા શિષ્ટાચાર સહિત ધક્કામુક્કી કરતો ઝપાટાબંધ લીમડા પાસે આવી પહોચ્યો. વચમા હડફેટમા આવેલા કેટલાક નાના છોકરાઓની સ્લેટ અને બાળપોથીઓ તેણે ઉડાડી નાખી હશે તેની એને જરા યે પરવા નહોતી

જટિયો જરા હાફી ગયો હતો. પણ મારી બાજુમા ગફલ સાથે નન્યાને પણ જોઇને તે વધુ આનંદમાં આવી ગયો. અને પછી આગળ પાછળ નજર ફેરવી બહુ અગત્યની વાત હોય એમ ધીમેથી બોલ્યો: ‘કાલે ગામમા પેરપેર શુકલ કાંઈક કહેવા ર્યો હતો, તને કાંઇ ખબર છે?’ ‘અમે નકારમાં ડોકાં ધુણાવી આતુરતાપૂર્વક આંખો વિકસાવી

‘આજ રાત્રે કલ્યાણપર અને લાખણકાથી કણબીની ચાળીસ ચાળીસ કન્યાઓ પરણીને જવાની છે, ને ટશે દક્ષિણા લેવા જવા માટે ત્યાંથી પટેલીઆઓએ કહેવડાવ્યું છે.’ કોઇ શિકારને જોયા પછી જેવા શિકારી કુતરાના કાન ચપળ બની જાય છે એવી રીતે મારા અને ગફલના કાન ચપળ બની ગયા.

‘કેમ, જવું છે ને?’ જટિયાએ જવાબ માગ્યો ‘અરે! એમાં વળી પૂછવાનુ તે હોતુ હશે? નિશાળમા તો રોજ ભણવાનું છે જ ને? આવા પ્રસગો કાંઈ રોજરોજ આવે છે? ચાલ, એલા ગફલા, તુ જમીને મારે ત્યા જલદી આવજે. અને જટિયા તુ નન્યાને લઇને દી આથમ્યે ભરવાડિયે દરવાજે એભલવાળા હનુમાને પહોચી જા ત્યા અમારી વાટ જોજે.’

સાજ પડવા આવી હતી. થોડુથો ડુ મોસૂઝણુ જ હતુ ભીડભંજન મહાદેવના બાવાનો શંખધ્વનિ સભળાતો હતો ગામના સાધુબાવા અને બ્રાહ્મણના છોકરાઓ ટોળાબંધ ભરવાડિયા દરવાજા તરફ ઝપાટાબંધ ચાલ્યા જતા હતા આછી આછી ચાંદની પ્રકાશવા માડી હતી અને એના પ્રકાશમા એભલિયા હનુમાનના ઓટલા ઉપર ઊભો રહીને જટિયો અમારી રાહ જોતો હતો.

કલ્યાણપર અને લાખણકા અમારા ગામથી બે માઈલ દૂર હતા એની સીમમા લાળી કરતા શિયાળના અવાજ શિયાળાની ઠંડી રાતમા અમારા ગામમા સ્પષ્ટ સભળાતા ભરવાડિયે દરવાજે ઊભા ઊભા લાખણકાના પાદરમા સળગતી તાપણીનો પ્રકાશ પણ ચોખ્ખો જોઈ શકાતો ગામમાથી દક્ષિણા લેવા જનારા લગભગ બધા જ નીકળી ચૂકયા હતા. બાકી અમે ચાર જણા જ રહ્યા હતા.

રાત પડતી હતી અને વખત પણ થઈ ગયો હતો. અમે પહોચ્યા ન પહોચ્યા એવામા કલ્યાણપર અને લાખણકાના પાદરમા બ ગિયા વાગનો સભળાયો ને સૌના કાન ચમકયા. ચારે જણાએ ઝડપથી ચાલવા માડયુ આછી ચાંદનીમા રસ્તો સ્પષ્ટ દેખાતો હતો. અને તેની બને બાજુએથી તમરાનો અવાજ વાતાવરણ જમાવતો હતો. થોડેક જતા બે રસ્તા ફંટાયા: એક કલ્યાણપરનો અને બીજો લાખણકાનો

‘બેમાથી કયે ગામ જઈશુ?’ ગફલે પ્રશ્ન કર્યો.

‘વધારે દક્ષિણા મળે ત્યા જ તો’ જટિયો બોલી ઊઠયો

બને ગામમા સરખી જ કન્યાઓ પરણતી હતી કોણ કયા વધારે દક્ષિણા આપશે તે કેમ નક્કી થાય? એ તો નસીબની જ વાત હતી. અંતે લાખણકાનો રસ્તો પકડયો. અરધોક ખેતરવા ચાલ્યા હોઈશુ એટલામા મેં ઊભે મોલ ચરતા એક ટારડા ઘોડા તરફ ગફલનુ ધ્યાન ખેંચ્યુ. જટિયા અને નન્યાને કેડીએ જ ઊભા રાખીને. અમે બંને ખેતરમાં પડયા. મેં ગળે વીટેલું કાળિયુ ટારડાને ગળે બાંધ્યુ અને ગફલે પાછળથી પૂંછડું આમળ્યુ માંડમાંડ ખેંચીને તેને

ગાડા એકપછી એક તળાવની પાળે આવી હારબંધ ઊભા થઈ રહ્યાં ઢોલની દાંડીઓ જોસથી પડવા માંડી. સૌ પટેલિયા એક બાજુ એકઠા થયા પછેડીમાં રૂપિયાના ઢગલા થવા માંડ્યા; અને બીજી બાજુ બ્રાહ્મણો તથા સાધુબાવાઓને ખળાવાડમાં પૂરવા માંડ્યા

ખળાવાડની ચારે બાજુ મોટી હાથલા થોરની વાડ હતી અને ખોડીબારા પાસે પટેલિયા હારબંધ બંને બાજુએ ઊભા રહ્યા હતા. રંગમાં આવેલા પટેલિયા આજે ઢોલની દાંડીના અવાજ સાથે ગાંડા-તૂર બન્યા હતા. દક્ષિણા વહેંચવાની ગડમથલ કરતાંકરતા પાછલી રાતના એનો શુમાર થયો. એકપછી એક સાધુબાવા અને બ્રાહ્મણોના છોકરાઓને ખોડીબારામાથી બહાર કાઢવા માંડ્યા અને દક્ષિણામા એકએક જણને એકએક રૂપિયો આપવા માંડ્યો. જણ દીઠ રૂપિયા-ની વાત સાંભળીને ખળાવાડમાં પૂરેલા સૌમા આનંદ વ્યાપી ગયો.

'ગદલા, જોજે હો! લાખણકાની દક્ષિણા પણ આપણે અહીં બેઠા સાથોસાથ જ લેવી છે'.

'મોરના ઈંડાને ચીતરવાં નો પડે!' ગદલે ઠંડે કલેજે જવાબ આપ્યો.

'તો પછી વાટ કોની જુવે છે? ભીડ ઓછી થઈ તો આપણે ફાવશું નહિ અલ્યા જટિયા, નન્યા! ટોળાંમાં ડીલ દબાવીને આગળ નીકળી પડો ને દક્ષિણા લઈને ખળાવાડની પાછળ સૌ આવી પહોંચો.'

જોતજોતામાં અમે ચારે જણા દક્ષિણા લઈને બહાર નીકળ્યા અને ઝડપથી એક પછી એક ખળાવાડની પાછળ પહોંચ્યા. હાથલા થોરની વાડ પાસે એક નજરમાન લીમડો ઊભો હતો ત્યાં અંધારૂ હતુ ચારે જણા લીમડા ઉપર ચડ્યા, પણ ખળાવાડમાં ખાબકતા પહેલા અમે એક વિચારે ચેત્યા થોર ને બાવળના કાંટા જો કદાચ નીચે પથરાયા હોય ને એકાદ કાંટો ઊભો ને ઊભો પગમા પેસી જાય તો સીધો આરપાર! રૂપિયો રૂપિયાને ઠેકાણે રહે ને પટેલિયા-ઓને ખબર પડે તો ઉપરથી ઠોકવા માંડે એ જુદુ.

જટિયા અને ગદલા પાસે બે ધોતલીઓ હતી. લીમડાની જાડી ડાળ સાથે બંને ધોતલીઓ લાંબી કરીને બાંધી તોય ચારપાંચ હાથ જમીનથી અદ્ધર લટકાઈ રહેવું પડે એટલે પહોંચી. પણ ગદલ એમ હારી ખાય? એણે પહેરેલુ ધોતિયુ અંધારામાં કાઢી નાખ્યુ અને સાંધો લંબાવ્યો' હવે તો સહેલાઈથી નીચે ઊતરી શકાય એવુ હતુ પહેલાં નન્યો ને જટિયો ઊતર્યા અને હળવેથી આગળના ટોળામા ભળી ગયા. આગળના ભાગમાં રૂપિયો રૂપિયો મળતો હતો, એટલે દક્ષિણા લેવાવાળામાંથી કોઈ પાછું વાળીને જુએ એવું હતુ નહિ.

ત્રીજો ગદલો ઊતર્યો અને ઉપરથી મેં એક ધોતલીનો સાંધો છોડી ગદલને પહેરવા માટે ફગાવી. તરત જ તેણે તે પહેરી લીધી મેં ડાળ ઉપરથી ગાંઠ છોડી નાખી, ગદલે નીચે જમીન સાફ કરી નાખી અને મેં ઉપરથી ઠેકડો માર્યો.

પણ ઉપરથી મેં ઠેકડો માર્યો ન માર્યો ત્યા તો બે ઢેખાળાના ઘા મારી પીઠમા પડી ચૂક્યા! ત્રણ પટેલિયાઓએ અમારૂ આ કારસ્તાન દૂરથી જોઈ લીધુ હતુ. અમે જીવ લઈને નાઠા પટેલિયા પાછળ પડ્યા પણ તેઓ હાથલા થોર પાસે દોડીને પહોંચે તે પહેલાં તો મોટા ટોળામા અમે અદૃશ્ય થઈ ગયા

બીજી વખત દક્ષિણા લઈને સલામત બહાર નીકળી, ડબલ દક્ષિણા સાથે તળાવની પાળે ચારે જણા એકઠા થયા દક્ષિણાઓ દેવાનુ કામ પૂરૂ થયુ હતુ તળાવની પાળે એકઠા થએલા જાનના ગાડામા બેઠેલી વિદાય થતી કન્યાઓનુ દૃશ્ય કરુણ હતુ દીકરીઓને ગોળનુ પાણી પાતી માતાઓના ગભરૂ હૃદય જાણે ભાંગી જતા હતા માતા અને દીકરીઓની આંખોમાથી શ્રાવણ ભાદરવો વહેતા હતા. ધ્રુસકે-ધ્રુસકે રડતા એ હૃદયો એકબીજાની છાતી સાથે ચંપાતાં હતા. અમારી ચારે જણાની આંખો પણ ભીની થઈ.

જાનના ગાડા વિદાય થવા માંડ્યા. બળદને ગળે બાંધેલી ટોકરી-ઓ મધુર રણકાર કરતી ક્ષિતિજના ઊંડાણમાં ઊતરી જતી દેખાઈ.

થાકેલે શરીરે અને ભીને હૃદયે કલ્યાણપરની વિદાય લઈ અમે મળસ્કે ગામની સીમમા દાખલ થઈ ગયા

**વ્રજલાલ ત્રિવેદી**

જીવી જાણનારા ]૧૮[ જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

## બે બહેનોની જોડી

મે સટન (Sutton) અને ઍન સટન દક્ષિણ આફ્રિકામા ડેઈલ કૉલેજના આચાર્યની બાર તથા નવ વર્ષની છોકરીઓ હતી. નાતાલ-ની રજાગાં આખુ કુટુમ્બ સમુદ્રકાંઠે સેલ કરવા ગયું

બધાય સાગરસ્નાન કરવા ગયાં. આચાર્ય ન્હાઇ કરીને નાનાં છોકરાં આગળ ગયા, ને મે તથા ઍન પાણીમા તરતીતરતી મોજ કરતી હતી

થોડી વારે એક છોકરાએ પાણીમાંથી હાથ હલાવીને આચાર્યને બોલાવ્યા. આચાર્યે જઈને જૅકને બચાવી લીધો ને કાંઠે આણ્યો, ત્યારે તેણે જૅકને પૂછ્યું કે તુ ભીડમા કેમ કરતા આવી ગયો જૅક કહે, બે નાની છોકરીઓને બચાવવા જતાં હું લગભગ બૂડી ગયો. જૅકે ઠેકાણું બતાવ્યું ત્યા આચાર્ય ઝટપટ તરતા તરતા ગયા, ને જઈને જુએ છે તો પોતાની જ દીકરીઓ તણાતી હતી આચાર્યે પોતે પણ તણાવા માંડ્યા, પણ જેમ તેમ કરીને કાંઠા ભેળા થયા પણ મે તથા ઍનને કોઇ રીતે બચાવાય એમ નહોતુ.

પછી જૅકે વાત કરી, કે છોકરીઓને તણાતી જોઇને પોતે એને બચા-વવા ગયો, ને જુએ છે તો મે એની નાની બહેનને બચાવવા મથતી હતી, ને એક હાથે ઍનનો હાથ ઝાલીને બીજે હાથે તરતી હતી. જૅકે મેને ઝાલી, ને ત્રણે એક મિનિટ તરફડ્યા પણ જૅકે જોયુ કે પોતે એકને બચાવી શકે એમ છે, બેને નહિ એણે ઍનને છોડી દેવા મેને કહ્યુ મેએ ના પાડી, અને બહેનને વધારે બળ કરીને ઝાલી વળી છોકરાએ એને વીનવી, 'હું તમને બેયને નહિ બચાવી શકું એને જવા દિઓ'

મેએ ફરી કહ્યુ, 'ના;' અને જૅક પોતે પણ ડૂબવા મંડ્યો મે ને ઍન ભેળી તણાતી ગઈ, અને છોકરો પોતાનો જીવ બચાવવા કામે લાગ્યો.

એકબીજાનો હાથ ઝાલીને બેય બહેનો અનન્તમા લીન થઇ.

મેએ જીવતા લગી ઍનનો હાથ ન છોડ્યો તે ન જ છોડ્યો, પણ એનો જીવ ગયા પછી જલધિતરંગે ધીરે રહીને એનો હાથ છુટો કર્યો તથા પ્રાતઃકાળે જુવાળ પાછો વળ્યો એની હારે મેનું શરીર ચકચકિત વેળુ ઉપર આવી ચડ્યું નાનકડી ઍન ઉપર તો સમુદ્રને પણ હેત આવ્યું, એટલે એણે એને રાખી લીધી.

(ભીના અંગ્રેજી ઉપરથી) **દે. વા.**

# જીવનનું પરોઢ

ભાગ ત્રીજો



મહાત્મા ગાંધીજીના સેક્રેટરી વ્યક્તિજીવનના ઘડતરમાં સવિશેષ ફાળો આપનાર દક્ષિણ આફ્રિકા ખાતેના ફીનિક્સ-આશ્રમની સ્થાપનાથી એમના એ ઘડતરનો પ્રારંભ થયો. એ આશ્રમની દિનચર્યાનો તથા તે સમયમાં એમણે ઉપાડેલી પહેલી જગવિખ્યાત સત્યાગ્રહની લડત દરમ્યાનના ગાંધીજીના ખડતલ તપસ્વી જીવન અને પુણ્યશ્લોક ચારિત્ર્યનો તેમજ તેમના સાથીદારોના જીવન અને વાતાવરણનો ઘરગથ્થુ પરિચય આપતી આ લેખમાળા તેમના જ કુટુંબના એક અંતેવાસી બાળકના હાથે લખાઇ છે. અનિવાર્ય એવી થોડીક અંગત હકીકતો નજીક આવવા દઈને, જે ગ્રંથેલા-ગોશ્રાર પોતાનાજીવનનું પરોઢ વીત્યું તેની, બાળપણની નજરે આલેખેલી આ રસભરી લેખમાળા આજ ૭ વર્ષથી 'કુમાર'ના વાચકોનું એક પ્રિય આકર્ષણ બની રહી છે.

——પ્રકરણ ૨૧મું——

## હડતાલિયાઓની વિદાય

મગનકાકાનું વારટ આવી રહ્યું છે એ વિશ્વાસ હરઘડી વધવા લાગ્યો. દેવદાસકાકા ને મગનકાકા પાનું વારન્ટને અંગેસે પ્રેસનું કામ ઉકેલવામા એટલા બધા મશગૂલ હતા કે તેમણે સાંજ સુધી બહાર ડોકિયું સુદ્ધાં ન કર્યું. આશ્રમને ચારે સીમાડે અને બગીચા તેમજ ઘરોમા દોઢ બે કલાકે ચારી પ્રદક્ષિણા ચાલુ હતી.

લોકોના નાનામોટા ટોળાં અહીંથી તહીં ખૂણેખૂણે આંટાફેરા કરે જતા હતા. ઘણા હડતાલિયાઓ હજુ નવા આવી રહ્યા હતા, પણ કોણ નવું કોણ જૂનું એ પરખાતું ન હતું. સવળે જ બેચેની ફેલાએલી હતી. નવા આવનારાઓએ બધાને ટરાવી મૂક્યા હતા. રોજની જેમ લોકોના ચહેરા પર આજે ધૈર્ય અને ઉત્સાહનો ચોખ્ખો અભાવ હતો. રોટલા કરી ખાવામા યે જાણે તેમનું ધ્યાન ન હતું.

'સોમવાર સુધીમા પાછા કોઠીમા નહિ જઈએ અને કામે નહિ ચડીએ તો આપણા બેહાલ થવાના છે. રવિવારે આખી રાત ઘર વાગશે. એ સાંભળ્યા છતા આપણે નહિ જઈએ તો આપણને પકડી લઈ જશે. સોલ્જરો આવશે. ફટકા મારી મારી લઇ જશે.' આવીઆવી વાતો એમનામા ફેલાઇ ગઇ હતી.

નવરસ વાગ્યાને શુમારે કેટલાક હડતાલિયાઓ બહાવરાબહાવરા પ્રેસમા ધસી આવ્યા અને પૂછવા લાગ્યા 'ગાંધી કહાં હોંગા? પોલીસ હમેં પકડને આઇ હૈ.' એમના જ એકએ સમજુ ને ધીરજવાળા કહ્યા 'હોંગા કહાં? જબ આવેંગે, દેખેંગે. યહ ઉસકા ઘર નહિ, ગાન્ડી મહારાજકા ઘર હૈ.'

મગનકાકાએ મને જોવા મોકલ્યો કે પોલીસ ક્યાં યે છે ખરી? હું તપાસતો લોકોને પૂછતો બધા રસ્તા દૂર સુધી જોઈ આવ્યો. લોકો ઘોડેસવાર જોયાનું બતાવે, પણ મને કોઈ મળે નહિ. જે તરફ લોકો બતાવે એ તરફ હું જાઉં કે તરત તે વખતની મોટર સાઈકલની જેમ પોલીસ અદૃશ્ય થઇ જાય! છેવટે સ્ટેશનને રસ્તે એક દુબળો પોલીસને મેં જોયો. આખા શરીરે કાળા કપડા, માથે ત્રાંસી કાળી ટોપી, ગોઠણથી નીચે પગ સાવ ઉઘાડા, હાથમા એક ભાલુ ને તેલ ને ચરબી લગાવેલી હોવાથી શરીર કાળા નાગ જેવું ચકચકતું. એવા પોલીસો મેં ફીનિક્સથી પસાર થતા કેટલી યે વાર જોએલા, એટલે મેં એનું આગમન સાધારણ જ માન્યું. પણ પ્રેસમા પહોંચતા સુધી એવા ત્રણ જણ એક પછી એક નજરે પડ્યા, એટલે મેં અટકળ બાંધી કે એ લોકો ગોરા સોલ્જરોના મોકલ્યા ફરે છે ને તપાસ ચલાવે છે. મેં જોયું કે તેઓ હડતાલિયાના ટોળાની ગતિવિધિ ધારીધારીને તપાસતા હતા. મેં જઈને મગનકાકા પાસે બધી વાત રજૂ કરી. મગનકાકાએ પ્રેસના ઓટલા ઊભા રહી હડતાલિયાઓને કહ્યું 'કંઇ ગભરાવા જેવું નથી. એ તો ફરતી રહે. એ કાળી પોલીસ તમને નહિ કનડે. તમારે એની સામે આંગળી યે ન ઉઠાવવી. ભલે એને જોવું હોય તો જુએ.'

કલાકવાર લોકો શાંત રહ્યા પણ ફરી પાછી એની એ વાત, એનો એ ભય અને મારી તપાસનું એનું એ પરિણામ.

નમતે પહોરે હડતાલિયાનું નવું ટોળું છાપખાનામા આવી પહોંચ્યું. એમની સાથેની સ્ત્રીઓને આશરા માટે છાપરાની જરૂર હતી. દિવસ આકરા તડકાનો હતો. મગનકાકાની સૂચના પ્રમાણે હું એ નવાગંતુકો માટે જગ્યા ખોળવા બહાર નીકળ્યો ત્યાં રમજાનું દૃશ્ય મારી નજરે પડ્યું.

પ્રેસના નાળાની ઝાડીની પેલી મેરથી સાતઆઠ ઘોડા અને તે ઉપર બેઠેલા કદાવર શરીરના ગોરા સોલ્જરો પ્રેસ તરફ આવી રહ્યા હતા, અને રસ્તાના વળાંકમાંની પેલી તરફથી નવાનવા ઘોડેસવારો પ્રગટ થતા જતા. ઘોડેસવારની એ હાર વધ્યે જતી હતી. પ્રેસના પગથિયા ઊતરી હું પાંચેક ડગલા ચાલ્યો હોઈશ ત્યાં મોખરાનો ઘોડેસવાર નાળા પરનો પુલ ઓળંગી આવી મારી સામે ઊભો. એણે શરીર પર ચામડાના બે આડા પટ્ટા બાંધ્યા હતા. કમરના તેમજ ખભાના આ બંને પટ્ટા પર કારતૂસો લાગેલી હતી અને તેના એક હાથમા બંદૂક હતી. એ ખૂબ શોભતો હતો. તેની પાછળ બીજો સોલ્જર જે કદે જરા નાનો હતો તેણે પણ કાંઠથી કારતૂસોના ત્રણ પટ્ટા બાંધ્યા હતા. તેમની પાછળના સોલ્જરો પાસે કેવળ લાંબા ઘોડા હતા. મોખરાના સોલ્જરે મને આંગળીના ઇશારા વડે પાસે બોલાવી પૂછ્યું 'મિ. ગાંધી ક્યાં છે?'

'કેમ?'

'મારે એમને મળવું છે.'

'મિ. ગાંધી અહીં ક્યાં છે? તેઓ તો જેલમા છે.'

એનો ચહેરો ગંભીર હતો ને અવાજ ઘોઘરો હતો. જાણે વાત કરતા યે ધુરકાવતો ન હોય! બધી વાત અંગ્રેજીમા જ થઇ. મારું અંગ્રેજી પણ એ સમજતો હતો. મેં જ્યારે કહ્યું કે 'મિ. ગાંધી જેલમા છે' ત્યારે એનું ગાંભીર્ય ઓસરી ગયું ને તે મૂછમાં મલકાઈ પડ્યો. એની પાછળના બીજા ઘોડેસવારે મને ફોડ પાડીને કહ્યું 'નહિ, મિ. એમ. કે. ગાંધી નહિ, મિ. મગનલાલ કે. ગાંધી તેઓ તો અહીં જ છે ને?'

'હા, એ પ્રેસમા રહ્યા.' મેં કહ્યું.

'શું કરે છે?' તેણે પૂછ્યું.

'કામ કરે છે.'

'જા, એમને જઇને કહે કે લેફ્ટેનન્ટ ને કૅપ્ટન આવ્યા છે તે તમને મળવા માગે છે.'

આગ તેમણે સીધા પ્રેસમાં દાખલ ન થવાનો વિનય કર્યો અર્ધા આશ્ચર્યમાં ને અર્ધા હરખમાં હું મગનકાકા ને દેવદાસકાકા પાસે પહોંચ્યો ને કહ્યું: 'મોલ્જરોની લાખી પલટન આવી છે. મિ. વેસ્ટના ઘરનો આખો રસ્તો ભરાઈ ગયો છે. અને તમને બોલાવે છે વારંટ લઈને આવ્યા લાગે છે. બંદૂક, કારતૂસ બધુ યે છે.'

પ્રેસના બારણામાં બધા ભેગા થઈ ગયા. મગનકાકા એક પગથિયું નીચે ઊતરી પેલા બે લેફ્ટેનંટ ને કૅપ્ટન સાથે વાતો કરવા લાગ્યા. દેવદાસકાકા ને હુ બારણા વચ્ચે ગોઠવાઈને ઊભા રહ્યા ને વાતો સાંભળવા લાગ્યા. લેફ્ટેનંટ ધીમેથી સાહેબ પણ બહુ ધીમે બોલતા હતા. મગનકાકા પણ એટલુ જ ધીમે બોલતા હતા.

'મગનલાલ કે ગાંધી તમે પોતે જ કે?' લેફ્ટેનંટે પૂછ્યું.

'હા, કેમ શુ કામ છે?' મગનકાકાએ જવાબ વાળ્યો.

'હું તમને કહેવા આવ્યો છું તમે આ બધાં માણસોને કહી દો કે તેઓ અહીંથી પોતપોતાની જગ્યાએ પાછા ચાલ્યા જાય નહિ તો તેઓને કાઢવા બળ વાપરવું પડશે. એમને ખોરાકી આપવાની તો તમે બંધ જ કરો'

'એ બનવું અશક્ય છે. જેઓ અહીં આવશે તેમને ખોરાકી ને રહેઠાણ તો અમે આપવાના જ અમારું એ કર્તવ્ય છે.'

'પણ તમે એ લોકોને મારી વાત સમજાવો એમને કહો કે જો તેઓ સોમવાર પહેલા કામે નહિ ચડે તો તેમની બૂરી વલે થશે'

'એમા પણ હું એમને જવાની સલાહ ન આપી શકું. મારાથી તમારી વાતને ટેકો ન આપી શકાય.'

'ઠીક ત્યારે, તમે મારા વાક્યનું એકે એક હિંદી કરીને તો એમને સમજાવશો ને? હું બોલીશ તે તેઓને સમજાવવાનુ નથી. મારી સાથેનો દુભાષિયો કહેશે તો યે એ ટોળા ભડકી ઊઠશે ને શાંતિ રાખવી હોય તો હું બોલું એનો તરજૂમો તમે કરતા જાઓ.'

'એ વાત સ્વીકારી શકાય પણ હું કંઈ પણ કરું એ પહેલાં મારે મિ. વેસ્ટને મળવું જોઈશે. એમને મળ્યા પછી જ હું કંઈ પગલું લઈ શકું'

'મિ. વેસ્ટને તો તમે નહિ મળી શકો. એમને પકડ્યા છે ને મોટરમાં રવાના કરી દીધા છે તેઓ તો ડરબન પહોંચવા પર હશે.'

આ સાંભળી અમે ચોંકી ગયા. આગ તો ખ્યાલ હતો કે આ પલટન અહીં જ પહેલાં આવી છે, પણ મિ. વેસ્ટના પકડાયાનું જાણ્યું એટલે ચિંતા થઈ કે એ સિવાય પણ કોણ જાણે ક્યાં પરાક્રમ એ ગોલ્જરોએ કર્યાં હશે.

મગનકાકાએ વધુ પૂછપરછ માંડી.

'શું, મિ. વેસ્ટને પકડ્યા? કેમ?'

'હા, એમને વૉરંટ આપવામાં આવ્યું ને તેઓ ગયા.

'ત્યારે મારે માટેનું વૉરંટ કેમ નથી?'

'સરકાર તમને પકડવા માગતી નથી. તમે આ હડતાલિયાઓને સમજાવીને પાછા મોકલો અને અહીં ન રાખો એટલું જ સરકાર તમારી પાસે માગે છે.'

'તમ તો સંદેશો, હડતાલિયાઓને પહોંચાડીશ. બાકી અહીં આવશે ને રહેશે તેમને આશરો તો જરૂર આપશું જ.'

આટલી ચર્ચા જ નુમાર મિનિટમાં થઈ ગઈ. ત્યાર પછી મગનકાકાએ મને ઘેર જઈ નાના બાળકોની સંભાળ લેવાની આજ્ઞા કરી. મને બધા તમાશો જોવાનું મન હતુ, પણ મન મારીને હું દોડતો ઘેર પહોંચ્યો ત્યા ઇમામસાહેબનાં મોટાં પુત્રી ફાતિમાબેનને બધા બાળકો ઘેરી વળી બેઠા હતાં બધા આનંદમાં હતા. હું પહોંચ્યો કે તેઓ બૂમો મારવા લાગ્યાં: 'અમે મોટર જોઈ, અમે મોટર જોઈ; એમાં મિ. વેસ્ટ બેઠા હતા; ઇત્યાદિ.'

મિ. વેસ્ટ પકડાયાના સમાચાર હું આપું એ પહેલાં જ ફાતિમાબેન બોલી ઊઠયાં: 'અમે તમારી મોર જાણીએ છીએ અમે તો એમને પકડતા ને લઈ જતા જોયા લાલ મોટર હતી. તમે કેમ અહીં આવ્યા?'

મેં પ્રેસમાં આવેલા ઘોડેસવારોની વાત કહી અને મગનકાકાએ બાળકોની સંભાળ માટે મને મોકલ્યાનું જણાવ્યુ. એ સાંભળી ફાતિમાબેને કહ્યું 'તમે તમારે જાઓ; અહીં સહુ મજામાં છે મગનકાકાને કહેજો કે કશી ચિંતા ન કરે. અહીં કોઈ ગભરાતુ નથી'

હું પાછો ફલાંગો ભરતો પ્રેસ તરફ ઊપડ્યો. અધરસ્તે અમારી નિશાળના મકાન આગળ જ્યાં હડતાલિયાઓમાંની સ્ત્રીઓને ઉતારો આપેલો ત્યાં બહુ ગભરાટ ફેલાએલો અને રોકકળ ચાલી રહેલી મેં જોઈ. હુ એમની વચ્ચે જઈ પહોંચ્યો તો એમાંની ઘણીઓ આતુરતાથી મને પૂછવા લાગી: 'શુ ગોરી પલટન આવી છે? અહીં ગોળીબાર કરવાની છે?' મેં એમને ટાઢક પાડતાં કહ્યું 'ના રે ના, ગોળીબાર તો કોઈ નથી કરતી અમે તો એની સાથે કેટલી યે વાતો કરી ગોળી તો માત્ર બે જ જણ પાસે છે બીજા બધાની પાસે તો ફક્ત ઘોડા છે તે લાબાલાંબા છે ખરા' મારું નિવેદન સાંભળી સ્ત્રીઓના એ ટોળાને કંઈક શાતા વળી. ગોરી પલટન સાથે અમારી વાત થઈ ને હજુ ચાલે છે એ જાણી તેમનો ફફડાટ ઓસરી ગયો.

બાળકોમાં ને સ્ત્રીઓમાં ગભરાટ ફેલાતો અટકાવવાનું મારું કામ પતાવી હું પ્રેસ પર પહોંચ્યો ત્યારે પહાણ બાજુથી જોયા ઘોડેસવારોની હરોળ વચ્ચેથી પસાર થઈને પ્રેસની પાછળના મેદાનમાં જામેલી હડતાલિયાઓની ભીડ વચ્ચે ઘેરાઈને ઊભેલા મગનકાકા પાસે પહોંચતા મને વાર ન લાગી.

પેલો લેફ્ટેનન્ટ પોતાના ઊંચા લાલ ઘોડા પર બેઠો બેઠો અંગ્રેજીમાં એક એક વાક્ય બોલ્યે જતો હતો ને પછી મગનકાકા તેનું હિંદી ભાષાંતર સમજાવતા હતા અને મગનકાકાના અનુવાદ પછી પલટન સાથે આવેલો દુભાષિયો એનું તામિલ કરી સમજાવતો હતો ટોળું વળીને ઊભેલા લોકો જેમજેમ આ ભાષણ સાંભળતા જતા હતા તેમતેમ એમના ચહેરા પર નિરાશા અને ગ્લાનિની છાયા વધતી જતી હતી. પેલો દુભાષિયો ભારે ધમકીભર્યા અવાજે બરાડી રહ્યો હતો એ જોઈ મને બહુ ચીડ ચડી. 'આ જ ગિરમિટિયાઓનો આપણો આ દેશી! છતાં આ ગોરાઓ સાથે અક્કડ પોષાકમાં બનીઠની આવતાં આને શરમ નથી આવતી! અને વળી પોતાના ભાઈઓને જ ધમકાવે છે' જેલમાં નાખવા લાયક તો ખરેખરો આ જ છે'

બીજી તરફ મગનકાકાનુ વર્તન પણ મને અકળામણ લાગ્યું ભાષાંતરના રૂપમાં યે શા સારુ આપણા તરફથી આ હડતાલિયાઓને 'જાકારો' કહેવાવો જોઈએ? મગનકાકા તો શબ્દેશબ્દનો અનુવાદ કરી સમજાવતા હતા કે 'સોમવારે બરાબર કામ કરતા થઈ જાઓ. એક ઘડી પણ અહીં ન રોકાઓ.' પોતાનો સ્વતંત્ર મત જરા યે ઉચ્ચારતા ન હતા. હડતાલિયા લોકો કોઠી પર પાછા જવા સાવ નારાજ હતા. 'માલની મદારાજ કે મકાન પર' અત્યાચારના ભોગ થઈ પડવાનો એમને ઓછો ડર ન હતો, પણ કોઠી પર પાછા ફરીશું તો સૂર્યાસ્ત પેઠે રીબાવું પડશે એવી બીક સૌને હતી. આવી બીકમાંથી બચવાને મગનકાકા કંઈક આશ્વાસન કે સૂચના ન આપે એ કેટલુ ખરાબ કહેવાય!

મને શંકા પેઠી કે 'શું મગનકાકા જેલ જવામાંથી છટકી જવાને

આવું કરે છે? શું આમ બાળકોને એકલા મૂકી જતાં એમને કંઈ ડર લાગે છે? કામ ન હોય તો શા સારુ તેઓ સોલ્જરો કહે છે તે કરે છે? શા સારુ જેલ જવાની આવી સુંદર તક તેઓ ગુમાવે છે? મગનકાકા આ બહાદુરીનો મોકો જવા દે છે એ ઠીક નથી. બાપુજી હોત તો આવી રીતે ફસાઈ ન જાત.' આમ અમારું નાનું મગજ તોફાને ચડ્યું. તે પ્રસંગ મને નહોતું સમજાયું તે હવે સમજાય છે કે મગનકાકા અહિંસાની સાચી ઉપાસના કરી રહ્યા હતા, મને ઊંડ કર-વાની ધમધમાટની પિપાસા હતી. જ્યારે મગનકાકાને હિંદીઓનું નાહક-અહિંસાની પ્રતિજ્ઞા ને હડતાલિયાઓનું હિત સાચવવાની ચીવટ હતી

પોણો એક કલાક મગનકાકાએ અનુવાદ કરી સમજાવવા પાછળ ગાળ્યો ને પછી પાછા પ્રેસમાં જઈ પોતાને કામે વળગી ગયા. થોડી વાર પછી પેલા લેફ્ટેનન્ટે એમને પાછા બોલાવ્યા અને કહ્યું: 'હું જાઉં છું. મારી જે ટુકડી પોલીસ છે તે અત્યારે તમારી જમીનમાં બધે ફરશે અને આ સઘળા હડતાલિયાઓને અહીંથી રવાના કરશે ત્યાર પછી પણ મારા ત્રણચાર સોલ્જરો અહીં વસશે અને કોઠી પરથી નાસી આવનાર હડતાલિયાઓને પાછા મોકલી દેશે અમારું ગાર્ડ વૉટર્સની પેલી ટેકરી પર (સવારવાળી ટેકરી) રહેશે મારા સોલ્જરોને તમે મદદ કરજો.' મગનકાકાએ એને જવાબ વાળ્યો 'તમારા સોલ્જરો અહીં ભલે રહે, એની સામે અમારો વાંધો નથી બાકી જે લોકો આવશે, અહીં રહેશે તેને જમે ખોરાકી આપીશું ને રાખીશું એમને તમારા સોલ્જરોને સુપરત કરવાનું મારાથી નહિ બને એટલું ખરું કે તમારા સોલ્જરોની આડે ? નહિ પડીએ'

કારતૂસોના ત્રાગણ પટાથી સજ્જ થયેલા એ સરદારો અને ની પલટન પાછી ફરી એ ચાલીસ ઘોડેસવારોમાંથી આઠ દસ રોકાયા ને બીજા બધા તબડક, તબડક કરતા સ્ટેશનને રસ્તે અદૃશ્ય થઈ ગયા દારબંધ ઝૂલતા એમના લાંબા ધોકાઓનો રુવાબ પાછળ રહી ગયો.

સૂર્યાસ્ત થવા આવ્યો પ્રેસ બંધ કરી નીમાણે ચહેરે અમે ઘેર આવ્યા પ્રેસ ખીણમાં અને અમારું ઘર ઊંચે ટેકરી પર હતું ઘરઆંગણેથી સામે આવેલી પશ્ચિમ તરફની નાની નાની ટેકરીઓની હાર ચોખ્ખી દેખાતી હતી. એ ટેકરીઓ પર છૂટાછવાયા ઝાડવાં અને ઘાસના બીડ સિવાય બીજું ભાગ્યે જ નજરે પડતું પણ એ દિવસે દરેક ટેકરીની કેડી પર માણસોની કતાર બંધાઈ ગઈ હતી રોજની જેમ પ્રેસમાંથી આવી કંઈ પણ ઘર કે બાગનું કામ કરવાની આજે અમને હોશ ન હતી હું તો અમારી પાણીની ટાંકીના ઓટલા પર બેસી આ જતા ટોળાંને મીટ માંડી જોતો રહ્યો.

એક પાછળ એક સાવ અડોઅડ કીડીની પેઠે એ લોકો જતા હતા. સૌને માથે મેલા પોટલા હતા. કોઈકોઈને માથે પેટી હતી રાતી સાડીઓવાળી બાઈઓને લીધે કતારમાં ભાત પડતી હતી. બાઈઓની કાખમાના છોકરાને લીધે કાળા માથાઓની એકવડી હાર વચ્ચેવચ્ચે બેવડાઈ જતી હતી બાકી આખું દૃશ્ય આકાશમાં જતી કુંજડીઓની હાર સમું હતું પશ્ચિમ ક્ષિતિજના સૂર્યાસ્ત સમયના ગુલાબી વાદળાં એ હાર ઉપર લાલી બિછાવી એ લોકોનાં મનનો ગુસ્સો ચોદિશ પ્રગટાવી રહ્યાં હતાં સૂરજ ક્ષિતિજના ખોળામાં આવી પડ્યો ત્યારે એમના લાંબાલાંબા ઓળા ભય અને ખેદનો ત્રાસ મનમાં વધારી મૂકતા હતા. વાદળાં ધીમેધીમે ગુલાબી મટી કાળાં પડ્યાં ને અંધારું ઊતરી આવ્યું તો યે એ હારો અખંડ ચાલ્યે જ જતી હતી અને એક પછી એક માથું ક્ષિતિજની પાછળ અદૃશ્ય થયે જતું હતું

અહીં હું વ્યગ્ર બની મનમાં ને મનમાં વિમાસતો હતો: 'બિચારા કેટલે દૂરથી આટલો સામાન ઉપાડીને આવેલા! હજુ અહીં ઠરી ઠામ બેઠા નહિ ત્યાં તો એમને પાછા હાંકી કાઢવામાં આવ્યા આવ્યા ત્યારના ડરતા હતા અને છેવટે એમને જવું જ પડ્યું કોઈએ જરી ને સૂડાંઈની પેઠે એમના પર કોરડા વીંઝ્યા તો? ત્યાં કોણ એમનું રખોપું કરવાનું?'

આટલા દિવસો સુધી રાત દિવસ એમની વચ્ચે રહેવાથી મારું મન જાણે એમની સાથે બંધાઈ ગયું હતું. એમને જતા જોઈ મન ચીમળાઈ જતું હતું ઊંડેઊંડે મનમાં થતું હતું: 'ના, આ લોકો સાવ નથી ગયા સોલ્જરોની સામા થવાને બદલે અત્યારે જાય છે. પણ સોમવારની હાજરી ભરી જરૂર પાછા આવશે ' પણ એ દુરાશા હતી. હડતાલિયાઓની એ વિદાય છેવટની હતી

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

# બૉમ્બ ને તેનાથી બચવાના ઉપાય

(અનુસંધાન પાછળના પાન ૧૪થી) સુસવાટા મારતો પવન હોય તો તેની અસર બિલકુલ થતી નથી પણ પવનની લહરીઓ સાથે આ પ્રકારના વાયુ ઘરમાં પેસી જાય છે અને દૂરદૂર સુધી ફેલાય છે

ટકાઉ ગૅસના પણ ઘણા પ્રકાર છે મસ્ટર્ડ ગૅસ આ પૈકીનો એક છે ઇટલીએ ઍબિસીનિયા સામે આ ગૅસનો ઉપયોગ કર્યો હતો આ ફિનાઈલ જેવા રંગનો ઘટ્ટ પ્રવાહી પદાર્થ હોય છે ચામડીને લાગે ત્યારે તરત ખબર પડતી નથી અને તેથી માણસ ગાફેલ રહે છે પરંતુ થોડી વારે આખે શરીરે ચળ ઊપડે છે અને ખંજવાળ્યા પછી મોટામોટા ફોલ્લા થઈ, તે ફૂટતા ચાંદા થાય છે! આ ચાંદા, યોગ્ય ઉપચાર કરીએ તો પણ, બે કે ત્રણ મહિને રુઝાય છે આ પ્રવાહી પદાર્થ, બહુ ધીમેધીમે વાયુ બનીને ઊડી જતો હોવાથી, પડવાની જગ્યાએ પંદરવીસ દિવસ રહે છે ખાસ કરીને બધા પદાર્થોમાં ભળી જવાના તેના ગુણને લીધે તે વધુ નુકસાન કરે છે તે કપડાં પર પણ ચોંટી જાય છે અને ધીમેધીમે વાયુ રૂપે નાકમાં અને મોઢામાં પેસે છે ડામરના રસ્તા, ઘર પરના નળિયા, લાકડકામ, ઈંટો વગેરે આ પદાર્થને શોષે છે તેલ, સ્પિરિટ, બેન્ઝીન, ચરબી, ડામર વગેરેમાં એ સહેલાઈથી મિશ્ર થઈ જાય છે રસ્તાની નીચેની પાણીની નળીઓમાં પણ તે પેસી જાય છે

ગૅસથી બચવા માટે ગૅસમાસ્ક વપરાય છે. પરંતુ માસ્કથી નાક, આંખ, મોઢું અને શ્વાસનળી એટલાનું જ રક્ષણ થાય છે અને તે પણ થોડા વખત પૂરતું જ. માસ્કમાં તારની, રૂની, કોલસાની અને કેટલા રાસાયનિક પદાર્થોની એક પછી એક ગળણીઓ (filters) હોય છે અને શ્વાસ લઈએ ત્યારે ઝેરી દ્રવ્યો એ ગળણીમાં રહી જાય છે ગૅસ માસ્ક વાપરવાની ટેવ ન હોય તે માણસ શરૂઆતમાં ગૂંગળાઈ ગયા જેવો થઈ જાય છે. ચારપાંચ કલાક વાપર્યા પછી ગળણીઓ ઝેરી દ્રવ્યોથી ભરાઈ જાય છે અને માસ્ક નકામો બને છે કપડાં પર પ્રવાહી મસ્ટર્ડ ગૅસ પડ્યાં હોય તો એકબે કલાક ઊકળતા પાણીમાં તે કપડાં પલાળી રાખવાથી તેની અસર નાબૂદ થાય છે

માસ્કને બદલે ભોંયરાં કે આશ્રયસ્થાનની ઓરડી પણ વપરાય છે આવી ઓરડીને એક જ પ્રવેશદ્વાર હોય છે અને તે પ્રવેશદ્વારમાં પણ માસ્કના જેવી જ ગળણીની વ્યવસ્થા કરેલી હોય છે, જેથી અંદરના માણસોને રક્ષણ મળે છે.

(પ્રો. ર. શ્રી દેશપાંડેના લેખ ઉપરથી ફેરફાર સાથે)

# ભૂતકાળની શોધમાં

ઉત્તરગુજરાતમાં

## પ્રાચીન સંસ્કૃતિ-શોધન માટે કરેલા પગપાળા પ્રવાસની લેખમાળા



ભલગામ અને ધામા વચ્ચે મળી આવેલા ડૉલ્મેન-નો સ્કેચ (લેખક)

ઘણી શોધાશોધ પછી એક કોળી મારી સાથે ઝીંઝુવાડે આવવા તૈયાર થયો અને સાન્જે સાડા ચાર વાગ્યે મેં આદરિયાણું છોડ્યું. ચારે બાજુ સપાટ ખેતરોની લીલી બિછાત પથરાએલી નજરે પડતી હતી દૃશ્ય લગભગ વઢિયારના જેવું જ હતુ માત્ર માટીના પ્રકારમા જ ફેરફાર હતો.

### ડૉલ્મેનોનો સમૂહ

લગભગ સાડા પાંચે હું ભલગામ આગળથી પસાર થયો. તેનાથી અર્ધો માઇલ દૂર ધામા નામનુ ગામડુ આવેલું છે. આ બંનેની વચ્ચે, રસ્તાની પાસે એક વિશિષ્ટ પ્રકારના સમાધિસ્થાનોનો સમૂહ મારી નજરે ચડ્યો. પ્રાગૈતિહાસિક કાળમા અનાર્ય પ્રજાઓમા એક એવો રિવાજ હતો કે મુડદાને દાટી તે સ્થળે તેનુ સ્મારક ખોડી તેની ઉપર ત્રણ દિશાઓમાં ત્રણ શિલાઓ રોપીને એમની ઉપર એક વધુ શિલા મૂકી ઘરના આકારની એક નાની સમાધિ બનાવતા. એમાં એક દ્વાર રાખતા અને એમાંથી અંદરના સ્મારકને, મૃત માનવીનાં કુટુંબી સ્નેહીજનો ખાસ દિવસોએ નૈવેદ્ય ધરતા કે બલિ આપતા એવાં સમાધિસ્થળો ડૉલ્મેન–Dolmen કહેવાય છે અને એ નાના મોટા અનેક પ્રકારનાં હોય છે દક્ષિણ હિંદમા ડૉલ્મેનો સારી સખ્યામાં અને મોટા કદના મળી આવે છે. આ સિવાય આસામ, ચૂટિયા, નાગપુર અને મધ્ય પ્રાતના વન્ય વિસ્તારોમા પણ એ મળી આવે છે. ડૉલ્મેનોને લગતી ઝીણી વિગતોમા અહીં ઊતરી શકાય તેમ નથી, પણ સહેજ પરિચય માટે નીચેનો ઉતારો ઉપયોગી થઇ પડશે.

‘દક્ષિણ હિંદમાં એવી કથાઓ પ્રચલિત છે કે આદિ કાળમાં એ પ્રદેશમાં વહેંતિયાઓની એક મહાન પ્રજા રહેતી હતી..એ લોકોનાં સમાધિસ્થળો તે આ ડૉલ્મેનો છે આ પ્રજાઓ તે દક્ષિણ હિંદના મોરીઅરમને, પાન્ડૂકુઝી, મન્ડુ, મન્ડોવરકુઝી વગેરે લોકો હતા. રામાયણમાં વર્ણવેલા વાનરો કદાચ એ હોઈ શકે, કારણ કે એ લોકો પોતાના પહેરવેશમાં શણગાર તરીકે બનાવટી પૂછડુ ધારણ કરતા.’ (Prehistoric India p 322)

ગુજરાત પુરાતન કાળમા પાચ દ્રવિડ દેશોમાંનો એક ગણાતો. પ્રાચીન તામિલ સાહિત્યમા એની નોધ મળે છે, અને આજ પર્યંત અહીંના બ્રાહ્મણો આર્યાવર્તના બ્રાહ્મણોથી જુદા ‘પચદ્રવિડ’ વર્ગમા ગણાય છે. એ સૂચવે છે કે આર્યોના આગમન પૂર્વે ગુજરાતમાં અનાર્ય પ્રજાઓ વસતી હતી. હાલના ભીલ, કોળી, દૂબળા, ગોધરા વગેરે રાનીપરજ અને કાળીપરજ લોકો-એ અનાર્યોના વંશધરો છે (એ અનાર્યો દ્રવિડો જ હતા એવા પ્રમાણો હજુ મળ્યાં નથી. એ પ્રશ્ન સશોધનને પાત્ર છે ) એવા સજોગોમા ગુજરાતને આગણે ડૉલ્મેનો મળી આવે તો તેમા કાઇ નવાઇ નથી. અલબત્ત ભલગામ–ધામાના નાના ડૉલ્મેનો વિષે વિસ્મયકારક બીના એ છે કે તે પ્રાગૈતિહાસિક કાળના નહોતા. મારી સાથેના મજૂર કોળીએ મને જણાવ્યુ કે કોળીઓની અમુક પેટાજ્ઞાતિઓમા હજી પણ ડૉલ્મેનો બાધવાનો રિવાજ પ્રચલિત છે, અને તેને એ લોકો ‘માટવો’ કહે છે આ દૃષ્ટિએ આપણે ત્યાની એ પ્રજાઓની સસ્કૃતિનો અભ્યાસ થવો આવશ્યક છે એથી કદાચ અનાર્ય પ્રજાઓના ઇતિહાસને લગતા કેટલાક કોયડાઓ ઉપર પ્રકાશ પડવા સભવ છે આ વિષયને લગતી બીજી કેટલીક ચર્ચા મારી આવતી લેખમાળામા આવશે

### ઝીંઝુવાડા અને સરસ્વતી નદીનો પ્રાચીન પ્રવાહ

સાન્જ પડી. આકાશને પશ્ચિમ પ્રાગણે સોનેરી તેજ પથરાયાં. ઝીંઝુવાડાને ઢાકી રહેતી વૃક્ષઘટાના દૂરથી દર્શન થયા પણ ઝીંઝુવાડામા પ્રવેશ કરીએ તે પૂર્વ તેનો પરિચય આપણે મેળવી લઇએ.

‘ઝીંઝુવાડાની પાસે ઝીલાણ નામનુ તીર્થ છે અને તેમા નળેશ્વર મહાદેવનુ મદિર છે. કહેવાય છે કે એ નળ રાજાએ બધાવ્યુ હતુ દર વર્ષે ભાદરવાની અમાસે ત્યા જાત્રા ભરાય છે ઝીલાણની નજીકમા જ ભોટવાતીર્થના કુંડો આવેલા છે કહેવાય છે કે આ સ્થળે સરસ્વતી નદી થભી ગઇ હતી અને ત્યાથી પછી સમુદ્રને ભેટવા ગઇ હતી ’ (The Folklore of Gujarat, p 39)

ઝીલાણ અને ભોટવા તીર્થો જ્યા આવેલાં છે તે વિસ્તાર ઝિલ્લાસુંદ બેટ કહેવાય છે ઝીંઝુવાડાની નૈઋત્ય અઢી માઇલ દૂર કચ્છના રણના સુકાએલા સાગરને ખોળે એ બેટ આવેલો છે.

સરસ્વતી-માહાત્મ્યમા સરસ્વતી નદીના કાઠાના તીર્થો વર્ણવતા તેના પચીસમા અધ્યાયમા આ પ્રમાણે લખેલુ છે:

“(લોહેશ્વર તીર્થ પછીના વિસ્તારમા વડવાનળ ધારણ કરી આગળ ચાલતા સરસ્વતી અદૃશ્ય થયા અને પછી) ઝીલાણું તીર્થને વિષે સરસ્વતી પ્રગટ થયા એ સાભળી સુમતિએ માર્કંડેય ઋષિને ઝીલાણું તીર્થની ઉત્પત્તિ વિષે પૂછ્યું-તેનો ઉત્તર આપતા માર્કંડેયે જણાવ્યું કે શકર-પાર્વતી કૈલાસ ઉપર બિરાજતા હતા તે વખતે અમુક કારણસર કાર્તિકસ્વામીનો પાર્વતીએ તિરસ્કાર કર્યો, આથી કાર્તિકસ્વામી રિસાઇને નર્મદાકાંઠે આવી તપ કરવા લાગ્યા. મહાદેવ-પાર્વતી તેમને શોધતા-શોધતાં ત્યા આવી પહોચ્યા અને તેમને મનાવ્યા. ત્યાંથી એ સધળા ઝીલાણ તીર્થ આવ્યા આ સ્થળે સરસ્વતીનું સ્વરૂપ ચક્રાકારે છે અને ત્યાં સમુદ્ર આવેલો છે. તે સમયે સરસ્વતીને વડવાગ્નિનો તાપ લાગવાથી એમ થયુ કે આ સ્થળે જ વડવાનળને સમુદ્રમા મૂકી દઉં,

આ લેખમાં આવતાં સ્થળ દર્શાવતો નકશો



# પંચતંત્રની વાર્તાઓ



વળી શત્રુ ભલે દુર્બળ હોય, પણ બહુ હોય તો એની સાથે વિરોધ ન કરવો. કહ્યું છે, કે

**બહુ નહિ વિરોદ્ધવ્ય મહાજન જ દુર્જય।**
**ભેગું મળી કરી કીડી ખાય કાળા ય નાગને॥**

મેઘવર્ણ કહે, 'એ કેમ?' ચિરંજીવી કહે,

## કથા ૬

એક રાફડામાં અતિદર્પ નામે મહાકાય કૃષ્ણસર્પ હતો તે એક વાર નાનકડા છિદ્રમાંથી નિકળવા ગયો, એટલે એનું શરીર છોલાઇ ગયું ને એમાંથી લોહી નિકળ્યું એ શોણિતના ગન્ધ અનુસાર કીડી આવી તથા નાગ ઉપર ફરી વળીને એને વ્યાકુળ કર્યો. એમાંથી કેટલીને એ મારે? પોતે બહુ રહી, એટલે કીડીએ એને આખે શરીરે ઘાયલ કર્યો ને એ મરી ગયો.

એટલે હું કહું છું: 'બહુ નહિ વિરોદ્ધવ્ય' ઇતિ

હવે વાયસેશ્વર, મારા વીંછાનો લોચ કરી, મને નિષ્ઠુર વચન કહો, ક્યાંકથી લોહી લાવીને મારે શરીરે લીંપો, આ વડ નીચે જ મને નાખીને ઋષ્યમૂક પર્વતે જાઓ તથા હું કૃતકૃત્ય થઇને આવું ત્યાં લગી ત્યાં પરિવાર સહિત રહો મારી ચિન્તા ન કરવી.'

ચિરંજીવીની શીખવણી પ્રમાણે એને તરુ તળે છોડી મેઘવર્ણ બધા કાગડાને લઇને ઋષ્યમૂક ગયો. શત્રુ આવ્યાના સમાચાર ઘૂડરાજને મળ્યા, એટલે ભયભીત તથા પલાયનપરાયણ શત્રુ ક્વચિત જ હાથમાં આવે એમ કરીને અરિમર્દન રાતે ઝટઝટ આવ્યો, પણ એકે કાગડાને જોયો નહિ, એટલે કયે માર્ગે ગયા તેની તપાસ કરવા મંડ્યો.

ચિરંજીવીને થયું, કે 'આ એમ ને એમ જાય તો તો મારી જાત્રા અફળ જાય. અને કહ્યું છે:

**અનારંભ જ કાર્યોનો પહેલું બુદ્ધિલક્ષણ।**
**આરબ્ધઅન્તગમન એ બીજું બુદ્ધિલક્ષણ॥**

અનારંભ સારો, પણ આરંભવિઘાત નહિ સારો. એટલે હું બોલીને મને છતો કરું' એમ વિચારીને તેણે કા કાં કા એવો મન્દમન્દ શબ્દ કર્યો ને સાંભળીને ઘૂડ એને મારવા આવ્યા, એને ચિરંજીવી કહે, 'અહો, હું મેઘવર્ણનો મુખ્ય મન્ત્રી છું, ને એણે જ મારી આ અવસ્થા કરી છે એટલે તમારા સ્વામીને મારી વાત કરો, એને મારે બહુ કહેવાનું છે'

ઘૂડપતિ ચિરંજીવી આગળ આવ્યો ને પૂછ્યું, 'તારી કેમ આ દશા થઈ?' ચિરંજીવી કહે, 'દેવ, આ અવસ્થાનું કારણ સાંભળો બહુ કાગડાને હણાયેલા જોઇને મેઘવર્ણે ઘૂડદુર્ગ ઉપર ચડાઈ કરવા ધાર્યું, પણ મેં કહ્યું કે શત્રુ બળવાન્ છે, એટલે આપણે કૌશિકેન્દ્રને નમવું જોઇએ કહ્યું છે, કે

**ગુણવાન નમે છે જો પુરુષો જેમ કાર્મુક।**
**નગુણા સ્તબ્ધ મેં દીઠા પુરુષો જેમ કાર્મુક॥**

તન્ત્રાખ્યાયિક ૩–૯૨॥

આથી મને શત્રુપક્ષપાતી જાણીને મારી આ ગતિ કરી. હવે તમારા ચરણ જ મારું શરણ છે'

'હવે મારે ને તારે મેળો ઉચિત નથી, માટે હવે તારે ફરી અહીં ન આવવું'. એમ કહીને બ્રાહ્મણને છેવટનો મૂલ્યવાન હીરો આપી સર્પ રાફડામાં ચાલ્યો ગયો

એટલે અરિમર્દન એના મંત્રી મંડળ સાથે મંત્રણા કરવા બેઠો. રક્તાક્ષ, ક્રૂરાક્ષ, દીપ્તાક્ષ, વક્રનાસ ને પ્રાકારકર્ણ આ પાંચમાંથી રક્તાક્ષ કહે, 'દેવ, અહિં શું વિચાર કરવાપણું છે? એને ઝટપટ હણવો ઘટે છે કહે છે, કે

**પ્રદીપ્ત ચિતિકા જો ને જો વાગ્યું ફેણમાં મને।**
**એકવાર તુટી પ્રીતિ ન સંધાય જ સ્નેહથી ॥ ૩-૧૨૯॥**

અરિમર્દન કહે, 'એ કેમ?' રક્તાક્ષ કહે,

### કથા ૭

એક અધિષ્ઠાને હરિદત્ત નામે બ્રાહ્મણ હતો એ ખેતી કરતો, પણ એનો શ્રમ સદાય નિષ્ફળ જાય એક દિવસ એ ઉનાળાના અવસાનમા ઘામથી ત્રાસીને પોતાના ખેતરમા ઝાડની છાયામા સૂતો, અને ત્યાંથી થોડે દૂર રાફડા ઉપર મોટી ફેણ પસારીને પડેલા ભીષણ ભુજંગમને જોઇને વિચાર્યું 'આ ક્ષેત્રપાળ છે, મેં એને કદાપિ પૂજ્યો નથી' એમ કરી ક્યાંકથી દૂધ માગી આવી શરાવલામા નાખી રાફડા આગળ જઇને એ બોલ્યો, "હે ક્ષેત્રદેવતા, તારો અહિં વાસ છે એ હું જાણતો નથી, એટલે મેં તને પૂજ્યો નથી, એથી ક્ષમા કર' એમ કહી નાગને દૂધ પાઇને એ ઘેર ગયો. બીજે દિવસે સવારે આવીને જુએ છે તો શરાવલામા એક સોનૈયો જોયો એટલે એ તો નિત્ય એકલો આવે, દૂધ પાય ને સોનૈયો લઈ જાય એક દિવસ સર્પને પાવાનું કામ પુત્રને ભળાવીને બ્રાહ્મણ ગામતરે ગયો તે દી છોકરે દૂધ પાયું ને બીજે દી સોનૈયો જોયો, એટલે એણે વિચાર કર્યો, કે 'આ રાફડો સોનૈયાથી ભરેલ હશે, એટલે સર્પને મારી બધાય એકસામટા લઇ લઉં' એમ ધારી બીજે દિવસે દૂધ પાતા પાતા એણે સર્પના માથા ઉપર લાકડી મારી દૈવવશાત્ સર્પ મર્યો નહિ અને રોષથી બ્રાહ્મણને તીવ્ર વિષવાળે દાંતે કરડ્યો, એવો જ એ મરી ગયો એટલે સ્વજનોએ થોડે દૂર ખેતરના લાકડા ખડકીને એનો સંસ્કાર કર્યો બીજે દિવસે પિતા આવ્યો, ને પુત્રમરણની વાત સાંભળી તોપણ એ તો દૂધ લઇને સર્પ આગળ ગયો સર્પે રાફડામા રહીને જ કહ્યુ, 'બ્રાહ્મણ, પુત્રશોક ભૂલીને તું લોભથી અહિં આવ્યો, પણ હવે તારે મારે પ્રીતિ ઉચિત નથી તારા યૌવન-મદમત્ત પુત્રે મને માર્યું, ને હું એને કરડ્યો હવે લાકડીનો પ્રહાર હું કેમ ભૂલુ, અને પુત્રશોકનું દુઃખ તને કેમ વીસારે પડે?' એમ કહી બ્રાહ્મણને હીરો આપી 'હવે તારે અહિં ન આવવું' એમ ફરી કહી સર્પ રાફડામા ચાલ્યો ગયો, ને બ્રાહ્મણ મણિ લઇને ઘેર આવ્યો

એટલે હું કહુ છુ 'પ્રદીપ્ત ચિતિકા જો ને' ઇતિ આને માર્યો એટલે તારું રાજ્ય વિના પ્રયત્ને નિષ્કંટક થઈ જાય

(ચાલુ) દેસાઇ વાલજી ગોવિન્દજી

# ગણિત ગમ્મત

## ૭,૧૩,૧૯ વગેરે જેવા અંકો વડે ભાગ ચાલી શકે છે કે કેમ તે શોધી કાઢવાની સહેલી ચાવીઓ

| (૭) | | (૧૩) | | (૧૯) | |
|---|---|---|---|---|---|
| ૧૬૪૭૮ | | ૩૦૬૦૨ | | ૨૩૪૪૬ | |
| ૧૬૪૭ | ૮ | ૩૦૬૦ | ૨ | ૨૩૪૪ | ૬ |
| +૪૦ | ×૫ | +૮ | ×૪ | +૧૨ | ×૨ |
| ૧૬૮૭ | | ૩૦૬૮ | | ૨૩૫૬ | |
| ૧૬૮ | ૭ | ૩૦૬ | ૮ | ૨૩૫ | ૬ |
| +૩૫ | ×૫ | +૩૨ | ×૪ | +૧૨ | ×૨ |
| ૨૦૩ | | ૩૩૮ | | ૨૪૭ | |
| ૨૦ | ૩ | ૩૩ | ૮ | ૨૪ | ૭ |
| +૧૫ | ×૫ | +૩૨ | ×૪ | +૧૪ | ×૨ |
| ૩૫ | | ૬૫ | | ૩૮ | |

કોઇપણ રકમને ૨,૩,૫,૯ કે ૧૧ વડે ભાગી શકાય છે કે કેમ એ શોધી કાઢવાની રીતો તો તમે ગણિતમાં શીખી ગયા હશો, પણ ૭, ૧૩ ને એવી વિચિત્ર રકમનો અમુક રકમ પર ભાગ ચાલે છે કે કેમ એ શોધવાની 'ચાવીઓ' કદાચ તમે નહિ જાણતા હો ઉપર એવી ચાવીઓ આપી છે ત્યા ત્રણ રકમો આપેલી છે. ૧૬૪૭૮, ૩૦૬૦૨ અને ૨૩૪૪૬. પહેલી રકમ ૭ વડે ચાલતો ભાગ શોધવાની ચાવી સમજાવે છે; બીજી ને ત્રીજી રકમ ૧૩ ને ૧૯ની ચાવી બતાવે છે.

સૌ પહેલી ૭ની ચાવી લો. એ શીખી ગયા, એટલે પછી ૧૩, ૧૯, ૨૩, ૨૯, ૫૯, ૭૯, ૮૯ એ રકમોની ચાવીઓ હાથ આવી જશે

કોઇપણ રકમ લો. દાખલા તરીકે (પહેલા હિસાબમા બતાવ્યા મુજબ) ૧૬૪૭૮ લીધી એ રકમના બે ભાગ પાડો. એવી રીતે કે એક બાજુ છેલ્લા અંક સિવાયની આખી રકમ જાય અને બીજી બાજુ ફક્ત છેલ્લો એકમનો જ અંક જાય એમ કરતા આપણે લીધેલી રકમમા એક બાજુ ૧૬૪૭ આવશે અને બીજી બાજુ ૮ આવશે હવે એ બીજી બાજુ આવેલા છેલ્લા અંક (૮)ને ૫ વડે ગુણો આવે તે ગુણાકાર (૪૦) છૂટી પાડેલી રકમમા ઉમેરો। હવે એ સરવાળાની રકમમાં જો બે કરતા વધારે આંકડા આવતા હોય તો ફરી પાછા ઉપર મુજબ એ રકમના બે ભાગ પાડો તથા બીજા ભાગમા આવેલા છેલ્લા અંકને ૫ વડે ગુણો, અને આવે તે ગુણાકાર છૂટી પાડેલી રકમમા ઉમેરતા જાઓ આમ, છેવટે રકમ બે આંકડાની જ રહે ત્યા સુધી એ કરતા જાઓ. હવે એ છેવટે આવેલી બે આંકડાની રકમને જો ૭ વડે ભાગી શકાતા હોય તો મૂળ રકમને ૭ વડે ભાગી શકાશે આપણે લીધેલા પહેલા દૃષ્ટાંતમા એ રીતે છેવટે ૩૫ આવે છે ૩૫ ને ૭ વડે ભાગી શકાય છે, માટે મૂળ રકમ ૧૬૪૭૮ ને પણ ૭ વડે ભાગી શકાશે

આ વાત થઇ ૭ની એ જ રીતે ૧૩, ૧૯, ૨૩, ૨૯, ૫૯, ૭૯ ને ૮૯ એ તમામને માટે રીત તો એક સરખી જ છે ફેરફાર ફક્ત છૂટા પાડેલા એકમના આંકડાને ગુણવા બાબતમા છે જેમ ૭ની ચાવી માટે છેલ્લા અંકને ૫ વડે ગુણવો પડે છે, તેમ એ દરેકને માટે છેલ્લા અંકને ગુણવા માટે નીચે મુજબ જુદાજુદા અંક છે"

૭ ને માટે છેલ્લા અંકને ૫ વડે ગુણો; ૧૩ને માટે ૪ વડે, ૧૯ને માટે ૨ વડે, ૨૩ને માટે ૭ વડે, ૨૯ને માટે ૩ વડે, ૫૯ને માટે ૬ વડે, ૭૯ને માટે ૮ વડે અને ૮૯ને માટે ૯ વડે ગુણો

પ્રથમ પ્રથમ કદાચ આ રીત સરળ નહિ લાગે છતા નથી એ કપરી કે નથી એ મુશ્કેલ અલબત્ત, પ્રયાસ અને મહાવરાની જરૂર તો ખરી જ, પણ પછી તો એ આપ જેટલી સરળ ને સહેલી થઇ પડશે. ૭ અને ૧૩થી ખસતા ખસતા તમે ૧૯, ૨૩, કે ૨૯ પર જઇ ચડશો, ત્યારે તો આ રીત ખચિત રમૂજ ઉપજાવશે દરેક વખતે છેવટની રકમ બે આંકડાની જ લાવવી પડે ૭ ૭, ૧૩, ૧૯, ૨૩ ને ૨૯ માટે એ રકમો જુદીજુદી આવશે, પરંતુ ૫૯, ૭૯ અને ૮૯ની બાબતમા તો એ રકમો અનુક્રમે ૫૯, ૭૯ અને ૮૯ જ આવશે. —કપુરચંદ રાયચંદ મહેતા

## '૪૨નો ઇતિહાસ

૧૯૪૨નું વર્ષ શરૂ થતાં આગલા '૪૨ના વર્ષોમાં બની ગયેલા હિન્દના ઇતિહાસના અગત્યના બનાવોની નોંધ રસદાયક થઈ પડશે.

સૌમાં નોંધપાત્ર કહી શકાય તેવું વર્ષ ઈ. સ. ૫૪૨નું છે. તે વર્ષે મિહિરગુલનું મૃત્યુ થયું. મિહિરગુલ એ હૂણ શાસક હતો. તે પંજાબના એક ભાગ પર રાજ્ય ચલાવતો અને તેની રાજધાનીનું શહેર સિયાલકોટ હતું. માળવાના રાજા યશોધર્મે તેને તેની ગાદી પરથી ઉઠાડી મૂક્યો. મિહિરગુલ કાશ્મીર નાસી ગયો, ત્યાંની ગાદી પચાવી પાડી અને ઈ. સ. ૫૪૨માં તેનું મૃત્યુ થયું ત્યાંસુધી ત્યાં રાજ્ય કર્યું.

બીજું '૪૨નું નોંધપાત્ર વર્ષ ૬૪૨નું છે. આ વર્ષમાં ચાલુક્ય રાજા પુલકેશી બીજાને કાંચીના પલ્લવ રાજા નરસિંહવર્માએ હરાવીને મારી નાખ્યો. પુલકેશી દક્ષિણ હિન્દનો શૂરવીર રાજા હતો. તેણે હર્ષવર્ધનના હુમલાઓ પાછા વાળેલા અને વિંધ્યની દક્ષિણમાં હર્ષવર્ધનના પ્રદેશનો વિસ્તાર થતો અટકાવ્યો હતો.

ત્યાર પછી આપણે સાતસો વર્ષનો કૂદકો મારી ૧૩૪૨માં પહોંચીએ છીએ. આ વર્ષ હિન્દ માટે ભયંકર હતું. ઇતિહાસે ગાંડો કહેલો શાહેનશાહ મહમદ તઘલખ દિલ્હીની ગાદી પર હતો. એ વેળા મહમદની ખરાબ રાજ્યવ્યવસ્થા, લડાઈઓ, બળવા તથા વરસાદની ખેંચને લીધે દેશમાં ભયંકર દુકાળ પડ્યો. એનું વર્ણન કહે છે કે 'શેરીઓમાં હજારો પુરુષો, સ્ત્રીઓ અને બાળકોના શબ પડ્યા હતા. તેમને બાળવાને કે દાટવાને અગર તેના સામે નજર નાખવાને કોઈ નવરું નહોતું. મહેલનાં શહેર ઉજ્જડ બની ગયાં હતાં. આખો પ્રદેશ વર્ષો સુધી સ્મશાનભૂમિ જેવો લાગતો હતો.' મહમદ તઘલખે પોતાની તિજોરીમાંથી ગંજાવર રકમોની લોન આપીને લોકોને મદદ કરવાનો યત્ન કર્યો; પણ લોનનો કંઈ ઉપયોગ થઈ શકે તેમ નહોતો, કારણ કે એની મારફતે જનાવરો ખરીદી શકે તેમ નહોતા તેમજ જીવતા રહેલા મનુષ્યોમાં કંઈ પણ કામ કરવાની શક્તિ નહોતી.

ત્યાર પછી ૧૫૪૨માં અકબરનો જન્મ થયો. એ વર્ષ પહેલાં બિહારના અફઘાન રાજા શેરશાહે તેના પિતા હુમાયૂંને હરાવ્યો હતો અને તે આશ્રય ખોળતો રખડતો હતો. ૧૫૪૨ના નવેમ્બરમાં રજપૂત રાજા રાણાપ્રસાદ પાસે તેણે સિંધમાં ઉમરકોટમાં આશ્રય લીધો અને ત્યાં અનેક અગવડ વચ્ચે ૨૩મી નવેમ્બરે અકબરનો જન્મ થયો. બિચારા દુઃખી હુમાયૂંને સ્વપ્નમાં પણ ખબર નહિ હોય કે આ બાળક એક દિવસ આખા હિન્દનો સમ્રાટ બનશે.

હિન્દમાં ખ્રિસ્તી ધર્મના ઇતિહાસમાં પણ ૧૫૪૨નું વર્ષ અગત્યનું છે, કેમ કે તે વર્ષના મે માસમાં પહેલા જેસ્યુઇટ મિશનરી ફ્રાન્સિસ ઝેવિયરે હિન્દમાં ગોવા ખાતે પગ મૂક્યો. તેનો જન્મ ૧૫૦૬માં સ્પેનમાં થયો હતો. તેનું જીવન ખૂબ સાહસિક હતું. 'ઇસસની મંડળી'ના મિશનરી તરીકે તે પૅલેસ્ટાઇન, સોકોત્રા, હિન્દ, મલાકા, ચીન અને જપાન ફરી આવ્યો હતો. દસ વર્ષ તે હિન્દમાં રહ્યો અને ૧૫૫૨માં ચીન ગયો. ત્યાં કેન્ટન નજીક તે મૃત્યુ પામ્યો. મૃત્યુ પછી તેને સંત તરીકે જાહેર કરવામાં આવ્યો. આજે બધા રોમન કૅથોલિકો તેને પરદેશના મિશનના મુરબ્બી સંત તરીકે માને છે.

૧૭૪૨માં પ્રસિદ્ધ ફ્રેન્ચમૅન ડુપ્લે પૉંડીચેરીનો ગવર્નર થયો. ત્યારથી શરૂ કરીને બાર વર્ષ સુધી તે હિન્દના ફ્રેન્ચ સંસ્થાનોનો શાસક હતો. દક્ષિણ હિન્દના રાજાઓ સાથે તેણે કાવતરાં કર્યાં હતાં. ૧૭૫૪માં તેને ફ્રાન્સ પાછો બોલાવી લેવામાં આવ્યો.

૧૭૪૨માં આર્કટના નવાબ સફદરઅલીને તેના સાળા વેલોરવાળા મુરતઝાઅલીખાને ખાનગીમાં મારી નાખ્યો. પણ તેણે નવાબ બનીને આર્કટમાં પ્રવેશ કર્યો તે જ દિવસે તેનું જ લશ્કર બળવો કરી તેના મહેલને ઘેરી વળ્યું ને તે સ્ત્રીના કપડાં પહેરીને વેલોર નાસી છૂટ્યો. બળવાખોરોએ સ્વ. નવાબના નાના બાળકને ગાદીએ બેસાડ્યો.

અને સો વર્ષ પહેલાંની ૧૮૪૨ની સાલ તે હિન્દના અફગાનિસ્તાન સાથેના પહેલા અફગાન વિગ્રહનું આખું અને છેલ્લું વર્ષ હતું. રશિયા અને અફગાનિસ્તાનનું સંયુક્ત લશ્કર હિન્દ પર હલ્લો કરશે તેવો હાઉ ઊભો કરીને હિન્દના તે વખતના ગવર્નર-જનરલ લૉર્ડ ઑકલૅન્ડે ૧૮૩૯માં અફગાનિસ્તાનમાં હિન્દી લશ્કર મોકલ્યું. કાબુલ જીતાયું અને બ્રિટિશ સેનાધિપતિઓએ ત્યાંના અમીર દોસ્તમહમદને પકડી, કેદી તરીકે કલકત્તા મોકલી દીધો અને બ્રિટનના કૃપાપાત્ર શાહ શુજા નામના એક અફઘાન અમીરને ખાલી પડેલી ગાદી પર બેસાડવામાં આવ્યો. પણ ૧૮૪૧માં ત્યાં દોસ્તમહમદના પુત્ર અકબરખાનના નેતૃત્વ નીચે બળવો ફાટી નીકળ્યો અને ૧૮૪૨ને બેસતે વર્ષે બ્રિટિશ લશ્કરને સુલેહ કરવાની ફરજ પડી. સુલેહ કરીને બ્રિટિશ લશ્કર પાછું ફર્યું ત્યારે તેમાં હિન્દી અને યુરોપીઅનો મળીને ૪,૫૦૦ સૈનિકો અને ૧૨,૦૦૦ નોકરો હતા, ઉપરાંત સ્ત્રીઓ ને બાળકો હતાં. સાત દિવસ પછી જ્યારે લશ્કર ખૂર્દ કાબુલ ઘાટમાંથી બહાર નીકળ્યું ત્યારે ફક્ત ૮૦૦ જીવતા રહ્યા હતા. બાકીના અફગાનિસ્તાનની ઠંડીના તથા અફગાન તાયફાવાળાઓની ગોળીના ભોગ થઈ પડ્યા હતા.

ત્રણ દિવસ પછી બીજા ૬૦૦ મૃત્યુ પામ્યા. ૧૩મી જાન્યુઆરીએ ફક્ત એક જ મનુષ્ય જીવતો રહ્યો હતો. તે ડૉ. બ્રાઇડન માંડમાંડ જલાલાબાદ પહોંચ્યો અને ત્યાંના બ્રિટિશ લશ્કરને જણાવ્યું કે ૧૬૫૦૦ મનુષ્યોમાંથી માત્ર હું એકલો જ જીવતો રહેવા પામ્યો છું.

દરમિયાન હિન્દમાંથી લૉર્ડ ઑકલૅન્ડની બદલી થઈ અને તેને બદલે લૉર્ડ એલેનબરો આવ્યા. અફગાનિસ્તાનથી ફરીથી ખરાબ ખબર આવ્યા કે બ્રિટિશ સૈન્યે ટકાવી રાખેલ ગઝની પડ્યું હતું અને શાહ શુજાનું કાબુલમાં ખૂન થયું હતું.

પણ અફગાનિસ્તાનમાં રહેલા બ્રિટિશ સેનાધિપતિઓએ પરિસ્થિતિ સુધારી. કંદહારથી એક બ્રિટિશ સૈન્યે કાબુલ તરફ કૂચ કરી અને જલાલાબાદથી બીજા લશ્કરે તે જ દિશામાં કૂચ આદરી. રસ્તામાં ઘણા વિજયો પ્રાપ્ત કરી બંને લશ્કરોએ કાબુલ પર હલ્લો કર્યો.

શહેરનું તરતજ પતન થયું. બ્રિટિશ લશ્કરે અફગાનોના હાથમાંથી ઘણા કેદીઓને છૂટા કર્યા, શિક્ષા તરીકે શહેરનો અમુક ભાગ ઉડાડી દીધો. ત્યાર બાદ ત્યાંથી પાછા ફર્યાં. ૧૮૪૨ના નવેમ્બરમાં અફગાનિસ્તાનને સંપૂર્ણ ખાલી કરવામાં આવ્યું.

અફગાન યુદ્ધનો અંત દોસ્તમહમદને ફરીથી ગાદીએ બેસાડવાથી આવ્યો. કાબુલની ગાદી પર વીસ વર્ષ રાજ્ય કર્યું. પોતાના રાજ્યઅમલ દરમિયાન તેણે પોતાના આગલા દુશ્મનો—બ્રિટિશો—સાથે બહુ સારી મૈત્રી રાખી.

આપણે એક વધારે બનાવથી ૧૮૪૨નું વર્ષ પૂરું કરીશું. તે જ વર્ષમાં પી. ઍન્ડ ઓ. કંપનીની પહેલી સ્ટીમર 'હિંદુસ્તાન' લંડનથી નીકળીને કેપ ઑફ ગુડહોપની ભૂશિરને ફેરો કરીને સફળ સફર કરી ૧૮૪૨ના ૫મી ડીસેમ્બરે મદ્રાસ હિન્દને કિનારે આવી.

—છોટાલાલ માનસિંહ કામદાર

## આખા વર્ષનું કૅલેન્ડર

'કુમાર'માં દરસાલ જાન્યુઆરીમાં આખા વર્ષનું કૅલેન્ડર આપવામાં આવે છે. પણ એવું કૅલેન્ડર બનાવવા માટેનું બીબું (Formula) જો ખ્યાલમાં રાખીએ તો આપણે સૌ પણ આખા વર્ષનું કૅલેન્ડર આપણી મેળે બનાવી શકીએ અને સહેલાઈથી યાદ રાખી

KUMAR Reg. No B. 1806

# SHIP BRAND FABRICS

SELL ON THEIR MERITS!




: કારણ કે :

૧ તે સ્વદેશી છે.

૨ પાકા રંગના છે.

૩ ટકાઉ છે.

૪ સર્વોત્કૃષ્ટ છે.

૫ મૂલ્યમાં સસ્તા છે.

કૉટનક્રેપ, લૉંગક્લૉથ, પૉપ્લીન્સ, શર્ટીંગ્ઝ, ખાકીડ્રીલ્સ, ટ્વીલ્સ અને પથરીક્લૉથ્સ, સફેદ ડ્રીલ્સ અને ટ્વીલ્સ, સાટીન ડ્રીલ્સ, બ્લ્યૂ ડ્રીલ્સ, ગ્રેડ્રીલ્સ, ટેસ્ટોઝ, ફેઝમેન્ટ ક્લૉથ્સ, શીટીંગ ક્લૉથ્સ, ટેબલ ક્લૉથ્સ, ટૉવેલ્સ, નેપકીન્સ વિ. વિ.

હેડ ઑફિસ

શાખાઓ

# કુમાર

## આવતી કાલનાં નાગરિકોનું પત્ર




વર્ષ ૧૯ અંક ૨ ફેબ્રુઆરી ૧૯૪૨ ૨૧૮ તંત્રી રવિશંકર રાવળ · સંપાદક: બચુભાઈ શા[illegible]




કલકત્તાના કલાવિદ્ શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીના મકાનની બારીમાં પશ્ચિમની Stained Glass Windowની જેમ [illegible] કાચના ટુકડા વડે [illegible] તૈયાર કરેલું સરસ્વતીનું ચિત્ર







**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક-બચુભાઈ રાવત, તંત્રી અને પ્રકાશક-રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ વાર્ષિક રૂા ૬, બ્રહ્મદેશના રૂા ૬ા, પરદેશના ૧૨ શિ, છૂટક દસ આના, મુંબાઇમાં કુમાર ઑફિસ, ૧૩૬-૧૪૨ મેડોઝ સ્ટ્રીટ, આર આર શેઠની કં. અથવા રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ, વડોદરામાં નૂતન ફોટો સ્ટુડિયો, રાવપુરા.

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, માં કોઈ એનું સેવન કરી શકે છે.

# તમે વાપરી જોયું છે?

## કેસરીજીવન
## ઝંડુનું

### મહારસાયન

રસસિંદૂર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન,
તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાથી બનાવેલુ
**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**




**તેનું નિયમિત સેવન**
લાંબુ આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બલ, તેજ ને ચેતન પૂરે છે

**કીમત**
પા રતલના પૉટનો રૂ. ૧ાા
અરધા રતલના પૉટના રૂ. ૨ાા
એક રતલના પૉટના રૂ. ૫)

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિ.**
અમદાવાદના એજન્ટ ભોગીલાલ બ્રધર્સ · ગાંધીરોડ

કારખાનું · સયાનીરોડ મુંબાઇ-૨૩

દુકાન · જૂની મહાજનવાડી મુંબાઈ-૨

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'મા વાંચી હતી એટલુ જણાવજો

વર્ષ ૧૯ **કુમાર** અંક ૨

ફેબ્રુઆરી • ૧૯૪૨

## તમે, સ્વજન—

તમે, સ્વજન, વૃદ્ધ ને ઉછરતા વછેરા અમે,
તમે અવ કૃતાર્થ; નવ્ય વિજયે અમે કોડિલા,
નવા ક્ષિતિજ આંબવા થનગની રહ્યા ઘોડિલા
બની, જગત પૂરપાટ ધસવા અધીરા; તમે?—
લગામ કઠતી, ખડ્યા મુખથી દંત, પેડુ દમે,
ખુટ્યો પથ અખૂટ જોઈ અવ તંગ મૂક્યા ઢીલા;
અમે પથપિપાસુ આજ વિણ્ બોજ હ્હીલાહ્હીલા,
અને કુમળી પાંસળી મહીં સુતીક્ષ્ણ એડી ગમે.

હશે વિકટ પંથ? કંકટ હશે?—ન પૂછું અમો.
કુતૂહલ ન જાણવા ગિરિચઢાવ વા માર્ગનો.
કુતૂહલ દિલે: હશે શું અસવાર આદર્શનો
પિઠે સતત, પેંગડે-પગ, સુતેજ વિદ્યુત્સમો
ચલાવત રવાલ ચાલ? બસ એટલુ જો ભલા,
મુકામ પછી દૂર છો! ન શમશે પથે ડાબલા.

ઉમાશંકર જોશી

સાહિત્યક્ષેત્રના એક વૃદ્ધ મુરબ્બીને ઉદ્દેશીને લખાએલુ આ સુંદર સૉનેટ, વાસ્તવમા તો જૂની પેઢીનો કાર્યભાર લેવા તત્પર નવી પેઢીના થનગનતા ભાવ આલેખી રહે છે પથને ખૂટેલો જોઈ જેણે કથળેલ શરીરે તંગ ઢીલા મૂક્યા છે એવી એ કાર્યકૃતાર્થ પેઢીના વૃદ્ધ અશ્વ તરફેના વર્ણનને પડખે પોતાને નવા વિજયોના અને નવા ક્ષિતિજો આંબવાના કોડવાળા વછેરા તરીકે વર્ણવીને અનમા પાણીદાર યુવાનીનો અભિલાષ પ્રકટ કર્યો છે કે અમારી પીઠ ઉપર જો આદર્શનો અસવાર રવાલચાલ ચલાવતો બેઠો હશે તો પછી માર્ગ કપરો હોય કે મુકામ દૂર હોય તેની પરવા નથી એ અખૂટ પથપર અમારા ડાબલા રમ્યા વિના ગાજ્યા જ કરશે

## નિસર્ગરક્ષિત બાલવય

વિક્ટર હ્યુગોના એક નાના ઊર્મિગીતના અંગ્રેજી તરજુમાનો અનુવાદ

• ઇન્દ્રવજ્રા •

ગાતૂં હતૂં 'બાલ' જટાયુ બારિએ
માતા પડી'તી શયને અશક્તઃ
આખે વળી ઝાંખ, નખે ન રક્ત,
ઊડી જવા શ્વાસ ઘુંટાય છાતિએ.

ગાતાં હમે ને ભજવંત ભાવને
ખીલે રમે બાલક પંચવર્ષી;
આખો દિ ગાળે નિજ તાન હર્ષી,
ખાંચી હમે નૈ બિનરાત માતને
મેં હર્ષ એ શૈશવસાથિ દીઠો,
ઓળો પડ્યો મૃત્યુતણો ય દીઠો.

માતા ગઇ દેવળભોય શાંતિમા
એ બાળનું ગાન ન કીંઠુ ન્યૂનઃ
*ખોલી બિછા, તોય ન બારિશૂન્ય
ગાતૂ જ એ બાલ જટાયુ બારિમા
માયાળુ છે ઇશ' અપત્ય ટાળે
ના કાલતો શોક જ કાંઇ કાળે.

*ખોલી=ઓરડી—કોઈ ભલા પાડોશીની, જેણે માતા જતા એ નિરાધાર બાલકને અપનાવી લીધુ

બલવન્તરાય ક. ઠાકોર

## શાને?

રવિ ટાગોરે 'ડાકઘર' નાટકનો ધ્વનિ ગુંજતું એક ગીત એ નાટકને મોખરે જ મૂક્યુ છે—તેનો અનુવાદ

શાને આ દીપ ઓલાય?
શાને આ ફૂલ વિલાય?
નિર્ઝર નીર શાને સુકાયે,
વીણા તાર તૂટી જાય? . . . શાને૦

ઢાંક્યો દીપ એક હાથે,
ચાપી રાખ્યુ ફૂલ ઉર સાથે,
નીર નિર્ઝર તણા
બાંધ્યા બંધની બાથે,
વીણા વગાડવા સૂર હતો નહિ
તોય ગયો કો આઘાતે?

તેથી આ દીપ ઓલાય
નીર સુકાયે ફૂલ વિલાયે
વીણાતાર તૂટી જાય . શાને૦

પ્રહ્લાદ પારેખ

## વિભૂતિ

સહી અસહ્ય દઝાણ તમિસ્રનાં
વિમલ તારક તેજ નિતારતા;
જગતના અભિશાપ સહીસહી
વરદ સંત સુવાસ પ્રસારતા.

- પારાશર્ય

જ સભાગૃહ બનાવી દીધું હતુ કલકત્તાના સાહિત્યજીવનનો પ્રાણ કહો તો ચાંપશીભાઇ જ છે. ગુજરાતમાં વર્ષોથી લોકપ્રિય બનેલુ 'નવચેતન' માસિક ચલાવનાર ચાપશીભાઈના સાધનોમાં એક વગર પાવરનું ટ્રેડલ (પગે ચલાવવાનું) મશીન અને પાચ માણસોનો સ્ટાફ જોઇ તેમની તમન્ના અને સાહિત્યપ્રેમ માટે આદર થાય છે પ્રેસના બીબાના ઘોડા બાજુએ ખસેડી એ જ હૉલને વ્યાખ્યાનગૃહ બનાવી દેવામા આવ્યો હતો. રાત્રે આઠ વાગ્યે આસપાસની બજારો અને ઘરોમાથી જુવાનો ને વિદ્યાર્થીઓએ આવી એ ખંડને ભરી દીધો અને એ સભામાં ગુજરાત શબ્દનો ધ્વનિ કેવો છે તેનો ખ્યાલ મને સુંદર રીતે મળ્યો.

**મુકુલચંદ્ર દે**

મારી મુખ્ય નેમ તો હિંદમાં કલાના આદર્શો અને તેનું પ્રકટીકરણ કેટલુ થયુ છે તે જોવાની હતી. ઉપરની સભા થઈ તે જ બપોરે મને ખબર પડી કે ત્યાંની સરકારી કળાશાળામા બે જ દિવસ પછી રજાઓ પડવાની છે, એટલે પહેલી તકે તેના પ્રિન્સિપાલ શ્રી મુકુલચંદ્ર દેને ટેલિફોન કર્યો. પાત્રીસ વર્ષે પણ એ મિત્રે માત્ર નામસ્મરણથી મને ઓળખી લીધો. તેમણે તુરત જવાબ આપ્યો કે ગમે ત્યારે આવો, શાળા ચાલુ છે. કળાશાળામાં દાખલ થતાં જ શ્રી મણીન્દ્રભૂષણ ગુપ્ત મળ્યા. તે એકેક વર્ષ અમદાવાદમાં રહી ગએલા, એટલે પરિચય તાજો હતો. તુરત તે પ્રિન્સિપાલના ખંડ આગળ લઈ ગયા. સિપાઇએ વિઝિટિંગ કાર્ડ લઇ જવાબ લાવવાની વિધિ પતાવી કે તુરત અંદરના મોટા ખંડમા પાટલૂન પર માત્ર હાફશર્ટ પહેરેલા પહોળી છાતીવાળા શ્રી મુકુલચંદ્ર દેના મજબૂત હાથનો મિલાપ થયો અને કાળનું અંતર ઊડી ગયુ. તેમણે યાદ કર્યું: 'અહો, પાંત્રીસ વર્ષ પહેલા તમારી સાન્ટાક્રુઝની ઓરડી પર આપણે (સ્વ રામરાવ, હુ, શ્રી. પવનજી અને શ્રીયુત દે) સાથે બેઠા હતા, ચ્હા પીતા હતા, ગપ્પા મારતા હતા.' એ વખતે કલકત્તાથી શ્રી અવનીન્દ્રનાથ પાસેથી કલાદીક્ષા લઇ તરુણ મુકુલચંદ્ર મુંબઈના શ્રીમંતો પાસે તેમના સ્કેચ પોર્ટ્રેટ કરી ઇંગ્લંડ જવા સહાય માગતા હતા. એ સમયે પણ તેમના હાથમા માનવપાત્ર આલેખવાની અજબ કુશળતા હતી. મુંબાઇની સ્કૂલ ઑવ આર્ટમાં દાખલ તે થયા હતા, પણ તેનુ વાતાવરણ તેને ગુંગળાવતું હતુ એટલે એક તે છોડી તેણે અજંતાની યાત્રા કરી, એકલાએ એ અગોચર સ્થાનમાં થોડીક નકલો પણ ઉતારી અને મુંબાઇ આવી કલારસિક શેઠ કલ્યાણજી કરમશીને તે આપી. સ્વ. સર લલ્લુભાઈ શામળદાસ તરફથી તેને સારો ટેકો મળ્યો અને જરાક સગવડ થતા ઇંગ્લંડની સ્ટીમર પકડી. ત્યાં જઈ વિખ્યાત કલાચાર્ય પ્રો. રૉથેન્સ્ટાઇનના હાથ નીચે રૉયલ કૉલેજ ઑવ આર્ટસમા રહી અભ્યાસ કર્યો. પોર્ટ્રેટ ઇચિંગમાં તેમણે ખાસ કુશળતા મેળવી છે. સ્વ. સર પટ્ટણીએ પણ તેમને ઘણી મદદ કરેલી ઇંગ્લંડમાં હતા એ વખતે તેણે અજંતા અને બાઘની ગુફાઓ ઉપર એક ચોપડી પણ લખી નાખી, જેની પ્રસ્તાવના મિ લૉરેન્સ બિન્યન જેવા મહા કલાકોવિદે લખી આમ આ સાહસિક તરુણ અનેક રીતે પોતાની કલા સિદ્ધ કરી હિંદમાં આવ્યા. થોડોક વખત આમતેમ પ્રયાસો કર્યા બાદ કલકત્તા સ્કૂલ ઑવ આર્ટના પ્રિન્સિપાલ મિ. પર્સી બ્રાઉનની નોકરીની મુદત પૂરી થતી હોવાથી કલકત્તાની જનતાએ કલાના પ્રણેતા તરીકે હિંદીની પસંદગી કરવામા તેમની એ જગ્યાએ વરણી કરી અને આજે દસ વર્ષથી એ જગ્યાનો અધિકાર તે પૂર્ણ કાબેલિયતથી સંભાળી રહ્યા છે.

**કલકત્તાની કળાશાળા**

તેમને મળતાવેંત જ મેં, સ્કૂલ બંધ થઇ જાય તે પહેલાં તે જોઇ લેવા ઈચ્છા બતાવી, એટલે તેમણે તુરત હેડમાસ્તર શ્રી રમેનબાબુ



કલકત્તા સ્કૂલ ઑવ આર્ટના પ્રિન્સિપલ શ્રી મુકુલચંદ્ર દેનુ તેમના જ કલાખંડમા ભાવભર્યું આતિથ્ય એ મારા પ્રવાસનું એક સુખદ સ્મરણ બન્યું છે

(જાણીતા કલાકાર શ્રી રમેન્દ્રનાથ ચક્રવર્તી)ને બોલાવ્યા અને મારી ઓળખાણ કરાવી શ્રી રમેનબાબુને જોતા જ પ્રેમ થાય એવી સૌમ્ય તેમની મુદ્રા છે પહેલા તે શાંતિનિકેતનના એક અગ્રભાગી વિદ્યાર્થી હતા કનુ દેસાઈ અભ્યાસ કરતા તે વખતે એ આગળના વર્ષોમા હતા, છતા તેમની વચ્ચે મૈત્રિભાવ થયો હતો એ વાતની તેણે ભાવપૂર્વક યાદી આપી અને જાણે મને પૂર્વપરિચિત હોય તેવી સરળતાથી બધા વર્ગો બતાવવા આવ્યા મિ. હૅવેલના સમયથી કલકત્તા કલાશાળામા હિંદી કળા ઉપર ખાસ ધ્યાન અપાય છે અને શ્રી અવનીબાબુ તથા શ્રી નંદબાબુના પીઢ શિષ્યો અહીં શિક્ષકો તરીકે કામ કરે છે ઉપરાત, હિંદી કળાના સરસમા સરસ અસલ નમૂના જોવાની તથા તેનો અભ્યાસ કરવાની અહીં પૂરી સગવડ છે. શ્રી હૅવેલે મહા પ્રયત્ને એકઠી કરેલી હિંદી તસ્વીરો યુગયુગના વિભાગ પ્રમાણે ચિત્રશાળાની લગોલગ એક મોટા ચિત્રાલયમા ગોઠવેલી છે એ સિવાય શિલ્પકળામાં યૂરોપી પ્રકારો કરતા હિંદી પ્રકારો ત્યા વધુ ખીલતા જણાયા. તેમા પણ હિંદમાં સર્વોત્તમ ગણાતુ કલકત્તાનું મ્યૂઝિયમ કળાશાળાની જોડાજોડ આવી રહેલુ છે તે મોટો લાભ છે કલકત્તામાં ચિત્રોના બ્લૉક બનાવવાનુ અને લીથો છાપકામ ઘણુ થાય છે તેથી તેની માગને પહોંચી વળવા કૉમર્શિયલ આર્ટનો ક્લાસ પણ અહીં છે. તેપણ ખૂબ ધીકતો ચાલતો જણાયો તેમજ વિદ્યાર્થીઓની ભરતી પણ ઠીક જણાઈ એ કળાના યૂરોપી પ્રકારો શીખવવાને યૂરોપ જઇ આવેલા હિંદી નિષ્ણાતો સ્ટાફમા છે. દૃશ્યચિત્રોનો અભ્યાસ કરવા માટે શાળાની હદમા જ એક મોટો સુંદર બાગ છે અને તેમા નાનું સરોવર છે આમ કળાનુ વાતાવરણ એ શાળામા સરસ લાગ્યુ. પ્રમાણમા મકાન નાનુ લાગ્યુ સત્રાન્ત દિવસો હતા એટલે વિદ્યાર્થીઓ જતા રહ્યા હતા, પરતુ ભીંત પરના નમૂના અને પરીક્ષાનાં પત્રો જોઈ મને લાગ્યું કે થોડા વર્ષોમા ઘણી તાલીમ આપવાનો ત્યાં પ્રયાસ છે. દરેક ક્લાસમા ભીંતો ચાકના કામને માટે ઘૂંટેલી હતી, એટલે દરેક અભ્યાસચિત્રને ભીંત પર છૂટે હાથે દોરવાની શક્તિ ત્યા વિશેષ કેળવાય છે એમ મને લાગ્યું. રંગની જમાવટ, રેખાઓની શુદ્ધિ અને ચાલુ લોકજીવનનાં ચિત્રો એ આ શાળાનાં આગળપડતાં લક્ષણો દેખાયા. શિક્ષકોએ મારી પ્રતિ બહુ સદ્ભાવ બતાવ્યો. રમેનબાબુ તેમજ મણીબાબુએ પોતાને ઘેર આવવા નિમંત્રણો આપ્યાં. અને શ્રી મુકુલબાબુની તો વાત જ શી? એ તો લાગી જ પડ્યા કે



શ્રીમાન અર્ધેન્દ્રકુમાર ગાંગુલીને ઘેર તેમની સાથે કલાચર્ચા

બીજી વખત મારે નિરાંતે તેમની જોડે બેસી ચાપાન અને વાર્તાલાપનો વખત આપવો તે સાથે તેમણે યાદ આપ્યું કે મારે શ્રી અવનીબાબુને પહેલી તકે મળવું જોઈએ. આ વાત મારા મનમાં તો કલકત્તે જવાનો ઇરાદો કર્યો ત્યારની જ હતી અને મેં તેમને મળવા માટે પત્ર લખી સમય પણ માગ્યો હતો, છતાં તેમની એ વૃદ્ધ ગુરુજન પ્રત્યેની ભક્તિ જોઈ હું બહુ આનંદ પામ્યો. શ્રી અવનીબાબુએ થોડા જ વખત પર ૭૦ વર્ષ પૂરાં કર્યાં તેનો તેમણે શાળામાં ઉત્સવ કર્યો હતો અને અભિનંદનો પાઠવ્યાં હતાં

### શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલી

માત્ર કલકત્તાના જ નહિ પણ સમસ્ત હિંદના અને એશિયાના અગ્રગણ્ય કલાકોવિદ તરીકે સ્વીકારાએલા આ વિદ્વાનનું નામ ‘કુમાર’ના વાચનારાઓને સુપરિચિત હશે. હિંદી કલાનું સૂક્ષ્મ તત્ત્વાનુશોધન અને પરિચય આપનાર ‘રૂપમ્’ ત્રૈમાસિક તેમણે ઘણાં વર્ષો સુધી ચલાવ્યું. એ અત્યંત પ્રકાશન બંધ થયા પછી તેનું પૂર્ણપણે સ્થાન લેનારૂં કોઈ સામયિક સર્જાયું જ નથી. શ્રી ગાંગુલી મહાશય કલાના પરિચય માટે અતિ ઉત્કૃષ્ટ નમૂના જ શોધી લાવતા અને તેનું સર્વાંગ સ્પષ્ટ મુદ્રણ–પ્રકાશન થાય તેની અતીવ કાળજી રાખતા. એકાદ છાયા છાપમાં ચોરાય એ એમને મન અસહ્ય અને અક્ષમ્ય દોષ બને છે. બીનના કે સારંગીના નીચેના તારોમાં પણ જરા મેળ ખૂટે કે તૂટે ત્યારે ઉસ્તાદનું મન જેટલું આકુળ થઈ જાય એટલો જ વિક્ષોભ અને પ્રકોપ તેમને ચિત્રમાં રંગ કે માંડણીનો દોષ દેખાય ત્યારે થઈ જતો મેં જોયો છે. ચલાવી લેવાની તો તેમની પાસે વાત જ નથી. કળાનો સર્વોત્તમ નમૂનો પ્રજા આગળ મૂકવો અને તેનો સાચો રસ લેતાં કે અનુભવતાં શીખવવું એ જ કલાકોવિદોનું કર્તવ્ય છે.

આવા પુરુષને મળવું, એમનો વાર્તાલાપ ઝીલવો, એ કલાકારના જીવનનો ધન્ય અનુભવ બને છે. પોતે ધંધે સૉલિસિટર છે, પણ કળા અને કળાને લગતી પ્રવૃત્તિમાં એમની આખી જીવનપ્રવૃત્તિ ઓતપ્રોત છે. એ ઈ.સ. ૧૯૨૭માં અમદાવાદ આવ્યા ત્યારે કઈ સંસ્થા એમનું સન્માન કરી શકે એ પ્રશ્ન થયો, એટલે ડૉ. હરિપ્રસાદ તથા સ્વ. હીરાલાલ પારેખ વગેરે મિત્રોની મદદથી ભારત કળા મંડળની સ્થાપના કરી તેના આશ્રયે તેમનું વ્યાખ્યાન સમાજ સુધારા હૉલમાં યોજ્યું અને અમદાવાદને કળા ઉપર એવી વ્યક્તિનું અપૂર્વ વિવેચન પહેલી જ વાર સાંભળવા મળ્યું. એ દિવસની સ્મૃતિઓ તેમણે પણ સંઘરી રાખી હતી અને આજ સુધી વખતોવખત પત્રવ્યવહારથી સચેત રાખી હતી.

આશુતોષ મુકરજી રોડ ઉપરના તેમના મકાનમાં, ઉપરની પરસાળમાં જ તે પોતાની બેઠક રાખે છે. મહેમાનો માટે એક તર-બે-ગોળ ટેબલ અને ત્રણચાર ખુરશીઓ હોય છે, પણ પોતે તો મોગી રીતરુ પર તકિયો રાખી આસન જમાવે છે. આસપાસ પુસ્તકો અને લેખોના બાકસો પડયા હતા અને તે દરેક પર ચોડેલા તે તે વિભાગના લેબલોથી તેમણે કેટલાં પુસ્તકોની તૈયારી કરવા માંડી છે તેનો ખ્યાલ આપતા હતા. આસપાસ ભીંત ઉપર કોઈ ખાસ યોજના વગર પણ કૃતિઓનો જ આસ્વાદ લેવા માટે ટાંગેલા નેપાળી, રાજસ્થાની કે મુઘલ સમયના થોડામોટા ચિત્રો નજરે પડતા હતા. દાદરપાસેની એક મોટી બારીમાં Stained-glass windowsની ઢબે રંગીન કાચોના ખંડોથી જ હિંદી ઢબે કરાવેલું એક સરસ્વતીનું મોટું ચિત્ર શોભાવધારતું.

શ્રી ગાંગુલીબાબુને મળ્યાને વર્ષોનાં વાણાં વાયાં હતાં, પણ પત્રપ્રસંગથી તેમનો નાતો અખંડ હતો. હું ઈ. ૧૯૩૮માં જાપાન જઈ આવ્યો ત્યારે તેમણે વર્તમાનપત્રોમાંથી એ ખબર વાંચીને જે ઉદ્બોધક અભિનંદનપત્ર લખ્યો હતો તે ‘કુમાર’ના વાચકોને યાદ હશે. એટલે એમને તો મારા કલકત્તામાં આવ્યાના ખબર આપતો પત્ર પોસ્ટમાં મળ્યો પણ નહોતો, છતાં મારું કાર્ડ જોતાં જ બહાર આવ્યા અને ‘અરે! કેટલાં વર્ષો બાદ મળીએ છીએ” કહી બેસવા કહ્યું. ગાંગુલી મહાશય આટલા અગ્રગણ્ય વિદ્વાન અને સંચાલક છતાં ખરેખરા બ્રાહ્મણની માફક પોતાનાં નિત્યકર્મો અને ઉપાસના સાચવે છે. સંસ્કૃતના પૂર્ણ અભ્યાસી છતાં યુરોપના અદ્યતન કલાપ્રવાહોને પણ પૂર્ણપણે સમજે છે. આથી જ તે ભારતીય કળાનું ઉત્તમ નિરૂપણ અને સન્માન કરવામાં સફળતા પામે છે, એમ પણ કહી શકાય.

પહેલી જ વાત એમણે એ કરી કે ‘હું હવે કળાનાં પ્રવચનો અને લેખમાળાથી થાક્યો છું. જે વિષય રસાનુભવનો છે અને જેનું મુખ્ય સાધન રસેન્દ્રિય છે તેની પૂર્ણ તૈયારી કે તાલીમ વિના તેની ચર્ચાઓ નકામી છે, એટલે મેં તો બાળમની સૃષ્ટિમાં જ કળાના બીજારોપણ અને પરિચય થઈ જવા જોઈએ એ સિદ્ધાંતને પાયારૂપે માન્યો છે. લેખો ને પુસ્તકો ભલે વિદ્વાનો તથા ભાષાવિશારદો કે ઇતિહાસવેત્તાઓને કામનાં બને, પણ કળાની દૃષ્ટિ પ્રાપ્ત કરવાને તો કલાકૃતિઓનો સાક્ષાત પરિચય જરૂરી છે, અને સાચી કલાપ્રવૃત્તિઓ કર્યા વિના કલાભિરુચિ વિકસતી નથી. આપણી આજની શાળાઓ તથા કૉલેજોએ તો એ વિષયને હદપાર કરી અસ્પૃશ્ય બનાવ્યો છે. કાન અને આંખની ઇન્દ્રિયોના સૂક્ષ્મ વ્યાપાર અને પ્રક્રિયાઓનો કંઈ અભ્યાસ જ કરતું નથી, તેમ બાળકના જીવનની સંગ્રાહક ચિત્તાવસ્થા (Impressionable age)માં રૂપ, રંગ કે રાગનો સમૂળગો અભાવ રાખી આપણે એક નીરસ, જડ અને નિષ્ક્રિય પ્રજાસમુદાય ઊભો કર્યો છે. સ્વયંભૂ ઊર્મિ, પ્રેરણા કે સર્જનની તો આજના વિદ્યાર્થીઓમાં હિંમત કે કદર જ નથી. આ અનિષ્ટનો સામનો કરવા મેં કલકત્તામાં ઝુંબેશ ઉપાડી છે અને આજે ૬૦ વર્ષે હું ફરીવાર બાળજગતમાં ચિત્રો દ્વારા સૌંદર્યસ્વપ્નો ઉતારવા મથી રહ્યો છું. દર અઠવાડિયે હું પ્રાથમિક શાળાના કેટલાક ઉમંગી શિક્ષકો તથા કલાકારો સાથે મારા ચૂંટેલા ચિત્રો લઈ બાળકો પાસે તે કામ રજૂ કરવામાં તેનાં પ્રવચન અને ચર્ચા કરું છું. તે પછી તેઓએ હવે દરેક શાળામાં અઠવાડિયામાં એક કે બે પીરિયડ ચિત્રપરિચય અથવા ચિત્રરસાસ્વાદ માટે ફિક્સ્ડ-પીરિયડ તરીકે રાખ્યા છે. એ પ્રવૃત્તિની નોંધો રખાય છે અને થોડા સમય પછી પરિણામો પર વિચાર કરી તેનો વિસ્તાર કે વિકાસ કરીશું. હું પ્રોફેસરો અને મુત્સદ્દીઓથી થાકી ગયો છું. તેમના રીઢા આત્માઓ ઉપર પડળો બાઝી ગયાં છે. ઊર્મિ અને રસાનંદ માટે

## મુંબાઈ ઈલાકાની પહેલી કલા-પરિષદ

ગયા જાન્યુઆરી માસની તા. ૨૪-૨૫ના દિવસોમાં સમસ્ત મુંબાઇ ઈલાકાની કલા-પરિષદ મુંબાઈમાં મળી હતી. ગુજરાતના કલાપ્રેમીઓની અમી નજર તો મારા ઉપર હતી જ; પણ ઈલાકાના અન્ય મહારાષ્ટ્રીય અને પારસી કલાકારોના સદ્ભાવે મને આવી પ્રથમ પરિષદના પ્રમુખ તરીકે આમંત્રીને મને ઋણી બનાવ્યો છે આ માન ગુજરાતને મળ્યું માની એ સર્વેનો હું જાહેરરીતે આભાર માનું છું. ર. મ. રા.

તેમનો અભ્યાસ, વય અને અભિમાન આવરણો બન્યા છે.'

આમ પોતાના બધા ભાવો અને બજતરાનો ધોધ એમણે તો ચલાવ્યો. એમાં જ કલાક-દોઢ કલાક વીતી ગયો તેમને કોર્ટનો સમય થયો એટલે મેં જ કહ્યું કે 'આપની સાથે દિવસો સુધી સમાગમ અને વાર્તાલાપ કરતા યે પાર નહિ આવે મને આપની થોડી રીતોની સમજ પાડો હું આપના કાર્યને યથાશક્તિ સહાયભૂત બનવા ઇંતેજાર છું'

'જરૂર, જરૂર. તમારા જેવાને જોઇને જ હું ઉત્સાહી બનું છું. તમારા પ્રાંતમાં તમે કેવી પ્રવૃત્તિઓ કરો છો તેની હું વાકેફગારી રાખું છું પણ તમે એક વર્ષથી મને કેમ કંઈ લખ્યું નથી? ખેર, હજી બીજી વાર આપણે મળીએ તમે અહીં જ્યાંજ્યાં જરૂર પડે ત્યાંત્યાં કળા-પ્રદેશમાં મારી સહાય લઇ શકો છો. અહીંની બધી સંસ્થાઓ જોજો. નવાં નાટકો પણ જોજો.'

બીજી મુલાકાત થઈ ત્યારે તેઓ પ્રેમ અને ઇંતેજારીથી મારી રાહ જોતા બેઠા હતા. મારા માટે કંઇક બંગાળી વાની કરાવી હતી ને પોતે પૂજનનાં રેશમી વસ્ત્રોમાં જ વાત કરતા બેઠા ગુજરાતની જૂની કળાના નમૂના મેં બતાવ્યા તેમની પાસે પણ સુંદર કીમતી નમૂના હતા એમણે એક વાત કહી કે પશ્ચિમના નમૂનાઓનો આપણા પર ઓછાયો પડ્યો ત્યારથી જ આ ચિત્રો અને આ રંગની કદર કરતા આપણે મટી ગયા છીએ. આ ચિત્રો અને રંગોનો ઉન્માદ ગ્રામવાસીઓ ખરેખરો અનુભવી શકે છે અને બાળકોના ચિત્તમાં પણ તેનો ધ્વનિ થવાનો. હિંદી રાગોની સુરાવટ કે હલક જેવાં રંગલેપનો, હિંદી સંગીત અને નૃત્યના પરિચય તેમજ સુક્ષ્મ તત્ત્વશોધન વિના સમજવા મુશ્કેલ છે. છાપેલા ચિત્રોમાં આ મૂળ રંગોની સુરખી ઊઠતી નથી, એટલે તેની અસર પેદા થતી નથી. જેમ વાજિંત્રોમાંથી નિષાદ ન બોલે તો સૂરના શા હાલ થાય?'

આવા જ ભાવોથી પ્રેરાઇ ગાંગુલી બાબુએ રાગચિત્રો પર એક મોટો સંગ્રહ બહાર પાડ્યો છે. એ તેમણે મને બતાવ્યો અને પોતાના કથનની ખાત્રી કરી બતાવી એ મહાસંપુટમાં સાતસો રંગીન તેમજ ફોટો ચિત્રોનો મોટો સંગ્રહ છે તેમાં અસલ હિંદી રાગ તથા તેનું સ્વરૂપવર્ણન કરતા મૂળ સંસ્કૃત શ્લોકો અને તેનો અંગ્રેજી અનુવાદ આપ્યા છે. આ અનુપમ ગ્રંથની કીમત લગભગ ૬૦૦ રૂપિયા છે; છતાંયે આજે તો એ કીંમતે પણ તે અપ્રાપ્ય છે. એ ગ્રંથ હિંદના આધુનિક સમુદ્ધારક સ્વ. પંડિત ભાતખંડેને અર્પણ કરવામાં આવ્યો છે. એવો જ એક બીજો ચિત્રસમુદાય ગાંગુલીબાબુએ 'રાજપુત ચિત્રમાળા' કરીને બહાર પાડ્યો છે તેમાં લગભગ ૧૦૦ જેટલા વીગ્રેહા ચિત્રો મહા ચીવટથી રંગની ચોકસાઇ જાળવી છપાવેલા તથા મોટા કીંમતી કાગળો પર ચડાવેલા સંગ્રહ્યા છે. હિંદના વેગળી ગ્રંથાલયોમાં પણ આ સંગ્રહ ભાગ્યે જ હશે. 'આવા મોંઘા પ્રકાશનો અભ્યાસી અને રસિક વિદ્યાર્થીને અલભ્ય બને તો તેનો અર્થ શો' એમ મેં પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું કે 'એકવાર ખરૂં ધોરણ જાળવનારા નમૂના બહાર પડવા દો, પછી તેની સસ્તાઈની યોજના આપોઆપ જાગશે. અત્યારે તો સુરસ ને પ્રમાણભૂત પ્રકાશન મોંઘાજ રહેવાના. યૂરોપમાં હવે શાળાઓ અને અંગત સંગ્રહ માટે પ્રજાકીય કલાસંપત્તિના સરસ સેટ કેટલા સસ્તા મળે છે?'

ત્યાર પછી તેમણે શાળાઓમાં ચિત્રપ્રચાર માટે એકઠા કરેલા ૧૨૦૦ જેટલા ચિત્રકાર્ડો એક પેટીમાં ભરેલાં હતાં તે મેં જોયાં. તેમાં તેમણે યૂરોપ, હિંદ, ઇરાન કે ચીન-જાપાનનો ખાસ ભેદ કરેલો ન હતો, પણ રસદૃષ્ટિએ જે ખરેખરી કલાકૃતિ લાગી તે જ વીણીને જુદીજુદી સેટ બનાવી હતી. આ સેટ ક્રમાનુસાર એક એક વર્ગમાં બાળકોના હાથમાં ચિંતન અને અવલોકન માટે મૂકવામાં આવે છે અને તેમના મન પર તેનાથી ઉપજતા વિચારો અને ઊર્મિઓ વાતોથી જાણી લેવા વર્ગશિક્ષક પ્રયત્ન કરે છે આ વાર્તાલાપની કૂચીઓ પર શ્રી ગાંગુલીબાબુની ખાસ નોંધ ગળેલી હોય છે વખતના અભાવે મારાથી એ વિષયમાં ઊંડા ન જવાયું, પણ એ કાર્યનો ચેપ આખા દેશને લાગે એવી ઇચ્છા સાથે મેં મારો વખત સમેટ્યો બહુ જ પ્રેમ અને સદ્ભાવ પૂર્વક તેમનાથી હું છૂટો પડ્યો. તેમણે ગુજરાતમાં આવવાની પ્રબળ આકાંક્ષા રાખી છે ૬૦ વર્ષે પણ તેમનો કળાપ્રચારનો અદમ્ય ઉત્સાહ તેમની અપૂર્વ વિભૂતિ સમો શોભતો હતો. કલકત્તાના તેમના ચિત્રો અને ગ્રંથોમાં મારા માટે ખબર અને સગવડ આપવાનું તેમણે સ્વીકાર્યું અને હું છૂટો પડ્યો.

દરમિયાન કલકત્તાની ગુજરાતી પ્રજાની એકતા અને સંસ્કારિતાના માનદંડ સમા મારા જૂના સ્નેહી શ્રી ગગનવિહારી મહેતાએ ત્યાંના એકેએક પત્રોમાં મારી શાંતિનિકેતનની તેમજ કલકત્તાની મુલાકાત તેમજ શ્રી ગાંગુલીબાબુના સમાગમના તથા પ્રવાસના મારા આશય વિષેના ખબરો પ્રકટ કરી દીધા હતા એમના અતિ વ્યવસાયને અંગે અમે હજુ તો ભેગા પણ થયા નહોતા, છતાં આ સૌજન્યકાર્યની એમને પ્રેરણા થઈ એ તેમનામાં રહેલી ગુજરાતની અસ્મિતાને જ આભારી છે એમ હું માન્યા વિના રહી ન શકું

(ચાલુ) ર. મ. રા.

## ગૂજરાત સાહિત્ય સભા (અમદાવાદ) તરફની ૧૯૪૨ના વર્ષની વાઙ્મય-સમીક્ષા

સભા તરફથી વર્ષોવર્ષ કરાવાની સમીક્ષાનું કામ આ વર્ષે નીચેના ત્રણ વિભાગવાર ત્રણ સમીક્ષકોને સોંપવામાં આવ્યું છે:

**વિભાગ ૧** કવિતા, નાટક, નવલ-નવલિકા આદિ લલિત વાઙ્મય—સમીક્ષક: પ્રો. મનસુખલાલ મ. ઝવેરી, જાની બિલ્ડિંગ, રાજકોટ

**વિભાગ ૨** નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મ-તત્ત્વજ્ઞાન, ઇતિહાસ-પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળસાહિત્ય, પ્રવાસ આદિ લલિતેતર વાઙ્મય—સમીક્ષક: પ્રો. સુંદરજી ગો. બેટાઈ, મૂળજી મિસ્ત્રીનો નવો બંગલો, દાદાભાઈ રોડ, વીલેપારલે (પશ્ચિમ)

**વિભાગ ૩** ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર આદિ વૈજ્ઞાનિક સાહિત્ય—સમીક્ષક: પ્રો. યશવંત ગુ. નાયક, ૪૫, પ્રીતમનગર, એલિસબ્રિજ, અમદાવાદ

સર્વે લેખકો તથા પ્રકાશકોને પોતાના પ્રકાશનો ઉપર જણાવેલાં સરનામા પ્રમાણે તે તે વિભાગના સમીક્ષકોને મોકલી આપવા વિનંતિ છે

## દેશમાં પરદેશી સત્તાની સ્થાપના પછી મૃતવત્ થએલા રાષ્ટ્રજીવનના એકેએક અંગમાં પોતાની વિશાળ બુદ્ધિમત્તા અને કમરતોડ મહેનત વડે સૌપ્રથમ ચેતનાસંચાર કરી રાષ્ટ્રપ્રાણ જગાડનાર

ઓગણીસમી સદીના પહેલાં પચાસ વર્ષોમાં પુના શહેર જાણે પ્રેતવત્ થઇ ગયું હતું ટોપીવાળાઓનું રાજ્ય શરૂ થઇ ગયું હતું. નારાઓની સુનિયંત્રિત રાજપ્રણાલિ, કાયદાનો અમલ, જમીનની મોજણી, રેલ, તાર, ટપાલ, નિશાળો આદિ એમની રાજ્યવ્યવસ્થાનો નવો મામલો જોઇ લોકો અવાક્ થયા હતા. એમાં વળી મસ્તાવનના બળવામાં સરકાર જીતી ગઇ એટલે તો એની છાપ વધારે ઘેરી પડી. . આ દશા પુનાની તેમ જ આખા મહારાષ્ટ્રની હતી. આમાં શું કરવું તે કોઇને સૂઝતું ન હતું વર્તમાન પરિસ્થિતિ સારી હતી કે ખરી તેનું કોઇને ભાન ન હતું પેશવાઇમાં જે ગુણોની પૂજા થતી એ ગુણોની હવે કાંઇ કીમત જ રહી ન હતી અને કેટલાક સારા ગુણોનો લોપ થઇ ગયો હોવાથી લોકોમાં એક જાતની શિથિલતા અથવા ચેતનહીનતા પેસી જવા પામી હતી. દેશ એ વખતે ઠંડો પડી ગયો હતો એમ કહીએ તો ચાલે. આવા ઠંડા દેશને કઇ રીતે ફૂંક આપવાથી એ ફરીથી સજીવન થશે અને હાથપગ હલાવવા માંડશે એ બાબત પર રાત ને દિવસ ચિંતન કરી અનેક દિશાઓમાંથી, અનેક રીતે, અનેક ઉપાયોથી એને પુનર્જીવન આપવાનું કપરું કામ પોતાને માથે લઇ સૌ પહેલાં કમરતોડ મહેનત જો કોઇએ કરી હોય તો તે માધવરાવે (મહર્ષિ રાનડેએ); અને અમારા મત પ્રમાણે એ જ એમની અસામાન્ય મહત્તાનું મુખ્ય લક્ષણ છે. સરકારી નોકરી કરવી અને સાથેસાથે દેશના કર્તવ્ય માટે શા શા પગલાં લેવાં જોઇએ તે નક્કી કરી ને મુજબ અહર્નિશ પરિશ્રમ કર્યા કરવો એ સામાન્ય માણસનું કામ નથી જ મહારાષ્ટ્રમાં જે વીર્યમત્તા, નિર્ભયતા અથવા જે જુસ્સો આજે (વીસમી સદીની શરૂઆતમાં) જણાય છે એ બધુ રાનડેના પચીસ વર્ષોના કાર્યનું ફળ છે

('કેસરી' ૨૨મી જાન્યુઆરી ૧૯૦૧)

—લોકમાન્ય બાળ ગંગાધર ટિળક

આજથી બરાબર એક સૈકા ઉપર, ઈ. ૧૮૪૨ના જાન્યુઆરીની ૧૮મી તારીખે, મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડેનો જન્મ થયો. આધુનિક ભારતનું પુનર્જીવન કરનાર જે વિભૂતિઓ છેલ્લા સૈકાના વર્ષોમાં પ્રગટી તે સર્વમાં, પોતાના વિશુદ્ધ ન્યાયનિષ્ઠ ચરિત્ર, સર્વક્ષેત્રસ્પર્શી વિશાળ પ્રતિભા અને જીવન તથા કાર્યમાં અગ્ર બની રહેનાર ઉચ્ચ ધ્યેય આચરી જનાર એ વિભૂતિને લોકોએ 'મહર્ષિ'નું બિરુદ આપ્યું છે. ગયા માસ(જાન્યુઆરી ૧૯૪૨)ની ૧૮મી તારીખે એમના જન્મને સો વર્ષ પૂરાં થયાં. એ પ્રસંગે મુંબાઇમાં એ શહેરની અઠ્ઠાવીસ સંસ્થાઓના ઉપક્રમથી ઉજવાએલા જન્મશતાબ્દીના ભવ્ય મેળાવડાના પ્રમુખસ્થાનેથી નામદાર શ્રીનિવાસ શાસ્ત્રીએ અંજલિ આપતાં એમને મહારાષ્ટ્રના સંત પુરુષોની હારમાં મૂક્યા હતા, જેમનું જીવન ભવિષ્યમાં દીર્ઘકાળ પર્યંત પોતાનું સ્વચ્છ શાન્ત તેજ લોકો આગળ રેલાવ્યા કરશે.

આજની ઊગતી પ્રજાને એ મહર્ષિના નામ ને કામનો પૂરો પરિચય નથી એમ કહીએ તો ચાલે, અને જેમને જે કાંઈ થોડો છે તેઓ આજના બદલાએલા જમાનાના દૃષ્ટિબિંદુથી કદાચ એમનું સાચું મૂલ્યાંકન નહિ કરી શકે. પણ આ લેખના મથાળે મૂકેલા લોકમાન્ય ટિળકના વચનોમાં બતાવ્યા મુજબ સમસ્ત પ્રજા જ્યારે પ્રેતવત્ નિશ્ચેષ્ટ થઇને પડી હતી એવા વખતે રાનડેએ, પોતે સરકારી નોકર હોવા છતાં રાજકારણ, સમાજસુધારો, સાહિત્ય, કેળવણી, ધર્મ, ન્યાય, ઇતિહાસ, ઉદ્યોગ અર્થશાસ્ત્ર —એવા એકેએક ક્ષેત્રમાં એકધારું કામ કરી ફૂંક આપીને તેમાં એવો ચેતનાસંચાર કર્યો કે તેને લીધે 'મહારાષ્ટ્રીય સાર્વજનિક જીવનના પ્રણેતા' તરીકે તે ઓળખાયા.

મહારાષ્ટ્રમાં પાછળથી જે કામ ટિળક, ગોખલે, આગરકર, ભાંડારકર, રાજવાડે આદિ અનેક લોકોએ જીવનની બહુવિધ દિશાઓમાં કર્યું એનું બીજ રાનડેએ વાવ્યું હતું. લોકજીવનના આવા વિશાળ કાર્યપટ ઉપર કરેલી આટલી વ્યાપક ને અવિરત કામગીરીની સાથોસાથ એમનું જીવન એટલું તો નિષ્કલંક, નીતિયુક્ત, ધ્યેયનિષ્ઠ અને ઉન્નત હતું કે એમના વિરોધીઓનો પણ એમના પ્રતિ પૂજ્યભાવ હતો. પાછળના દિવસોમાં એ જ્યારે માંદા પડ્યા ત્યારે એ વિરોધીઓએ પણ મંદિરમાં એમના સાજા થવા માટે પુરશ્ચરણ કરેલાં!

એમના જીવનકાર્યના જે સાક્ષી છે તે કહે છે—અને એમના લેખો સાખ પૂરે છે—કે એમની સર્વદેશીય બુદ્ધિશક્તિ, જેને Collosal Brain કહી શકીએ એવી વિશાળ ને વ્યાપક હતી. અને પ્રચંડ કાયામાં મોટું મોઢું એમનું માથું એની સ્થૂલ સાક્ષી પણ પૂરતું.

રાનડેનું આખું જીવન સરકારી નોકરીમાં વ્યતીત થયું હતું, એટલે સાધારણતઃ હોય છે તેમ એમનું જીવન પણ સીધું, સરળ અને કોઈ પણ મહત્ત્વના બનાવો વિનાનું હતું. ૧૮૪૨ના જાન્યુઆરીની ૧૮મી તારીખે નાસિક જિલ્લામાં આવેલા નિફાડ ગામમાં માધવરાવ (મહાદેવ)નો જન્મ થયો. એ વેળા એમના પિતા ગોવિંદરાવ અહમદનગરના ડેપ્યુટી કલેક્ટરની કચેરીમાં ૩૫ રૂપિયાના પગારના કારકુન હતા. એ કે એમના દાદા અમૃતરાવ મામલતદારના હોદ્દા સુધી પહોંચેલા, અને પ્રપિતામહ ભાસ્કર આપ્પા તો એક બહાદુર લશ્કરી અને મુત્સદ્દી હતા તથા પાછળથી અંગ્રેજના દરબારમાં સાંગલી રાજ્યના એલચી બન્યા હતા.

માધવની ત્રણ વરસની વયે માતા એમને લઇને કોલ્હાપુર જતી હતી તે વેળા રાત્રે રસ્તામાં નાનો માધવ ગાડામાં સૂતેલી માતાના પડખામાંથી નીચે સરી પડ્યો, અને પાછળ થોડે દૂર ઘોડે ચડીને આવતા કાકાએ તેનો અવાજ સાંભળી તેને ઊંચકી લીધો. પાછળથી મહાન થવા સર્જાએલા માધવરાવના જીવનને દૈવે જ જાણે બચાવી લીધું.

૧૮૪૮થી ૫૬ સુધી માધવરાવે કોલ્હાપુરમાં નવી જ સ્થપાએલી મરાઠી શાળા અને અંગ્રેજી હાઈસ્કૂલના શિક્ષણનો લાભ લીધો. એ સમય દરમ્યાન નાના માધવમાં બુદ્ધિની તેજસ્વિતા ખાસ જણાઈ ન હતી. ઊલટું બાળપણમાં તે અતિ મંદ અને જડભરત જેવો શાન્ત અને ઝીણો ઓછાબોલો પણ હતો. પણ ૧૮૫૬માં કોલ્હાપુરનું શિક્ષણ પૂરું થતાં એ ત્યાંથી મુંબાઈ આવી એલ્ફિન્સ્ટન ઇન્સ્ટીટ્યૂશનમાં દાખલ થયા અને ત્યાંથી એકાંતિકપણે બધું ધ્યાન અભ્યાસમાં જ ગાળવાની તક મળી ત્યારથી એની બુદ્ધિ ચમકવા લાગી, અને મુંબાઇ યુનિવર્સિટીની સ્થાપના (૧૮૫૭માં) થયા પછી બે વર્ષે લેવાએલી તેની પહેલી જ મૅટ્રિક્યુલેશન પરીક્ષામાં ૧૮૫૯માં એ બહુ સારી રીતે પાસ થયા. એ દરમ્યાન એમણે અનુક્રમે રૂા. ૧૦, ૧૫ ને ૨૦ની સ્કોલરશિપો મેળવેલી, અને તે પછી માસિક ૬૦ રૂપિયાની જ્યુનિયર ફેલોશિપ તેમજ ત્યાર બાદ રૂા. ૧૨૫ની સીનિયર ફેલોશિપ મેળવેલી. ૧૮૬૨માં એ ઊંચે નંબરે બી. એ. થયા અને ૧૮૬૩માં સુવર્ણપદક સાથે એમ.એ.ની પરીક્ષા પસાર કરી. આ દરમ્યાન અભ્યાસને લગતું બીજું વાચન પણ ચાલુ જ હતું. બી. એ. ઑનર્સની પરીક્ષા માટે એમણે રોજ લગભગ ચૌદ કલાક વાંચેલું અને એ વાચનની કુલ સંખ્યા ૨૫૦૦૦ પાનાની પોતે જ

## ભારતની રાષ્ટ્રીય અસ્મિતાના પહેલા જ્યોતિર્ધર

# મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડે



એક સ્થળે નોંધી છે. એ બધાને લીધે આંખ ઉપર એટલો શ્રમ પડયો કે આંખો બગડી, જેની પીડા તથા અડચણ એમને જીવનભર રહી. એક આંખ તો વચ્ચેથી તદ્દન જ કામ કરતી અટકી ગઇ અને છેલ્લા દિવસોમા તો એમણે લગભગ દૃષ્ટિ ગુમાવી હતી.

૧૮૬૨થી ૬૬ સુધી મુંબાઈમાથી નીકળતા 'ઈન્દુપ્રકાશ' પત્રના અંગ્રેજી વિભાગના તંત્રી તરીકેનું કામ કરતા કરતા એમણે કાયદાનો અભ્યાસ કર્યો અને ૧૮૬૬માં ઑનર્સ સાથે એલએલ.બી પસાર કરી

બે વરસ નાનીનાની નોકરીઓ કરી ૧૮૬૮માં તે મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજમા ૪૦૦ના દરમાયાથી અંગ્રેજી ભાષાના આસિસ્ટન્ટ પ્રોફેસર તરીકે આવ્યા. અધ્યાપકની જગ્યા એ જમાનામા અંગ્રેજ સિવાય કોઇને અપાતી નહિ. પણ વિશાળ વાચન અને તેજસ્વી મેધાને લીધે રાનડેની પ્રવીણતા એમના કાર્યમાં એટલી બધી હતી કે કૉલેજના ખુદ પ્રિન્સિપાલ તથા બીજા અંગ્રેજ અધ્યાપકો પણ એમનાં અંગ્રેજી ભાષણો સાભળવા એમના વર્ગમાં આવી બેસતા. એ દરમ્યાન જ એમણે કાયદાનો વિશેષ અભ્યાસ કરી ૧૮૭૧મા ઍડવોકેટની પરીક્ષા પહેલે નબરે પસાર કરી; અને આમ, મુબાઇ યુનિવર્સિટીની આર્ટ્સ તથા કાયદાની બધી જ પરીક્ષાઓ આપી દઇને એ સઘળામા બહુમાન સાથે તેઓ પહેલા આવ્યા. યુનિવર્સિટીએ બહાર પાડેલા સૌપ્રથમ પદવીધરોમાના તેઓ એક હતા એટલું જ નહિ, પણ એ સૌમા તેઓ શ્રેષ્ઠ હતા તેથી તેમને 'પ્રિન્સ ઑવ ગ્રૅજ્યુએટ્સ'—પદવીધરોના શિરોમણિ એવું બિરુદ મળ્યુ

એજ વર્ષમાં—૧૮૭૧મા તેઓ ન્યાયાધીશ નીમાયા અને ૧૮૯૩ના નવેમ્બરની ૨૩મીએ મુબાઇના વડા ન્યાયમૂર્તિ—હાઇકોર્ટ જજ થયા ત્યાં સુધી એ ખાતામા ઉત્તરોત્તર એમની પ્રગતિ થતી રહી. એ દરમ્યાન બે વર્ષ તો એ મુબાઇના ગવર્નરના કાઉન્સિલર પણ થએલા.

૧૮૫૪માં કોલ્હાપુરમાં ભણતા હતા તે વખતે બાર વરસની નાની ઉંમરે જ એમનુ લગ્ન થએલું પણ ૧૮૭૩મા એ પત્ની ક્ષયથી ગુજરી ગયાં અને એમણે બીજી વાર રમાબાઇ રાનડે સાથે લગ્ન કર્યું, જેમણે એમના અવસાન બાદ લખેલા સહજીવનના સંસ્મરણો વાચવા જેવા છે.

૧૯૦૧ના જાન્યુઆરીની ૧૬મીએ એમનુ અવસાન થયુ

આ એમના જીવનની રૂપરેખા એમા રોમાંચક કે ચિત્તાકર્ષક તત્વ બહુ ઓછુ છે. પણ એ જે કાર્ય કરી ગયા છે તે મહાન છે

એમનું પ્રત્યક્ષ કાર્યક્ષેત્ર મોટે ભાગે પૂના જ રહ્યુ હતુ; પૂનામાં જ એમણે કાર્યદિશાની શરૂઆત કરી અને એમના જીવનના સૌથી યશસ્વી કાર્યો પૂનામા જ થયા છે. પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટી? — પૂનાની વક્તૃત્વોત્તેજક સભા, વસંત વ્યાખ્યાનમાળા, ઔદ્યોગિક પરિષદ, ઔદ્યોગિક પ્રદર્શન, ફીમેઇલ હાઇસ્કૂલ, નેટિવ જનરલ લાયબ્રેરી, પ્રાર્થનાસમાજ અને સાર્વજનિક સભા—એવી ઘણીઘણી સંસ્થાઓના પ્રત્યક્ષ તેમજ અપ્રત્યક્ષ સ્થાપક રાનડે જ હતા મરાઠી સાહિત્ય પરિષદની પણ મૂળ કલ્પના એમની જ. રાષ્ટ્રીય મહાસભા—કૉંગ્રેસની સ્થાપનામા પણ એમણે આગળ પડતો ભાગ લીધો હતો, અને કૉંગ્રેસની સાથોસાથ સમાજ સુધારા પરિષદ ભરવાની યોજના પણ એમણે જ કરેલી એમનું વિશાળ વાચન અને અદ્‌ભુત બુદ્ધિશક્તિ એવા વ્યાપક હતા કે બધાં ક્ષેત્રોને આવરી લેતા. 'પોતે જે કાંઇ વાચતા, જેનોજેનો અભ્યાસ કરતા કે જે કાંઇ કષ્ટપૂર્વક પ્રાપ્ત કરતા તે બધાનો દેશના કલ્યાણમાં કઈ રીતે ઉપયોગ કરી શકાય એ જ ઉદ્દેશ રાતદિવસ તેમની નજર સામે રહેતો અને પરિણામે જીવનના એકેએક ક્ષેત્રનું ખેડાણ કરી એમાં એમણે ચેતનના બીજ વાવ્યા અને પોતાના જમાનાના તેમજ ત્યાર પછીના જમાનાના યુવકોની દૃષ્ટિનું ઘડતર કરનાર અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના જ્યોતિર્ધર બન્યા.'

રાનડે સરકારી નોકર હતા, અને અંગ્રેજી રાજ્યના અવગુણો જાણતા છતા એની આ દેશપર થએલી હકુમતને તેઓ દૈવી સંકેત ગણતા તથા અંગ્રેજો માટે એમના મનમાં આદર પણ હતો, આ બધુ એમને સામાજિક કાર્ય તરફ વિશેષ ઘસડી ગયુ છતા રાજકારણમા એમણે સારો જેવો ભાગ લીધો છે. રાષ્ટ્રીય ભાવના અને દેશભક્તિ એમના હૃદયમા કેટલી ઘેરી ગાજતી હતી એના પડઘા તો એમણે અર્થશાસ્ત્ર, ઇતિહાસ, સમાજસુધારો, કેળવણી, ખેતીવાડી વગેરે વિવિધ વિષયો પર આપેલી તલસ્પર્શી વિચારણાના શબ્દે શબ્દે આપણને સભળાય છે. આપણે આગળ જોઈ ગયા તેમ કૉંગ્રેસના સંસ્થાપકોમાના તેઓ એક હતા, અને વર્ષોવર્ષ તેના અધિવેશનમા હાજર રહેતા. 'તેના એકેએક પ્રશ્નના નિરાકરણમા તેમની સલાહ અને દોરવણી પહેલી પૂછાતી. ગોખલે જેવા દેશનેતાના તો તેઓ ગુરુ હતા અને દેશભરમા ખ્યાત થએલી પૂનાની 'સાર્વજનિક સભા'ને સુવ્યવસ્થિત કરી તેને રાષ્ટ્રીય કાર્યમા અગ્રેસર સંસ્થા બનાવવામા રાનડેનો સૌથી મોટો હિસ્સો હતો પૂનાની એ સસ્થા એ સમયે આખા દેશની સૌથી આગેવાન રાજકીય સસ્થા ગણાતી અને સ્વ બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીએ ૧૯૦૨ની અમદાવાદની કૉંગ્રેસ વખતે સ્વ. રાનડેને અજલિ આપતા જણાવ્યુ હતુ કે "Time was, when Poona spoke and the rest of India listened. પૂનાની એ સમસ્ત દેશભરની ખ્યાતિ અને તેનુ સર્વોપરિ સ્થાન સ્વ. રાનડેની વિરલ કર્તવ્યશક્તિ અને અસાધારણ બુદ્ધિપ્રભાવને પરિણામે પ્રાપ્ત થયા હતા'

આપણા દેશની પડતીમા આપણા સમાજની અધોગતિ પણ એમને કારણરૂપ લાગતી અને આપણા સમાજના અનેક કઢંગા રિવાજો, બાળલગ્ન, કન્યાવિક્રય?, સ્ત્રીઓની અવનત દશા, વિધવાવિવાહનો પ્રતિબંધ, જ્ઞાતિભેદ, અસ્પૃશ્યતાની ભાવના, પરદેશગમનની મનાઇ વગેરે અનિષ્ટ રૂઢિઓ દેશની પ્રગતિમાં પ્રતિરોધક છે એમ તે માનતા 'ઇન્દુપ્રકાશ'મા એમણે વિધવાઓની અસહાય સ્થિતિના અને તે માટેના એકમાત્ર ઉપાય પુનર્લગ્નની તરફદારી કરતા જોરદાર લેખો લખ્યા. ૧૮૬૫માં મુબાઇમા વિધવાવિવાહોત્તેજક મંડળ સ્થપાયુ તેના સભ્ય થયા અને ૧૮૬૯માં મહારાષ્ટ્રમા પહેલુ પુનર્લગ્ન થયુ તેની કંકોત્રી પર બીજા સુધારકો સાથે એમણે સહી પણ કરેલી. ન્યાય તથા સમાનતાના ધોરણ ઉપર નવી સમાજરચના કેમ કરવી તેની યોજનાઓ વિચારવા માટે દર વર્ષે કૉંગ્રેસની સાથોસાથ સામાજિક પરિષદ ભરવાની યોજના (અનુસધાન આગળ પાન ૪૪મે)



# દેવચંદ અદાની દિનચર્યા

## એ વાંચીને તમે ભલેને એમને 'લોભી' કહીને તિરસ્કારથી હસો... એ તો ચુસ્ત જૈન જ હતા!

સવારમાં બરોબર પાંચ વાગ્યે દેવચંદ શેઠ 'હે અરિહંત વીતરાગ દેવ'' કહીને પથારીમાંથી ઊઠ્યા અને બે ઘડીની સામાયિક બાંધીને બેઠા. પ્રતિક્રમણ બણબણતા અને માળા ફેરવતા ફેરવતા એકબે વખત ઝોકા આવી જવાથી જમીન સાથે નાકલીટી તાણ્યાનું પુણ્ય અનાયાસે થઈ ગયું. એક સ્તવન અને સજ્ઝાય ગાઈ રહ્યા પછી જૈની લીટીઓ ગણગણ ગણગણતા, ટાલ્લે ટીંગાતો મેલો ને કાળો કળશ્યો લઈને અદા દિશાએ જવા નીકળ્યા. જતા જતા મોટા દીકરાની વહુને કહ્યું: 'વહુ બેટા, હાલે રાતે દુકાનેથી ઓરી જાર આવી છે તેમાંથી બે મૂઠી લાવજો'

વહુએ સવા હાથનો ઘૂમટો તાણીને પવાલામાં બે મૂઠી ઓરી જાર લાવી આપી. એ લઈ શેઠ નદીને રસ્તે પડ્યા.

દેવચંદ શેઠની ગામના એક આગેવાન મહાજન તરીકેની પ્રતિષ્ઠા એટલી હતી કે રસ્તામાં ભાગ્યે જ કોઈ એમને જે જે કર્યા વિના રહે.

'કાં દેવચંદ અદા, ઝાડે ફરવા જાવ છો ને?' શેરી વાળતા ભંગિયાએ દેવચંદ શેઠને ધૂળ ન ઊડે એ માટે ખાસ તેમના માનમાં શેરી વાળવી બંધ કરી, સાવરણો ઊંચો કરી સલામ ભરી.

દેવચંદ શેઠને લાગ્યું કે ઝાડે ફરવા જવા સાથે થતું બે મૂઠી જારનું મહાપુણ્ય આ ભંગિયાથી અજાણ્યું રહી જાય છે, એટલે તેમણે કહ્યું: 'હા, આ કબૂતરને ચણ નાખવા જઉં છું'

ભંગિયો દેવચંદ શેઠની આ દયાવૃત્તિથી છક થઈ ગયો હોય તેમ ભંગડીને ઉદ્દેશીને બોલ્યો: 'લાખુની ઇસ્કામતનો ધણી પગે હાલીને કબૂતરાને ચણ નાખવા જાય છે!'

'ઇ તો સરાવક છે સરાવક! એક જીવડું ય નો મરવા દીએ'' ભંગડી બોલી.

'વાહ! ધરમી દાતાર'' ભંગિયો દેવચંદ શેઠની પીઠ પાછળ તાકી રહ્યો.

દિશાએથી પાછા વળતી વખતે દેવચંદ શેઠ ખિસ્સામાંની સૂડી વડે નદીને કાંઠે ઊભેલા બાવળમાંથી દાતણ કાપતા હતા ત્યાં ગામ આખાને દાતણ પૂરાં પાડતી મણુડી વાઘરણ આવી પહોંચી ને બોલી: 'દેવચંદ અદા, મને કે'તા હો તો હું રોજ હવારમાં સારું દાતણ નાખતી જઉં'.

મણુડીએ આ કહ્યું એ સામે દેવચંદ અદાને કશો વાંધો નહોતો, પણ થોડે દૂર ઊભેલા બેચાર જુવાનો શેઠની આ કંજુસાઈ ઉપર હસવા લાગ્યા એથી તેઓ બોલ્યા: 'હેટ્ ગાંડી વાઘરણ! અમને શ્રાવકને તે દાતરડાનાં કાપેલાં દાતણ ખપતાં હશે? ઈ દાતરડાથી કેટલાં જીવડાં મર્યાં હોય''

ઘેર આવી, ટાલ્લે કળશ્યો ચડાવી અદા દાતણ કરવા બેઠા અને દાતણ કરી રહી એક નાના કળશ્યાના પાણીમાંથી બે કોગળા કરી, એક ચાંગળું પાણી મો પર ફેરવી, બાકીનું બંને પગ ઉપરાઉપર ગોઠવી રેડી દીધું. પાણી ન ઢોળવા માટે તેઓ ઘર આખાને ઉપદેશ આપતા: 'બહુ પાણી ઢોળવાથી કચકાણ થાય ને એમાં જીવડાં થાય. એ પાપના પોટલા આપણા શ્રાવકથી બંધાય?'

બહુ વર્ષો પહેલાં એક મહારાજ પાણી ન ઢોળવા વિષે વ્યાખ્યાન આપી ગયેલા, એ ઉપદેશનું પાલન શેઠ અક્ષરશઃ કરતા હતા. દાતણ કરતી વખતે જે થોડા પાણીનો તેમના શરીરને સ્પર્શ થતો એમાં નહાવાનું પણ આવી ગયું સમજતા. હા, દુકાને ઢેઢ ભંગીને માલ વેચતી વખતે અથવા પૈસા લેતી વખતે તેમનો સ્પર્શ થઇ જવાનો વહેમ આવતો ત્યારે શેઠને કવચિત નછૂટકે નહાવું પડતું. જોકે તેમાં યે વખત પ્રમાણે છાંટ લઇને ચલાવી લેતા. બાકી તો ઘણી વખત તેઓ પોતાની ધર્મપરાયણતાની બડાશ હાંકતા: 'ધરમ તો રાખ્યો રહે છે. આ લ્યો, વીસ દિવસથી નથી નહાયો, માનશો વાત? પાણી ઢોળીને પાપનાં પોટલાં કોણ બાંધે?'

ચામડીના શ્યામ રંગ સાથે મૈત્રી સાધે તેવું પે'નિયું, એવું જ પહેરણ અને માથે દસ વાર લાંબી આંટિયાળી પાઘડી પહેરી, શેઠ દુકાને જવા નીકળ્યા.

દુકાનના ઉંબરાને ત્રણ વખત અડી, બે હાથ આંખે અડાડી, 'શ્રી ગૌતમસ્વામીની લબ્ધી હોજો!' એમ મનમાં બોલતા શેઠ દુકાનમાં દાખલ થયા. નોકરને ઘીનો દીવો અને અગરબત્તી કરવા કહ્યું.

'એલા, આ દીવેલિયામાં આટલું બધું ઘી? સાલા, સાજ મોર દીવાળું કઢાવીશ!'

શેઠ જાતે દીવેલિયા નજીક ગયા અને ધીમા આંગળી બોળીને હાથ પર ઘસી, સૂંઘી જોયું.

'એલા, ઓહ્યું ડીટાવાળું ઘી વાપરવાનું તને હજાર વખત કહ્યું તોપણ આ તાજું ઘી વાપરછ? સાજ મોર દીવાળું કઢાવીશ!'

દેવચંદ શેઠ સ્વભાવે તો બહુ જ ભદ્ર માણસ હતા. ગમે તેવા માનઅપમાનનો કડવોમીઠો ઘૂંટડો તે રાજીખુશીથી પી જતા—એમ કરતા જો કંઈ લાભ થતો હોય તો. દુકાનની ભીંત ઉપર તેમના પિતાશ્રી સિંદૂરના અક્ષરથી લખી ગયેલા:

સમતાના ફળ મીઠા છે
ધીરજ મોટી વાત છે

આ નીતિસૂત્રોનું પાલન દેવચંદ શેઠને જેટલું નીતિશાસ્ત્રમાં તેટલું અર્થશાસ્ત્રમાં પણ ઉપયોગી નીવડેલું. અમલદારો વગેરેના અપમાનને તેઓ 'હરી ખાપતા' કહી હસીને મોએ ગળી જતા, મનમાં કહેતા 'સમતાના ફળ મીઠા છે.' આ બોધવાક્યોએ ગ્રાહકોને વશ કરવામાં ભારી મદદ કરેલી.

ઉપાશ્રયમાં વ્યાખ્યાનટાણું થવા આવ્યું એટલે શેઠ ખાસ મહારાજ પાસે પહેરવાની પાઘડી અને ખેસ ચડાવીને જવા નીકળ્યા. નોકરને કહ્યું: 'ઇસ્કોતરાના ખાનામાંથી એક ત્રાજવા છાપ પૈસો આપજે.'

શેઠના ઇસ્કોતરા પાછળ ઊભેલા સો વર્ષનો ઇતિહાસ—શેઠના દાદા મકોડાવાળો ગોળ અને દાળિયા વેચતા ત્યારથી તે શેઠની અત્યારની સ્થિતિ સુધીનો સળંગ ઇતિહાસ—સંકળાયેલો હતો

વર્ષોથી દુકાનનાં ધીગોળ પીવાથી રીઢો અને ચકચકિત બનેલો એ ઐતિહાસિક ઈસ્કોતરો દેવચંદ શેઠને મન બેહદ બરકતવાળો હતો. તેના એક ખાનામાં ત્રાજવા છાપના, ઘસાએલા સિક્કા ભેગા કરવામાં આવતા, જે દેવચંદ શેઠ આઠમ પાખીએ ઉપાશ્રયની જીવદયાની પેટીમાં નાખવા લઈ જતા

ઉપાશ્રયમાં આવીને દેવચંદ શેઠ સહુ શ્રોતાઓનું ધ્યાન ખેંચાય એવી રીતે ધીમેધીમે સામેની ભીંત ઉપર ટાંગેલ જીવદયાની પેટી તરફ ગયા ને વધુમાં વધુ અવાજ થાય એવી રીતે અંદર પૈસો નાખ્યો.

'આવો આવો દેવચંદ શેઠ'. બેચાર શ્રોતાઓએ આવકાર આપ્યો.

શેઠ મોં મલકાવતા ગલકાવતા સીધા મહારાજની પાટ સુધી રસ્તો કરતા પહોંચ્યા અને કાળિયાનો છેડો બન્ને હાથ વચ્ચે રાખી ત્રણ વખત પગે લાગી પાટના પાયા સામે બેઠા.

મહારાજ જીવહિંસા ન કરવા વિષે ઉપદેશ આપી રહ્યા હતાઃ

'તમે તમારી જાતને અહિંસાના ઉપાસકો કહેવડાવો છો, પણ સાંજ પડ્યે કેટલા જીવ મારો છો તેનો ખ્યાલ છે? કાચા પાણીનું એક બિંદુ ઢોળો છો તેમાં કેટલા જીવ રહેલા છે એ જાણો છો? અણગળ્યું પાણી પીઓ છો તેમાં કેટલા જંતુઓ પેટમાં જાય છે તે ખબર છે? તમે કંદમૂળની અગડ રાખો છો અને કહો છો કે અમે શ્રાવકધર્મ પાળીએ છીએ; પણ જે લીલોતરી શાક તમે વાપરો છો તેના જ પાંદડાં ઉપર કેટલા સૂક્ષ્મ જંતુઓ બેઠા હોય છે એની તપાસ કોઇ દિવસ કરી છે? તમે રાત્રિભોજન લ્યો છો અને અનેક જીવો મારો છો. તમે દીવાને અજવાળે ધર્મપુસ્તકો વાંચો છો અને અસંખ્ય જંતુઓની હિંસા કરો છો. તમે મોંપતિ બાંધ્યા વિના ખુલ્લે મોએ બોલો છો અને હવામાં ઊડી રહેલા અસંખ્ય સૂક્ષ્મ જંતુઓને મારી પાપના પોટા બાંધો છો....'

વ્યાખ્યાન પૂરૂં થયું એટલે દેવચંદ શેઠ આ જીવહિંસાથી બીતા બીતા શાક માર્કીટમાં શાક લેવા ગયા.

'એ આવો શેઠિયાવ આવો, આ બટાટા બે આને શેર.'

'આ કોબીજ છ પૈસે શેર.'

'આ સૂરણનો એક આનો.'

દેવચંદ શેઠ આ બૂમોથી મૂર્છા ઊઠયા બટાટા અને સુરણ? કંદમૂળ! ધર્મમાં જેનો ઘસીને નિષેધ કરવામાં આવ્યો છે! અને કોબીજ? છ પૈસે શેર એ તો જાણે કે ઠીક, પણ પાંદડે પાંદડે ટીશવાના ઢગલા! એને અડાય જ કેમ? શું બે ભવ જીવવું છે?

શેઠ આગળ ચાલ્યા.

'એ આ ફૂણો માખણ જેવો ગુવાર. ચાર પૈસે શેર'

'અરે આ દેશી રીંગણાં, આખા વઘારી લ્યો!'

શેઠના મોંમાં પાણી આવ્યું ભાવ પૂછ્યો 'અહ્યા કેમ આપ્યા?'

'છ પૈસે શેર આપશું! પણ માલ એક નંબરી છે હો!'

'દીંટિયાં નીચેથી ઝીણી જીવાત નીકળે છે' કહી શેઠ આગળ વધ્યા.

'એ, આ ભીંડાની ગીગુ રેશમ છે, રેશમ.'

શેઠ બોલ્યા 'શું ભાવ છે?'

'પાચ પૈસાની શેર, અદા'

'અંદર ધોળી ઈયળ બેઠી હોય છે' કહી શેઠ ચાલતા થયા.

'એ આ કારેલા, કડવા ને નરવા.'

'કેમ આપ્યાં એલા?' શેઠે પૂછ્યું

'એક આને શેર. રજવાડી માલ છે શેઠ!'

'વેઢામાં સડેલ નીકળે છે' કહી શેઠે ચાલતી પકડી.

'આ દૂધી ઘી જેવી દૂધી! દોરે વનારી લ્યો!'

'શુ ભાવ કર્યો?'

'બે કાવડિયે શેર, મહાજન!'

શેઠ ખરીદ કરવાની તૈયારીમાં હતા ત્યાં સામેથી બૂમ આવી. 'એ આ પૈસાનાં દોઢ શેર ચીભડાં! લૂંટાવી દીધા છે!'

'ચીભડાં મૂકીને લીલોતરી તે કોણ ખાય?' કહી શેઠ ત્યાં ગયા.

ચીભડાવાળો બૂમો પાડતો હતોઃ 'એ આ સકરિયો માલ છે. મીઠો મધ જેવો, ભાદરના ભાઠાનો માલ છે.'

'એલા પૈસાનાં બશેર નેખ્ય!'

'અરે શુ કામ લોભ કરો છો, માવતર? તમ જેવા પાસેથી દોકડો કમાશું બીજા કોને કે'વા જશુ?'

'બશેર તો ઓલી નાથડી આપે છે'

'પણ શેઠ, આ તો ભાદરના ભાઠાનો માલ છે? સાકરનો કટકો જોઇ લ્યો! પાણી પાઈપાઇને રેખા તૂટી ગયા છે રાતા પરસેવાનો પૈસો છે'

'નથી જોતા, નથી' શેઠે જવાનો ડોળ કર્યો.

'ઠીક લ્યો હવે લેતા જાવ ભાઇસાબ. તમ જેવા સુખી ગાભુદ પણ પૈસો પેદા કરવા નથી દેતા' કહી એણે ચીભડાં જોખવા માંડ્યા.

'અમારે શ્રાવકને તો લીલોતરી ન ખપે, એટલે ચીભડા લઇ જઇએ છીએ નહિતર એને અડે પણ કોણ?'

શેઠ ચીભડા લઇને ઘેર આવ્યા અને ઘરમાં સહુને શ્રાવકધર્મનો પદાર્થપાઠ આપ્યો 'જુઓ, આપણને લીલોતરીમાં પાપ લાગે આ ચીભડામાં ન મળે ડીંથવા કે ન મળે જીવાત પાછા સાવ સસ્તા! ને વળી એમાથી કાઇ કચરો નીકળી પણ ન જાય'

શાક મૂકીને શેઠ દુકાને આવ્યા ઘરાકી બરોબર જામી હતી ગ્રાહકોને સમજાવવા માટે નોકરને શેઠે બરોબર તાલીમ આપેલી શેઠે પઢાવી રાખેલા નીતિસૂત્રોનો એ છૂટથી ઉપયોગ કરતો 'અમારે વાણિયાની દુકાને કોઇ દિવસ બે ભાવ કહેવાય જ નહિ,' 'ખોટુ બોલીએ તો અમને પાપ લાગે' 'અહીં શ્રાવકની દુકાને તમારી પાસેથી દોકડો પણ વધુ લેવાય નહિ'

બપોર પછી શેઠે ગામના એક વકીલને બોલાવી, કેટલુક ખાસ કામકાજ ખાનગીમાં પતાવી લીધુ પછી કોરટમાં જઇ કેટલાક નવા દાવા દાખલ કર્યા અને એક જૂના દેણદાર ખેડૂતને ઘેર જપ્તી લઈ જવાની તજવીજમાં પડ્યા પોલીસ અમલદારોને દુકાને બોલાવીને જે કંઈ 'નૈવેદ' ધરવા પડે તે ધર્યા અને કામ પાર પાડી દેવાની બાંહેધરી લીધી. પછી અટખેપટખેના બેચાર વેપારીઓને બોલાવી, દેણદારની હરરાજી થતી વસ્તુઓ પોતાને માટે સસ્તે ભાવે ખરીદી લેવાની ગોઠવણ કરી, ને પછી દેણદારના ઘર તરફ જપ્તી લઈને ચાલ્યા

'એ આવો દેવચંદ અદા, આવો' દેણદાર ખેડૂત વાલિયાએ ઊભા થઇને આવકાર આપ્યો ત્યાં તો શેઠની પાછળ જપ્તીવાળાનુ ટોળુ આવેલુ જોઇને તેના પેટમાં ધ્રાસકો પડ્યો.

'એ, આ શુ લઈ આવ્યા દેવચંદ અદા?'

'તેં હાથે કરીને તેડાવ્યા, પછી ન આવે? બબ્બે વરસથી ચોપડા સામુ જ જોતો નથી તે?'

પોલીસોએ ઘરમાંથી કિંમતી રાચરચીલુ બહાર કાઢવા માંડ્યું.

'પણ મારૂ ભર્યુંભાદર્યું ઘર આમ હરરાજ—?'

'પણ ત્યારે અમારો શુ વાંક?'




**સંસારદર્શન ચિત્રાવલિ ..(૫) અકાળે માતા**

આપણી સામાજિક તથા પ્રજાકીય બદીઓ ને ઊણપો ઉપર કટાક્ષ કરીને વસ્તુસ્થિતિનું સુરેખ દર્શન કરાવતા આવા પચાસેક ચિત્રોની માળા શ્રી રવિશંકર રાવળે ગુજરાત કલાસંઘ ચિત્રશાળાના વિદ્યાર્થીઓના મદદગારથી તૈયાર કરી છે તેના ત્રણ ચિત્રો અમે ગયે વર્ષે આપી ગયા હતા, બાકીના આ વર્ષે આપવા કરવાની અમારી યોજના છે. એ સમગ્ર ચિત્રોનુ પ્રદર્શન ગામડાઓમા પ્રચાર અર્થે શ્રી રાવળ તરફથી ફરતુ કરવામા આવ્યુ છે અને તેની અજબ લોકપ્રિયતા સાબિત થઈ છે હજી તે ગામડાઓમા ફર્યા જ કરે છે એ ચિત્રમાળાના સુરક્ષિતપણા તથા વાહનખર્ચ માટે જરૂરી બાંહેધરી ને ખર્ચ સ્વીકારનાર કોઈપણ સંસ્થા કે વ્યક્તિને તેનો ઉપયોગ કરવા દેવામા આવે છે

વાલિયાની વહુ આ જોઈને રડવા લાગી પોલીસે ખીલે બાંધેલી ભેંસ છોડીને હરરાજી બોલાવી

'એ દેવચંદ શેઠ, આ બોણુંક વરહ દયા કરો આવને વરહ તમારા રૂપિયા દૂધે ધોઈને આપવા છે મારૂ ઘર વેચતુ રહેવા દીઓ!'

દેવચંદ શેઠ તો કાઉસગ્ગ કર્યો હોય એમ મૂગા જ હતા

પોલીસે ભેંસની કીમત બોલાવ શરૂ કરી.

'એ માવતર, આ ભેંસ જાશે તો મારા હાથપગ ભાગી જાશે. આ છોકરા બચારા દૂધ છાસ્ય વનાના મરી નાખશો?'

દેવચંદ શેઠને હવે જરા બોલવાની જરૂર લાગી' 'એલા, તને બોલવાનુ કાંઈ ભાન છે કે નહિ? મારી નાખશો મારી નાખશો બોલ્યા કરે છે એમા અમને શ્રાવકને કેટલુ પાપ લાગે ઈ ખબર છે?'

'ભૂલી ગ્યો, બાદશાબ હવે ઈ નઈ બોલુ'

વાલિયાના બાયડીછોકરા એ ખૂણામા ઊભાંઊભા ચોધાર આંસુએ રડતા હતા દેવચંદ શેઠ તો નિસ્પૃહ કર્મયોગીના જેટલી શાંતિથી આ 'કર્મ' કરી રહ્યા હતા

'ત્રીસ રૂપિયા એક વાર! ત્રીસ રૂપિયા બે વાર!' 'ત્રીસ રૂપિયા ત્રણ વાર!' ભેંસની હરરાજી પૂરી થઈ

'મારી હાથણય જેવી ભેંહ તરીહ જ રૂપિયામા શેઠ?' વાલિયો બોલ્યો પણ ત્યા તો પટારાની હરરાજી શરૂ થઈ ગઈ હતી

'પટારાના સાત રૂપિયા!... આઠ રૂપિયા! આઠ રૂપિયા એક વાર નવ રૂપિયા! ..નવ રૂપિયા એક વાર! નવ રૂપિયા બે વાર! નવ રૂપિયા ત્રણ વાર!'

'એ દેવચંદ અદા, તમે મને જીવતો મારી નાખો છો'' વાલિયો બે હાથ જોડીને કરગર્યો 'આ છોકરા બચારા દૂધ છાસ્ય વના મરશે ને હું ખેતર વના મરી જઈશ'

'જમાદાર સાહેબ, આનો લવારો બંધ કરાવો જરાક! "મારી નાખશો" "મારી નાખશો" કહે છે, એમા અમને શ્રાવકને સાચે જ મારી નાખવાની રાત્રી આવે છે'

બધુ કામકાજ પતાવીને શેઠ ઘેર ગયા સાંજે દિ' છતા વાળુ પતાવી, કોગળા કરી, શેઠ બે ઘડીની સામાયિક બાંધીને બેઠા. તેમા ખામણા ખમાવતી વખતે નીચેનો પાઠ બોલ્યા 'ચોરાશી લાખ જીવાયોનિ માહે મારે જીવે, તમારે જીવે, જે કોઈ જીવ હણ્યો હોય, હણાવ્યો હોય, હણતા પ્રત્યે અનુમોદ્યો હોય, તે સર્વે મન વચન ને કાયાએ કરી તસ્સ મિચ્છામિદુક્કડમ્

ચુનીલાલ મડિયા

# તાપણું . . . .



બાર વર્ષના મગને મગફળીના છોડાનો દોથો ભરીને સળગતા તાપણામાં નાખ્યો ત્યારે છ વર્ષનો કાનો મોતલ અવાજે બોલ્યો: 'તે તુ સું કામ નાખછ? . હું નાખીશ . .. અને પછી એણે પણ થોડાક વધુ છોડા તાપણામા હોમ્યા

તાપણું સળગતુ હતુ. શિયાળાના રાતમા અને કાઠિયાવાડની ધરતી ઉપર 'પડયું કે પડશે' એવા દેખાતા એક છાપરાની હેઠળ. એ તાપણાની આજુબાજુ મગન, કાનો અને આઠ વર્ષની મણુકી શરીરને બને એટલા સંકોચીને બેઠા હતા અને તાપતા હતા પાસે મગફળીના છોડાનો એક ઢગલો પડયાં હતો અને ત્યાજ એક નહુરિયું પણ હૂંફ લેવા બેઠુ હતુ.

બાળકો મૂંગામૂંગાં બેઠા હતા. રોજ તો રાજકુમારોની અને રાક્ષસોની વાતો કરતાંકરતા થાકતા યે નહોતા, પણ આજે કોઇ એવી વાતજ કાઢવુ નહોતુ સમી આજે ખાખી કપડાવાળો એક માણસ આવીને એમના દાદાને જે એક બદામી રંગનુ પરબીડિયુ આપી ગયો હતો એ પરબીડિયાએ એમની પાસેથી પરાક્રમી રાજકુમારો ને સોનાનાં શીંગડાવાળી ગાયો ને દૂધની નદીઓ ને એવીએવી વાર્તામા આવની અનેક મીઠી કલ્પનાઓને હરી લીધી હતી

તાપણું સળગતુ હતુ એવામા અચાનક કાનાએ પૃછયુ: 'બાપા મરી ગ્યા છે તી પાછા કૈંયેં આવશે?'

મગને એને ટાપલી મારી પછી મણુકી તરફ જોતા કહ્યુ: 'આ કાનિયામા તો કાંઈ અક્કલ જ નથ લાગતી. મરી જાય ઇ કાઇ થોડા જ પાછા આવે? ઇ તો જે ને તે સરગમા જાય સરગમા"

મણુકી: તી હેં મોટાભાઈ! સરગ કેવું હોય? ન્યા પાંખવાળી પરિયુ હોય?

મગન: હોયજને! ન્યાં તો છે ને તી સારુંસારું ખાવાનું મળે, રહેવા મોટી મહેલાત મળે ન્યાં તો કોઇ માંદુ નો પડે

કાનો: પણ બાપા મરી કેમ ગ્યા?

મણિ: લે .... મરી નો જાય? દુશ્મને છે ને, તી એણે એમને બાલો માર્યો ને, એટલે મરી ગયા ખૂબ લોહી નીકળ્યા પછી મરી ગયા હશે, નહિ મોટાભાઈ?

મગન: લોહી તો નીકળે જ ને!

કાનો: ની દુશ્મન કેવો હોય?

મણિ: ઓલી વાર્તામા રાક્ષસ નથી આવતા? એવા 'આપણને તો બીક લાગે એવા'

મગન: ચલ રે ચલ! ઈ એવા હોય જ નઈ ચાર દી' મોર રામજી બાપાને ન્યાં આપણે ગ્યાંતા તૈંયેં ઓલ્યા છાપામા દુશ્મનનો ફોટુ નો'તો જોયો? રામજી બાપાએ આપણને નો'તુ કયુ કે ઈ ફોટામા માણસ છે ઈ બધા દુશ્મન છે? એને માથે તો સાહેબ લોકનાં જેવી ટોપી હતી રાક્ષસ જેવા શીંગડા ક્યાં હતા? દુશ્મનો તો છે ને તી આપણા જેવા જ હોય!

મણિ: તૈંયેં બાપા ઇની હારે મારામારી કરવા કેમ ગ્યા?

મગન: આપણને ખાવા જોઇએને, એટલે બાપા તો લશ્કરમા નોકરી કરવા ગ્યા'તા. ઘણીવાર ઓલ્યો ખાખી લૂગડાવાળો ટપાલી આપણા દાદાને પૈસા આપી જતો'તો ને ઈ, ક્યેછે કે, બાપા દૂરને દેશાવરથી મોકલાવતા'તા.

કાનો: પણ બાપા રામજીબાપાને ખેતરે નોકરી કરવા કેમ નોરિયા ને મારામારી કરવા ગ્યા? ... અને પછી તરત મરી કેમ ગ્યા?

તાપણું સળગતુ હતુ અને આવા અર્થહીન છતા અર્થ ભરેલા સવાલજવાબો થતા હતા પવનનો એક ઝપાટો આવ્યો અને તાપણાનુ તેજ તથા નાના કાનિયાની કાયા, બને ધ્રુજી ઉઠયાં મણુકીએ પોતાનુ ઓઢવાનુ જરા વધુ ચોક્કસાઇથી શરીર ઉપર લપેટી લીધુ.

કાનાએ પાછો સવાલ પૂછયો: 'બાપા હાથેહાથ મરી ગ્યા હશે?'

મણિ: લે. ખોટુંખોટું તી કાંઈ મરતુ હશે? ઓલ્યો ખાખી લૂગડાવાળો આપણા દાદાને જે પરબીડિયુ દઇ ગ્યો'તો ને એમા લખ્યુ'તુ કે બાપા મરી ગ્યા બંદુકની ગોળીથી લડયા ને પછી મરી ગ્યા.'

કાનો: પણ બા તો ખાટલામા પડયાપડયા મરી ગઇ'તી!

મગન: બાને તો તાવ આવ્યો'તો, એટલે મરી ગઇ!

કાનો: બા મરી ગઇ, બાપા મરી ગ્યા, તૈંયેં હુ યે મરી જઇશ! મારે બાપા પાસે જાવું છે!

મણિ: ગાંડો રે ગાંડો! એમ તે કાંઇ મરી જવાય?

કાનો: પણ બાપાએ મને મેળામાથી રમકડું લઇ દેવાનુ કયુ'તુ તી હવે કોણ લઈ દેશે? રમકડુ અપાવીને બાપા કેમ નો મરી ગ્યા?

મગન: હુ મોટો થઈશ ને એટલે તને ઘણાં બધાં રમકડા લઇ દઈશ. મોટો તો થાવા દે' પછી જોઈ લેજે!

તાપણુ સળગતુ હતુ. ધીમેધીમે રાખનો ઢગલો વધતો જતો હતો ને છોડાનો ઢગલો નાનો થતો જતો હતો. આજે આ તાપણું પણ જાણેકે શોકમા સળગી રહ્યુ હતુ. મણુકીએ કાનાના વાળમા ચોંટેલુ પાંદડીનુ એક ફોતરુ ખંખેરી નાખતા કહ્યુ: 'હેં મોટાભાઇ' બાપા મરી ગ્યા એટલે દાદાદાદીએ આપણને નવડાવ્યાં કેમ? આપણી સામે રે'તા ફુલાભાઇ મરી ગ્યા તૈંયેં તો આપણે નો'તાં નાયાં!'

મગન: આપણા સગા મરી જાય તૈંયેં જ ના'વું પડે, નકર નંઈ'

મણિ: બાપા તો ગ્યા; હવે દાદાને પૈસા કોણ મોકલશે? આપણે ખાવાનું ક્યાથી લઈશું?

(અનુસંધાન આગળ પાન ૫૫મે)

# મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડે

(અનુસંધાન પાછળ પાન ૩૬થી) તેમણે શરૂ કરાવી હતી. દર વર્ષે તેનું પ્રારંભ-વ્યાખ્યાન પોતે જ કરતા, અને તેમાં વર્ષ દરમ્યાન આખા દેશમાં થએલા સમાજસુધારાના કાર્યોની સમાલોચના કર્યા બાદ, જે સ્થાનમાં પરિષદ ભરાઈ હોય તે સ્થાનને લગતા તેમજ તે વર્ષના મુખ્ય લાગતા પ્રશ્નો ઉપર તાત્ત્વિક ચર્ચા કરતા.'

રાજકારણમાં આમ પરોક્ષ રીતે અગ્રણી માર્ગદર્શક હોવા છતાં રાનડે પ્રત્યક્ષ રાજકારણમાં કોઈ પણ પક્ષમાં જોડાયા ન હતા. તેમાં એક કારણ એમની સરકારી નોકરીનું ગણાય છે. ઉપરાંત બીજું એક કારણ એ કે એમની એવી માન્યતા હતી કે આપણી ઉન્નતિ સર્વ દિશાઓમાં એકસરખી થવી જોઈએ. સામાજિક, ધાર્મિક, આર્થિક અને રાજકીય એ બધાં કાર્યો પરસ્પરાવલંબી હોય છે. વળી રાજકારણ કરતાં આ કાર્યોમાં મતભેદને અવકાશ નથી હોતો. ઘણા લોકો એમાં સાથે કામ કરી શકે છે અને તેથી લોકસંગ્રહ સારો થઈ શકે છે.

આમ છતાં પણ એક વખત સરકાર તરફથી પણ રાનડેને થોડા છાંટા ઊડ્યા હતા ખરા. એ વખતે મહારાષ્ટ્રમાં એક બળવાખોર જાગ્યા હતા. એમનું નામ વાસુદેવ બળવંત ફડકે. સત્તાવનની હાર પછી સ્વાતંત્ર્ય મેળવવા મહારાષ્ટ્રમાં એ પહેલો હિંસાત્મક પ્રયત્ન થયો. એ અરસામાં પૂનામાં કોઈએ બેત્રણ જગ્યાએ આગ લગાડી. આમાં રાનડેનો સંબંધ હોવો જોઈએ એમ સરકારને લાગ્યું, કારણ કે રાનડેની સલાહ લેવા બધા જતા. સરકારને ચીડ એટલી ચડી હતી કે એણે રાનડેને પૂનાથી બદલી ધૂળિયા મોકલ્યા. મુંબઈવાળા ઍંગ્લોઇંડિયન છાપાઓએ તો આગ લગાડવામાં રાનડેનો હાથ હોવો જોઈએ એવું લખ્યું પણ ખરું. રાનડેએ તે ખરેખર જ સરકારવિરોધી આંદોલનોમાં ભાગ લીધો હોત તો તો શું યે થાત!

અર્થશાસ્ત્રના અભ્યાસમાં તો રાનડેએ અપૂર્વ કામ કરી બતાવ્યું. ધીદિશામાં અમને અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવો પડેલો ત્યારનું મને લાગેલું કે દેશેદેશના અર્થશાસ્ત્રના સિદ્ધાંતો તે તે દેશની પરિસ્થિતિ પ્રમાણે જુદાજુદા જ હોવા જોઈએ. ગણિતની માફક કાંઈ અર્થશાસ્ત્રના સિદ્ધાંતો બધે જ એકસરખા ન રહી શકે. એમણે હિંદુસ્તાનના જીવનની અને પરિસ્થિતિની દૃષ્ટિએ આપણું અર્થશાસ્ત્ર કેવું હોવું જોઈએ તે દર્શાવતા સંખ્યાબંધ લખાણો લખ્યા અને નવી જ દિશા બતાવી. 'હિંદી અર્થશાસ્ત્ર' એ શબ્દ જ, અર્થશાસ્ત્રના એમણે કરેલા નિરૂપણ પછી રૂઢ થયો છે.

એમના લખાણો તો હજી શુમાર વગરના છે, જેનો મોટો ભાગ તો પૂનાની 'સાર્વજનિક સભા'ના ત્રૈમાસિક પત્રની ફાઈલોમાં દટાએલા પડ્યાં છે. નિઃસંશય કહી શકાય કે એમના લખાણોના એ અનર્ગળ પ્રવાહમાંથી જ હિંદની રાષ્ટ્રીય વિચારધારાને પોષણ મળ્યું છે.

આ પ્રસંગે એમના જેવા જ મહર્ષિ અને સમકાલીન બીજા એક મહાપુરુષનું સ્મરણ કરવું જોઈએ. તે મહર્ષિ દાદાભાઈ નવરોજી. દાદાભાઈ એમનાથી સત્તર વર્ષ મોટા. બંનેનો કાર્યસમય એક હતો, છતાં દાદાભાઈ એ અરસામાં મોટે ભાગે લંડન રહેતા એટલે એ બંને વચ્ચે નિકટ સંપર્ક થયો નહિ હોય. દેશના અર્થકારણમાં એ બંનેનો ફાળો અણમોલ અને વિશિષ્ટ છે. બંનેએ પોતપોતાની રીતે કરેલા નિરૂપણોનો અંતિમ નિર્ણય તો એક જ આવ્યો છે. દાદાભાઈનું 'હિંદની ગરીબાઈ' ઉપરનું સણસણતું પુસ્તક દેશમશહૂર છે. રાનડેના લખાણોમાં સામાજિક, ધાર્મિક આદિ દૃષ્ટિબિંદુઓનો વિશાળ પટવિસ્તાર હતો, જ્યારે દાદાભાઈમાં રજૂઆતની સચોટતા અને વેધક ઉગ્રતા હતી. એને કારણે દાદાભાઈ અંગ્રેજ સત્તાધીશોની આંખે ચડી ગયા. તેમાંથી રાનડે જોકે બચી ગયા, પણ બીજી બાજુ દાદાભાઈના લખાણોને લોકપ્રિયતા અને કીર્તિ વિશેષ મળ્યા.

રાનડેનો ઇતિહાસનો અભ્યાસ તો અત્યંત વિશાળ હતો—કદાચ એમના મરાઠી સમકાલીનનો નહિ હોય એટલો, અને એ ક્ષેત્રમાં એમણે કામ પણ ઘણું કર્યું છે. 'મરાઠી સત્તાનો ઉત્કર્ષ' એ એમનો ગ્રંથ તો હજી યે પ્રમાણભૂત ગણાય છે.

અને સાહિત્યના ક્ષેત્રમાં પણ એમણે ઓછું કામ નથી કર્યું. મુંબઈ યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં દેશી ભાષાઓનો સમાવેશ કરાવવા માટે એમણે ભારે જહેમત ઉઠાવેલી. મરાઠી સાહિત્ય પરિષદની મૂળ કલ્પના પણ એમની જ. પહેલું મરાઠી સાહિત્ય સંમેલન ૧૮૭૮ના મેની ૧૧મી તારીખે મળ્યું. પણ એમનું ખરું સાહિત્ય તો એમણે લખેલા બે મોટા રીપોર્ટોમાં છે. પહેલો સરકારી આદેશથી છેક ઈ. ૧૮૬૭માં લખાએલો. એમાં ૧૮૬૪ સુધી બહાર પડેલા મરાઠી પુસ્તકોની સમાલોચના છે. બીજા રીપોર્ટમાં પાંચ લેખો છે. પહેલા લેખમાં પહેલા રીપોર્ટનો સાર, બીજામાં જૂનું ગદ્ય અને પદ્યસાહિત્ય, ત્રીજામાં પરભાષાઓમાંથી અનુવાદ કે તરજુમા, ચોથામાં નાટકો નવલકથા તથા નવા ગદ્યની સમાલોચના અને પાંચમામાં એમના નિષ્કર્ષો છે. આમ આશરે ચાળીસેક વર્ષની સાહિત્યપ્રવૃત્તિનું એમાં દિગ્દર્શન એમણે કરાવેલું છે.

પણ આ બધા કરતાં યે રાનડેના જીવનમાં સૌથી મહત્ત્વનું અંગ તો એમની ધાર્મિકતા હતી. પ્રાચીન ઋષિઓના જેવી ઉન્નત આધ્યાત્મિક દૃષ્ટિ તેમના જીવનમાં ઓતપ્રોત થએલી હતી. છતાં એમનું ધ્યેય પુરાણી પ્રણાલિકાઓનો સડો કે પુરાણા આચારવિચારો ફરીથી દાખલ કરવાનું ન હતું, પણ આપણી જે પ્રાચીન આધ્યાત્મિક ભાવના હતી તે આખી પ્રજામાં નવેસરથી જાગૃત કરવાનો એમનો હેતુ હતો, કારણ કે એ શ્રદ્ધાપૂર્વક માનતા કે આપણા દેશને માટે ઉજ્જ્વળ ભવિષ્ય નિઃસંશય આવવાનું જ છે, અને તેને માટેની યોગ્યતા આ જ માર્ગે આપણે મેળવી શકીશું. મુંબઈ પ્રાર્થના સમાજના આદ્ય સ્થાપકોમાંના તે એક હતા અને 'ભાગવતધર્મ' ઉપરના તેમજ ધર્મતત્ત્વજ્ઞાનને લગતા એમના વ્યાખ્યાનોમાં એમણે જે ઉત્કૃષ્ટ નિરૂપણ કર્યું છે તેનું બીજા આધ્યાત્મિક ગ્રંથોમાં પણ ભાગ્યે જ મળી આવે છે.

આ આધ્યાત્મિક દૃષ્ટિની પ્રેરણાનું ઝરણું એમની એકેએક પ્રવૃત્તિને પોષતું. એમનું બીજું પ્રેરક બળ તે એમની અખંડ અને અચલ શ્રદ્ધા હતી. એ શુદ્ધ સાત્ત્વિક શ્રદ્ધાએ એમના જીવનને નિશ્ચલ ખડક સમાન અનેક ઝંઝાવાતો અને પ્રચંડ વિરોધોની સામે ટકાવી રાખ્યું હતું. એમના સાદા સરળ લાગતા જીવનમાં પણ એમની પ્રવૃત્તિઓ સામે વિરોધીઓ નહોતા એમ નહિ, પણ એમનું વિશુદ્ધ, નિર્મળ ચારિત્ર્ય, પ્રેમાળ સ્વભાવ, નિખાલસ વૃત્તિ, નિરાડંબરી સાધુજીવન અને નિઃસ્વાર્થ દેશપ્રીતિને લીધે એમના પ્રતિ અંતરનો રોષ કે દ્વેષ કોઈને પણ હતો નહિ. અને પોતાની આવી સાધુતાનું પ્રદર્શન કરવાનો કે તેની છાપ પાડવાનો પ્રયત્ન સરખોયે એ સાધુપુરુષે કદી પ્રયત્ન કર્યો નથી. એમના જીવનનો મહામંત્ર હતો—'To dare, to will, to execute and to be silent.'

વસન્ત જોષી

[આધારસામગ્રી: 'સહ્યાદ્રિ'—જાન્યુ. ફેબ્રુ. ૧૯૪૨, કર્વે કૃત 'આત્મવૃત્ત', પાર્થે–ટિકેકર કૃત 'આજકાલચા મહારાષ્ટ્ર', ગુજરાતી 'જ્યોતિર્ધર'—તા. ૭-૨-૪૭ ઇત્યાદિ. એ પ્રો. ફાટકનું મરાઠીમાં લખેલું 'રાનડેચરિત્ર' વાંચવા જેવું છે, પણ એમનું ખાનગી જીવન કેવું હતું તેનો ખરો ખ્યાલ મેળવવા માટે તો એમના પત્ની રમાબાઈ રાનડે કૃત 'અમારા જીવનમાંની કેટલીએક યાદગીરીઓ' જ વાંચવું જોઈએ.]

# જીવનનું પરોઢ

ભાગ બીજો



——પ્રકરણ ૨૨મું——

## અંગ્રેજ મિત્ર અને અંગ્રેજ શત્રુ

ફીનિક્સની ભૂમિ ઉપર બે અંગ્રેજો વસતા હતા. એક વેસ્ટ સાહેબ અને બીજા ટોડ સાહેબ. વેસ્ટ સાહેબ અમારા ફીનિક્સ આશ્રમના મુખિયાઓમાંના એક હતા અને ટોડ સાહેબ આશ્રમ સિવાયની ફીનિક્સ સ્ટેશનથી માંડી હજાર બે હજાર એકરમાં ફેલાએલી જમીનના રણીધણી હતા. વેસ્ટ સાહેબ હિંદીઓની ન્યાયની લડાઈમાં પોતાની કાયા નીચોવી રહ્યા હતા અને પોતાના આખા કુટુંબને ભારતવાસીઓની સાથે શોભે એવા સાદા સંતોષી અને સેવાપરાયણ જીવનનું રસિયું બનાવી રહ્યા હતા, જ્યારે ટોડ સાહેબ હિંદુસ્તાનથી ફસાવી ફોસલાવી આણેલા અર્ધગુલામોની રાતદિવસની કાળી મજૂરીના પરસેવા પર માતબર અને માતેલા બનતા જતા હતા. વેસ્ટ સાહેબ બાપુજી અને તેમના દેશવાસી ભાઈઓ તથા અનુયાયીઓ પ્રત્યે આદર, શ્રદ્ધા અને નમ્રતાથી વર્તતા હતા, જ્યારે ટોડ સાહેબ આંખો મીંચી ગદ્ધાવૈતરું કરવા કબૂલ ન થનારા તથા માથું ઊંચું કરનારા હિંદીઓને જોઈ દાઝે બળી ઊઠતા હતા. વેસ્ટ સાહેબ ભૂખ્યાદુઃખ્યા અને પોતાના ભાઈઓની લાતો વડે ફફડતા હિંદીઓને જોઈ દ્રવી જતા હતા, જ્યારે ટોડ સાહેબ હિંદી હડતાલિયાઓને ગળિયા બળદની જેમ કામ પરથી ઊતરી જતા જોઈ હદ બહાર રાતાપીળા બની ભાન ભૂલી જતા હતા. વેસ્ટ સાહેબને મન ભારતવાસીઓ પોતાના જેવા જ માનવી અને સ્વજન હતા, જ્યારે ટોડ સાહેબને મન ગોરી ચામડી વિનાના શ્યામ અને પીતવર્ણા લોકો વેઠ કરી દેવા પૂરતા હલકા અને ઢોર જેવા હતા. વેસ્ટ સાહેબ એવા સાચા મિત્ર હતા કે મિત્ર પર પડતો ઘા પોતે ઊછળીને ઝીલી લેતા, અને ટોડ સાહેબ એવા કટ્ટર દુશ્મન હતા કે હીંદીઓની તો શું પણ હીંદીઓને મદદ કરનારા પોતાના જાતભાઈ અંગ્રેજની પણ ખો ભુલાવવા મથતા. વેસ્ટ સાહેબ ઈંગ્લંડના ગામડાના સાદા, ગરીબ મહેનતુ અને ભલા ખેડૂત હતા, અને ટોડ સાહેબ એ શ્વેતદ્વીપથી ઊતરી આવેલા કુબેર સમા ધનલોલુપ હતા. આપણે ત્યાં દેવતાઓનો ખજાનચી—અનંત ધનદોલતનો માલિક—થવાને કોટિ કોટિ દેવોમાંથી કોઈ ન મળ્યું, ધનકુબેર યક્ષ જ મળ્યો. યક્ષ એટલે સ્વાર્થાંધ, મદાંધ અને નિર્દય વ્યક્તિ. અંગ્રેજ હોય કે ગમે તે હોય, પૈસાનો પહાડ રચવા બેસે એટલે એને પોતાની આખી પ્રકૃતિ પૂર્ણની પેઠે ખોવી જ પડે.

હું બાળક હતો. એ વેળા ટોડ સાહેબના અને વેસ્ટ સાહેબના જીવનનું વિશ્લેષણ કરવાની અને એમનું અંતર માપી લેવાની સમજ તો ક્યાંથી હોય? આજે સૂઝે છે કે આ બન્ને સાહેબોનું જીવન તુલનાત્મક દૃષ્ટિથી નિહાળ્યું હોય તો ચોખ્ખું જણાઈ આવે કે માણસ જે દિશામાં દોડવા લાગે છે એ દિશામાં એનો વેગ વધતો ચાલ્યો જાય છે! માણસને સારી બાજુ લઈ જવા માટે તેનો ભુક્કો કરી નાખવાની જરૂર નથી, પણ કેવળ એના વેગની દિશા બદલી આપવાની જરૂર છે. બાપુજીએ એ બદલવા માટે સત્યાગ્રહનો કીમિયો શોધી આપ્યો. એ કીમિયા વડે વેસ્ટ સાહેબ જેવા ભલા અંગ્રેજ આપણા મિત્ર જ રહ્યા અને ટોડ સાહેબ જેવા કારમા શત્રુ, શત્રુ ન રહ્યા. એમની ને એમના સાથીઓની લાજ આખરે ઓસરી ગઈ અને હીંદીઓને હેવાન નહિ, માણસ તરીકે એમને કબૂલવા પડ્યા.

પણ આ તો થઈ ફિલસૂફી. મારે તો કથાનક કહેવાનું છે. ગયા પ્રકરણમાં આવી ગયું કે ગોરી પલટન અમારા છાપખાના ઉપર કેવી રીતે ચડી આવી, મગનકાકાને કેવી રીતે સરકારી હુકમ સંભળાવવામાં આવ્યો અને 'ગાન્ધી મહારાજ'ની જમીનનું શરણું લઈ ફીનિક્સ આવેલા હજારો ગિરમિટિયાઓને એ પલટને કેવી રીતે પાછા ધકેલી દીધા. એ ગિરમિટિયાઓને વળાવ્યા પછી અમારું ધ્યાન મિસ્ટર વેસ્ટની ધરપકડ તરફ વળ્યું.

અમે વાળુ ઉકલવા બેઠા ત્યાં મિસિસ વેસ્ટ ઉદાસ ચહેરે આવ્યાં અને મગનકાકાને કેટલીયે વાતો કહી નાખી. એટલા ગદ્‌ગદ થઈ તેઓ બોલતાં હતાં કે વાત પૂરી કાને પડતી ન હતી. છતાં મિસિસ વેસ્ટ અને તેમની મા મિસિસ પાયવેલે જે કહ્યું તે પરથી અમે જાણ્યું કે રોજના નિયમ પ્રમાણે મિ. વેસ્ટ પ્રેસમાંથી એ સાંજે ચાર વાગ્યે ચા પીવા પોતાને ઘેર પહોંચ્યા કે ગુપચુપ એમને પકડી લઈ જવાની ગોઠવણ મિ. ટોડે પહેલેથી કરી રાખેલી. છાપખાનામાંથી એમને પકડતાં નાહકની હોહા થાય ને ગિરમિટિયાઓ વિફરે એવો એમને ભય હતો. વેસ્ટ સાહેબ જેવા ચા પીવા મેજ પર બેઠા કે તુરત એક લાલ મોટર એમના દરવાજા સામે આવી ઊભી. મોટરમાં ત્રણ સુરતજ સોલ્જરો બેઠા હતા. મોટર પાછળ ચાર ઘોડેસવારો હતા, જેમાંના એક મિ. ટોડ પોતે હતા. મિ. ટોડ તુરત બે ડગલાં



મિ. એ. એચ વેસ્ટ



મિસિસ આડા વેસ્ટ (દેવીબેન)

આગળ આવ્યા અને મિ. વેગ્ટને બોલાવ્યા. મિસિસ વેગ્ટ આ બધું જોઈ હેબતાઈ ગયાં. મિ. વેગ્ટ મોટર પાસે પહોંચ્યા કે તેમને વૉરંટ બતાવવામાં આવ્યું. તેમણે એમાં સહી કરી અને ઘરમાં ઓવરકોટ લેવા આવ્યા. તેમની પાછળ પાછળ એક સોલ્જર પણ આવ્યો. પૂરી પાંચ મિનિટ પણ મિ. વેગ્ટને આપવામાં ન આવી અને 'વૉરંટ મળ્યું છે ને પોતાને લંડન જવું છે' એથી વધુ વાત પણ તેઓ ઘરવાળાઓ સાથે કરવા ન પામ્યા. ચા ને નાસ્તો મેજ પર જ રહી ગયા અને મોટર મિ. વેગ્ટને લઈ પૂરપાટ લંડન તરફ અદૃશ્ય થઈ ગઈ.

મિ. વેગ્ટને પકડવાનું પૂરું કરી લેફ્ટેનન્ટ પોતાની પલટન સાથે છાપખાને પહોંચ્યો. મિ. ટોડે એમની સાથે જવાની હિંમત ન કરી. મિ. વેગ્ટને પકડાવીને એ મારતે ઘોડે ફીનિક્સ આશ્રમ છોડી ગયા.

આ બધી વિગતો સંભળાવતાં સંભળાવતાં ડૂસકે ડૂસકે ન રોવાનું જ મિસિસ વેગ્ટે બાકી રાખેલું. એમની ઉપર તો આ અણધાર્યો ઘા હતો. અને હિંદીઓ તો રાતદિવસ જેલ જવાની ચર્ચા અને મનન ચાલુ રાખતા, પણ વેગ્ટ સાહેબના ઘરનાઓને એ વસમું લાગ્યા વગર કેમ રહે? બધી ચર્ચાને અંતે એમ ઠર્યું કે સવાર પડતાં મિ. વેગ્ટ પાસે તેમના ઘરના બધાંને લઈ દેવીબેન મિસિસ વેગ્ટ લંડન પહોંચે. આમ અમારા સૂના ફીનિક્સમાં સૂનાપણું વધ્યું. બાળગોપાળનાં પાલક દેવીબેન પણ ચાલ્યાં.

બે દિવસ પછી હજારો હડતાલિયાઓથી ચિક્કાર ભરાઈ રહેલી ફીનિક્સની બાજુ સાવ ખાલી થઈ ગઈ. વીસપચીસ છૂટાછવાયા ગિરમિટિયા અહીંતહીં ઝાડીમાં સંતાઈ રહેવા પામ્યા. પાછળ રહેલા બે ગોરા સોલ્જરો બધે ચક્કર મારી આવા સંતાઈ રહેનારાઓને પણ શોધીશોધી ફીનિક્સની બહાર ધકેલી દેતા હતા. અમારી ટોળીના સૌથી વધુ અટપટા ભાઈ છોટમને ગોરા સોલ્જરોની આ સતામણીઓને રોકી કાઢવાની તોડધાગામાં મજા પડતી હતી. એકવાર એણે નિશાળની બાજુ ઓરડીના બારણાં ઉઘડાવી શ્રી સુબ્રૈઈ અને એની પત્નીને પણ એક સોલ્જરને બતાવી દીધાં. આથી, દુઃખી સુબ્રૈઈને પકડાઈ જએલો સાંભળી અમને બધાંને બહુ દુઃખ થયું અને છોટમને ખૂબ ધમકાવ્યો, દિવસો સુધી એને વઢીવઢી ગરમાવ્યો. પણ હવે ગઈ સુબ્રૈઈને બચાવવાય એમ ન હતું. ગોરા સોલ્જરો એમને લઈ જ ગયા અને મોટેમોટે અમારે કાને એટલું જ પડ્યું કે 'બીચારો મરી ગયો.'

હડતાલિયાઓને ભગાડી મૂકવાનું સોલ્જરોનું કામ અમને રુચતું ન હતું, પણ સોલ્જરોની સાથે અમારી દોસ્તી વધતી જ જતી હતી. તેમનું કામ પહેરો ભરવા પૂરતું જ બની ગયું હતું. આ બંને સોલ્જરો અંગ્રેજ ન હતા, બોઅર (હૉલૅંડવાસી) હતા. એમનું કદ અંગ્રેજ કરતા સવાયું. અંગ્રેજ સોલ્જર પર અમારાથી ... કરતા કે તેઓ બહુ કાચા, એટલે એમની સાથે ગપ્પાં મારતાં અમને સંકોચ ઓછો થતો. એમના સ્વભાવમાં અંગ્રેજ સ્વભાવનું મીંઢાપણું કે એકલશૂરાપણું ન મળે. મારા નાના ભાઈ કૃષ્ણદાસની સાથે એક સોલ્જરે પાકી દોસ્તી કરી હતી. જ્યાં પોતે બેસે ત્યાં નાના બાળકોને ભેળાં કરી એ રમાડતો. સૂના ફીનિક્સની કઠણાઈઓ વચ્ચે સોલ્જરોની આ મીઠાશ અમને મન ભાવતી થઈ પડી હતી.

લેફ્ટેનન્ટ અને એમના સિપાઈઓના આકરાપણાનો ત્રાસ અમારા ચિત્ત પર કશો ન હતો, પણ મિ. ટોડનો ડર અમને લાંબા વખત સુધી રહ્યા કર્યો. ટોડ સાહેબે વેગ્ટ સાહેબને ઝડપાવી લીધા ત્યાર પછી નાના બાળકોને ટપાલને માટે સ્ટેશને મોકલવાનું બંધ થયું. સવારે પ્રેસના હબસી ચાકરોને અને બપોરે મારે ટપાલ લેવા જવાના વારા ગોઠવાયા. ટપાલ માટે સ્ટેશને જતા આવતા પાંચ માઈલની એકાંત પગદંડી એકલા કાપવી પડતી. એ કેડી ઘાટા ઝીંટ અને ઝાડ-ગાંઠથી પસાર થતી. વળાંક પણ વારે વારે લેતી, એટલે આગળનું જવલ્લે જ દેખાતું. અકસ્માત કોઈ પણ વળાંક પર કે ઝાડીને ખૂણે ઘોડા પર બેઠેલા ટોડ સાહેબનો ભેટો થઈ જવાનો ભાસ મને રહ્યા કરતો. અને એ સાહેબ એકાએક દેખા દે તથા પોતાનો કોરડો વીંઝતા મારા ઉપર તૂટી પડે તો કેવી રીતે વર્તવું, શો જવાબ આપવો એના તરંગો આખે રસ્તે હું કરતો રહેતો. ગમે તે થાય, પણ એનાથી ડરવું કે દબાવું તો નથી જ, એટલું મનમાં વારે વારે નક્કી કરતો અને સાથેસાથે મનમાં અંગ્રેજી વાક્યો પણ ગોઠવતો જતો કે 'આમ શું આટલા મોટા થઈને જેને તેને ચાબખા મારવા દોડો છો? બહાદુર બનો છો તો અમને જેલ ભેગા કરોને?' મનમાં આવા તરંગો અનેક વાર આવી ગયા પછી તો મિ. ટોડનો રસ્તામાં ક્યાંયે ભેટો થતો ન હતો એથી મન અધીરું પણ થતું હતું. એમનો ભેટો થાય, એ મને ધમકાવે અને હું ડરું નહિ એવા મનોરથોની ઈચ્છા વધતી ચાલી, પણ એવા પરાક્રમનો મોકો મને મળ્યો જ નહિ.

ટોડ સાહેબનો ભય અમારા મનમાં અકારણ નહોતો. પેલા એઓ એટલા બધા મિજાજ ખોઈ બેઠા હતા કે ક્યારે શું કરી બેસશે એ કળાતું ન હતું. ફીનિક્સ આશ્રમમાં એમણે ધાંધલ કરી ન હતી. વેગ્ટ સાહેબને ચૂપચાપ પકડાવ્યા ને અદૃશ્ય થઈ ગયા. પણ આસપાસથી રોજ ક્યાંકને ક્યાંક કાળી પોલીસો વડે એમના હડતાલિયાઓને મરાવ્યાના અને એમના પોતાના હાથનો કોરડો વીંઝ્યાના સમાચાર તથા અફવાઓ તો અમારી પાસે આવ્યા જ કરતાં. અમારી પડખેના સ્ટેશનની માઉન્ટએજકમ્બની સાકરની મીલના હિંદીઓ પર ત્યાંના જમીનદારે ગોળીબાર કર્યાના સમાચારે ગભરાટને વધારી મૂક્યો હતો. અમને એટલે સુધી ગભરામણ થતી હતી કે કવચિત રડ્યુંખડ્યું ફીનિક્સનું નાનું બાળક એમને હાથ આવશે તો એના પર પણ એ સાહેબ દાઝ ઉતાર્યા વિના નહિ રહે. આમ ટોડ સાહેબના ઘોડાના ડાબલાના ભણકારાના એ થોડા દિવસ મારા મગજમાં એક બાબા 'ટોડયુગ' રૂપે કોતરાઈ રહ્યા.

ભયની અને ત્રાસની, ગરીબ અસહાય હડતાલિયાઓ ઉપર થતી જબરદસ્તીની, હિંદી વીરો પર તૂટી પડતા કાળા-ગોરા સિપાહીઓની દુઃખદ અવધિ લંબાયે જતી હતી ત્યાં એક બપોરે મનગમતા આનંદના સમાચાર આવ્યા: 'ગોખલે મહારાજે એક બહુ ભલા અને વિદ્વાન અંગ્રેજ પાદરીને વેગ્ટ સાહેબની જગ્યા લેવા હિંદુસ્તાનથી રવાના કરી દીધા છે. થોડા દિવસમાં તેઓ આવી પહોંચશે. હવે હું પકડાઈ જઈશ તો પણ તમે એકલા નહિ પડો.'

અને અમે બાળકોએ રેવરન્ડ મિ. ઍન્ડ્રૂઝ અને એમના સાથી મિ. ડબલ્યુ. ડબલ્યુ. પીઅર્સનનું નામ રટવા માંડ્યું.

(ચાલુ) **પ્રભુદાસ છગનલાલ ગાંધી**

---

ભીખાભાઈ—(ગાડીવાનને) અહીંથી સ્ટેશનસુધીનું ભાડું શું લેશો?

ગાડીવાન—પાવલી, સાહેબ

ભીખાભાઈ—અને આ ત્રણ પોટકાંનું?

ગાડીવાન—કાંઈ નહિ, સાહેબ

ભીખાભાઈ—ત્યારે તો મહેરબાની કરી આ પોટકાં જ લઈ જાઓ; હું તો ચાલી નાખીશ!

---

નાયક—(પહેરેગીરને) અહીં પડેલા બધા બૉમ્બ એક જ જાતના છે. ચિઠ્ઠી લાવનાર માણસ જે બૉમ્બ માગે તે આપજે.

પહેરેગીર—પણ હજુર, એ માણસ છેક નીચેનો બૉમ્બ માગે તો!

# ભૂતકાળની શોધમાં

ઉત્તર ગુજરાતમાં પ્રાચીન સંસ્કૃતિ-શોધન માટે કરેલા પગપાળા પ્રવાસની લેખમાળા

સાંજે કેટલીક રખડપટ્ટી પછી ઝીંઝુવાડાના એક મંદિરમાં હું ઉતારાની ગોઠવણ કરી શક્યો. બજારમાં કોઈ વીશી જણાઈ નહિ, એટલે એક હૉટેલમાં નાસ્તો કરીને ચલાવ્યું અને આવતી કાલે આખો દિવસ ફરવાનો કાર્યક્રમ રાખેલો હોવાથી સાથે રાખવા પૂરતી ખાદ્યવસ્તુઓ બજારમાંથી લઈ ઉતારે આવ્યો. રાત્રિ શાંતિથી પસાર થઈ અને વહેલી સવારે ઊઠી નિત્યકર્મથી પરવારી કરી શહેરની પશ્ચિમે જ્યાં કચ્છનું રણ આવેલું હતું ત્યાં હું જઈ પહોંચ્યો.

નાંખી નજર પહોંચતી હતી ત્યાં સુધી શ્વેતવર્ણો સપાટ ભૂપૃષ્ઠ પથરાએલો દેખાતો હતો. સામે લગભગ બે'ક માઈલ દૂર ઝિલ્લાગુંદ બેટ તેમાં લંબાકારે સૂતેલો પડ્યો હતો. એ રણપ્રદેશમાં જ્યાં જુઓ ત્યાં ઝાંઝવાના જળ સિવાય બીજા તો માત્ર આહીંતહીં વેરાએલા નાનામોટા બેટો જ નજરે પડતા હતા. બધો વિસ્તાર જળવિહોણો હતો. જોકે અહીં જ પુરાતન કાળમાં સાગરના મોજાં ઊછળતા હતા, દેશદેશાંતરના વહાણો ઝીંઝુવાડાને બારે આવીને નાંગરતા, અને આપણા વેદકાલીન આર્ય પૂર્વજોની 'અંબિ તમે, દેવિ તમે' એવી મહાનદી સરસ્વતી આ ઝીંઝુવાડાને આંગણે પ્રથમ સાગરસંગમ સાધતી હતી. અનેક પુરાણોએ આ વસ્તુની નોંધ લીધી છે, જેનો ઉલ્લેખ ગયા લેખાંકમાં અપાઈ ગયો છે. આ પૌરાણિક પરંપરા શાસ્ત્રીય સંશોધનની દૃષ્ટિએ કેવી ઊતરે છે તે તપાસવું અહીં કદાચ રસપ્રદ થઈ પડશે.

પુરાણો ઉપરાંત મહાભારતમાં પણ સરસ્વતી નદીના પ્રવાહની ભૌગોલિક વિગત મળી આવે છે (શલ્ય પર્વના પેટામાં ગદાયુદ્ધ પર્વમાં જુઓ બળદેવની 'પ્રતિસ્રોત સરસ્વતીયાત્રા') આ વિગત પુરાણો (સ્કંદપુરાણ, પદ્મપુરાણ અને સરસ્વતીપુરાણ)માં આપેલી સરસ્વતીને કાંઠે આવેલા તીર્થોની યાદીથી આટલે અંશે જુદી પડે છે કે પુરાણોએ ઉત્તર ગુજરાત તથા રજપુતાનામાં આવેલા સરસ્વતી-કાંઠાના તીર્થોની જે યાદી આપી છે તે મહાભારતમાં નથી. તેનું કારણ મને તો એ લાગે છે કે મહાભારતના રચનાકાળ સમયે (ઇ. સ. પૂર્વે બીજે-ત્રીજે સૈકે) ઉત્તર ગુજરાતની સરસ્વતી કે જે પ્રાચી સરસ્વતી કહેવાય છે તે પ્રસિદ્ધિમાં આવી નહોતી. તે વખતે એ પ્રદેશમાં ધર્મારણ્યના ગાઢ વનો આબાદ થએલા નહોતા. ગુજરાતને આંગણે બે સરસ્વતીઓ છે. પહેલી આ ઉત્તર ગુજરાતની અને બીજી કાઠિયાવાડમાં પ્રભાસપાટણ વાળી. એમાં છેલ્લી સરસ્વતીની વિગત મહાભારતમાં એવી મળી આવે છે કે બળદેવે પોતાની 'પ્રતિસ્રોત (નદીમુખથી તેના સ્રોત તરફની) સરસ્વતીયાત્રા' પ્રભાસતીર્થથી શરૂ કરી હતી. ત્યાંથી એ તેના કાંઠે સુરાષ્ટ્રની સીમામાં આવેલા છેલ્લા સ્થળ ચમસોદ્‌ભેદથી સીધા રજપુતાના અને પંજાબને સીમાડે મરુના રણમાં અદૃશ્ય થતા હાકડાનદીના કાંઠે વિનશનતીર્થ જઈ પહોંચ્યા હતા. (મનુસ્મૃતિ તથા બૌધાયન ધર્મસૂત્રમાં વિનશનતીર્થ કે જ્યાં સરસ્વતી રણમાં સુકાતી હતી તેની ભૌગોલિક સ્થિતિ દર્શાવવામાં આવી છે) મહાભારતમાં મળતી સરસ્વતીની આ ભૌગોલિક વિગત ઉપરથી સ્પષ્ટ થાય છે કે તે સમયે સરસ્વતી નદીમાં બે નદીઓનો સમાવેશ કરવામાં આવેલો હતો. પહેલી તે શિવાલિક પર્વતમાળામાંથી નીકળનારી હાલની 'સરસુતી' નદી કે જે કુરુક્ષેત્ર, પિહોવા (પ્રાચીન પૃથૂદકતીર્થ), હિસાર વગેરે નગરો પાસેથી પસાર થઈ, હનુમાનગઢ (બીકાનેર રાજ્ય) આગળ અતમ નદીને પોતાના પ્રવાહમાં




મહાભારતમાં લખ્યા પ્રમાણે સરસ્વતી સુકાઈ જતાં તેની યાદગીરી જાળવવા ઉત્તર હિંદની સાત જુદીજુદી નદીઓને 'સરસ્વતી' નામ આપવામાં આવેલું, અને પાછળથી પુરાણો એ આ અનેક સરસ્વતીઓને સાંકળી લઈ મૂળ સરસ્વતીની કલ્પના રજૂ કરી છે

સમાવતી, પછી આગળ હાકરા નદીના નામે પ્રસિદ્ધ થઈ અબોહરથી થોડેક આગળ પંજાબ અને સિંધના સીમાડે બહાવલપુર રાજ્યમાં થરના રણમાં અદૃશ્ય થાય છે; પરંતુ દસપંદર માઈલના અંતર પછી ઉત્તર સિંધમાં રોહડીની પશ્ચિમે ફરી પ્રગટ થઈ મહિરાન (સંસ્કૃત મહાર્ણવ) નામ ધારણ કરી ઉમરકોટથી થોડે દૂર પશ્ચિમેથી પસાર થતી એને પુરાણ નામથી કચ્છના મોટા રણને પશ્ચિમોત્તરે આવીને મળે છે. હાલ એ નદીનો પ્રવાહ હનુમાનગઢ સુધી જ ચાલુ રહે છે અને ત્યાંથી તે એના મુખ સુધી એનો પટ પુરાતન કાળથી સુકાએલો પડ્યો છે. આ પટની વિશેષતા એ છે કે તેની પહોળાઈ સિંધુ નદીના પટ કરતાં વધુ છે અને ઉત્તર રજપુતાનામાં તો તે ક્યાંકક્યાંક ચારથી છ માઈલ જેટલી છે. આ જ નદી તે ખરેખર વૈદિક કાળની સરસ્વતી હતી. બીજી નદી કે જેને મહાભારતની સરસ્વતી નદીમાં સમાવવામાં આવી છે તે કાઠિયાવાડમાંની પ્રભાસપાટણવાળી સરસ્વતી છે. મહાભારતકારે આ બંને સરસ્વતીઓને ભેગી કરી તેને પ્રભાસને આંગણે પશ્ચિમ સમુદ્ર (અરબી સમુદ્ર)ને મળતી દર્શાવી છે. અલબત્ત, ભૌગોલિક દૃષ્ટિએ કોઈ પણ રીતે એ બંને નદીઓના પ્રવાહોને સાંકળી શકાય તેમ નથી.

સ્કંદ, પદ્મ અને સરસ્વતી પુરાણોમાં મળી આવતી સરસ્વતી નદીની વિગત પ્રમાણે એ નદી કુરુક્ષેત્ર પછી મત્સ્યદેશ (જયપુર રાજ્ય)ની પાટનગરી 'વિરાટ' (હાલનું બેરાટ) પાસેથી પસાર થતી પુષ્કર આવતી હતી. ત્યાંથી ખર્જુર વનમાં નંદા (આધુનિક લૂણી)નું નામ ધારણ કરતી, અર્બુદગિરિ (આબુ) નજીક પ્રાચી સરસ્વતી (ઉત્તર ગુજરાતની સરસ્વતી-કુમારિકા) કહેવાતી હતી, ઇરિણ (કચ્છનું નાનું રણ)માં ઝિલ્લાણુતીર્થ (ઝિંઝુવાડા) પાસે આવી, ત્યાંથી સુરાષ્ટ્રમાં પ્રવેશી, ગત્રુમહેન અને ખદીરામોટ પર્વતોમાં પ્રગટ થઈ, પ્રભાસને આંગણે પશ્ચિમ સમુદ્રમાં સમાઈ જતી હતી



# પંચતંત્રની વાર્તાઓ



બીજો ક્રૂરાક્ષ કહે, 'દેવ, આ તો નિર્દયતા કહેવાય કારણ શરણાગતનો વધ કરાય જ નહિ. કહ્યુ છે, કે

**સ્વમાંસે ધરચે પક્ષી શરણાગત શત્રુને।**

અરિમર્દન કહે, 'એ કેમ?' ક્રૂરાક્ષ કહે:

## કથા ૮

પ્રાણીઓના કાળ જેવો એક ઘોર શિકારી મોટા અરણ્યમા પાંજરું, ફાંસો ને લાકડી લઇને વિચરતો હતો, ત્યાં સર્વે દિશા વાદળાથી કાળી થઈ, અને અનરાધાર મેહ વરસવા મંડ્યો તથા આકરો પવન વાવા મંડ્યો આથી ત્રાસ પામીને શિકારી કંપતો કંપતો એક ઝાડ આગળ આવ્યો ને બોલ્યો, 'જે કોઈ અહિ હોય એને હું શરણે છુ' એ ઝાડ ઉપર એક કબૂતર રહેતો હતો તે સ્ત્રીના વિરહથી વિલાપ કરવા મંડ્યો, 'આવું વાવાઝોડુ થયુ ને પ્રિયા આવી નહિ. એના વિના આ ઘર કેવું સૂનું લાગે છે?' આ સાભળીને પાંજરામા પૂરાએલી કપોતિકા બોલી, 'હે કાન્ત, આ વાધરી તારે શરણે આવ્યો છે એની પૂજા કર. એણે મને પકડીને પાંજરે પૂરી છે એ મનમા આણીશ મા, કારણ હુ બંધમા પડી છુ તે પૂર્વે કરેલા કર્મોનુ જ ફળ છે, ને એનો એમા દોષ નથી' એ સાંભળીને કબૂતરે શિકારીને કહ્યુ, 'લુબ્ધક, તુ ભલે આવ્યો. કાંઈ સંતાપ કર મા. આ તારુ ઘર જ છે એમ જાણ' શિકારી કહે, 'હે કપોત, મને ટાઢ બહુ વાય છે, એનાથી મને બચાવ' એટલે કબૂતરે અંગારો આણીને દેવતા પાડ્યો, સૂકાં પાનથી એને ચેતવ્યો અને શિકારીને કહ્યુ: 'તુ નિર્ભયપણે તારુ શરીર શેક. ખેદ માત્ર એટલો જ છે, કે તને આપવા સારુ મારી આગળ કાંઇ ખાવાનુ નથી મે પુણ્ય કર્યું નથી એટલે મારુ ભરણપોષણ કરવુંયે મને ભારે પડે છે; અતિથિને અન્ન આપવાની તો વાત જ કેવી? તો પછી આ ક્લેશમય ઘરમા રહીને મારે શું કરવુ છે? એટલે હવે એવી સાધના કરું, જેથી માગણને મારે ના ન પાડવી પડે.' આમ કબૂતરે પોતાની નિન્દા કરી, વાધરીની ન કરી, અને કહ્યુ, 'ઘડીક ખમ, હુ હમણા તારુ તર્પણ કરુ છું'. એમ કહી એણે હર્ષપૂર્વક અગ્નિની પરિક્રમા કરી ને એમા પ્રવેશ કર્યો. કબૂતરને દેવતામા પડેલો જોઇને વાધરી કહે, 'હું પાપી ઘોર નરકમા પડવો છુ, પણ આ ધર્માત્મા કપોતે મને પ્રત્યાદર્શ દેખાડ્યો છે, ને પોતાનું માસ મને આપ્યુ છે.' એમ કહીને એણે પાંજરું ભાંગીને કબૂતરીને છોડી મૂકી, એવી એ પણ આગમા કૂદી પડી.

એટલે હું કહું છુ, 'સ્વમાંસે' ઇતિ.

પછી અરિમર્દને વક્રનાસને પૂછ્યું. તે બોલ્યો, 'દેવ, આનો વધ ન કરવો, કેમ કે

**પરસ્પર વઢે વેરી શત્રુઓ તે હિતાવહ।**
**ચોરે જીવિત દીધું ને રાક્ષસે દીધ ગોયુગ॥**

અરિમર્દન કહે, 'એ કેવી રીતે?' વક્રનાસ કહે:

કબૂતરને દેવતામાં પડેલો જોઇને વાધરી કહે, 'હુ પાપી ઘોર નરકમા પડવો છું'



# સંસારનાં શહેરો

## ૨૯—કલકત્તા

હુગલી નદીને પૂર્વ કિનારે ૭ માઈલમાં પથરાએલું બંગાળનું આ પાટનગર, ૧૯૧૨માં હિંદની રાજગાદી દિલ્હી ખસેડવામાં આવી ત્યાં સુધી સમસ્ત હિંદની રાજધાની અને શાહાનશાહી સૂબા વાઈસરૉયનું નિવાસસ્થાન હતું. દરિયાકિનારાથી માત્ર ૮૦ માઈલ દૂર અને તે પણ નૌકાવ્યવહારની સગવડવાળી નદીને કાંઠે આવેલું હોવાથી ગંગા અને બ્રહ્મપુત્રાના સમૃદ્ધ મુખપ્રદેશના વેપારના ધામ તથા હિંદના અગ્રણી પ્રવેશદ્વાર તરીકે એ નગરની મહત્તા ઘણી છે.

યૂરોપ અને દૂર પૂર્વને મધરસ્તે આવેલું એનું બંદર પૂર્વ ને પશ્ચિમના વેપારનું સંગમસ્થાન છે અને હુગલી નદીના કિનારા પર પથરાએલી એની ભરચક બંદરગાહમાં લંડનની હરીફાઈ કરે એવી વહાણોની ઠઠ રાતને દિવસ જામેલી રહે છે. ચિતપુર, માણેકતલા, ગાર્ડન રીચ વગેરે પરાઓ સહિત એ શહેરનો વિસ્તાર ૪૨ ચોરસ માઈલનો છે અને હાવરા સહિત એની વસ્તી લગભગ ૧૮ લાખની થવા જાય છે, જે બ્રિટિશ સામ્રાજ્યમાં બીજે નંબરે ગણાય છે.

નદીને સામે (પશ્ચિમ) કિનારે આવેલું હાવરા ઉદ્યોગોનું ધીકતું મથક છે અને એ જંગી રેલવેલાઇનોનું મથકસ્થાન છે, જે ઉત્તર પશ્ચિમ અને દક્ષિણ હિંદના સમસ્ત વેપારને આ નગરમાં કેન્દ્રિત કરે છે. હાવરા અને કલકત્તાને જોડતો હુગલી પરનો સવા પંદરસો ફૂટ લાંબો પૂલ એ કેવળ તરતો પૂલ છે. કલકત્તા શહેરને હુગલીનું પાણી પૂરું પાડતો લોખંડનો વિશાળ જળાગાર દુનિયામાં બીજા નંબરનો ગણાય છે.

વસ્તીનો ૫૩ ટકા ભાગ બંગાળીઓનો છે, સ્ત્રીઓ કરતાં પુરુષોની સંખ્યા બમણી છે, અને અરધી જ વસ્તી લખીવાંચી જાણનારી છે. આ વિચિત્રતાનું કારણ એ છે કે વસ્તીનો મોટો ભાગ અહીંનાં કારખાનાંઓમાં કામ કરવા આવેલા બહારગામના મજૂરો, કામદારો અને વેપારીઓનો છે. તેમાંના ઘણાખરા દૂરદૂરનાં પરાઓમાં રહે છે. એનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે રેલવે ટર્મિનસની સીઝન ટિકિટો ધરાવનારાઓની સંખ્યા જ અહીં ત્રણ લાખની છે.

હવા ગરમ અને ભેજવાળી છે અને શરૂમાં તો અહીંનાં હવાપાણી અનારોગ્યકારક હતાં, પણ ગટર અને શહેરસફાઈના સતત પ્રયત્નો પછી અહીંની જાગ્રત મ્યુનિસિપાલિટી આજે શહેરને આરોગ્યમય બનાવી શકી છે.

કલકત્તાનો ઇતિહાસ બહુ પુરાણો નથી. ઇ. ૧૫૯૬માં શાહાનશાહ અકબરના ફરમાનથી થએલી મહેસૂલમોજણીમાં વેરો ભરનારા ગામડા તરીકે તેની નોંધ મળે છે પણ ૧૬૯૦ના ઑગસ્ટની ૨૪મી તારીખે ઇસ્ટ ઇંડિયા કંપનીના જૉબ ચાર્નોકે સુતાનટી નામના ગામડામાં કંપનીની કોઠી નાખી ત્યારથી આ શહેરનો પાયો નખાયો ગણાય. તરત જ તેનો વિસ્તાર કાલિકાટા ગામડા સુધી લંબાયો ને ૧૬૯૬માં નવાબની અનુમતિથી ફૉર્ટ વિલિયમનો કિલ્લો બાંધીને ૧૬૯૮માં કંપનીએ ઔરંગઝેબના શાહજાદા આઝિમ પાસેથી સુતાનટી, કાલિકાટા અને ગોવિંદપુરના ત્રણે ગામડાં ખરીદી લીધાં.

ભવિષ્યમાં ઉત્કૃષ્ટ બંદરગાહ બની શકે એવા આ સ્થાનનો કબજો મેળવી લેવામાં પાકી દક્ષતા અને દીર્ઘદૃષ્ટિ રહેલી હતી. એક બાજુએ ફૉર્ટ વિલિયમની કિલ્લેબંધીથી અને બીજી બાજુએ નદીના વહાણગાહથી સુરક્ષિત એ નગરમાં અંગ્રેજોએ, મુઘલ રાજ્યના અંધાધૂંધી ભર્યા અંતકાળ અને મરાઠાઓના આક્રમણના સમયોમાં પોતાનો બચાવ પણ કર્યો અને વેપાર પણ જમાવ્યો. કલકત્તાના ઇતિહાસમાં કોઈ નોંધપાત્ર બનાવ હોય તો તે ૧૭૫૬માં સિરાજુદ્દૌલાએ ફૉર્ટ વિલિયમનો કબજો લીધો તે. પણ ૧૭૫૭માં મદ્રાસથી ઊપડેલા ઍડમિરલ વૉટસન ને કર્નલ ક્લાઈવના કાફલાએ તેના પર આક્રમણ કર્યું અને એ વર્ષની ૨૩મી જૂને પલાશીના યુદ્ધમાં મીર જાફરને ફોડીને સિરાજુદ્દૌલાને હરાવી એ શહેરનો ફરી કબજો લઈ હિંદુસ્તાનના ઇતિહાસમાં અંગ્રેજી રાજ્યની મેખ મારી.

એ જ વર્ષમાં ક્લાઇવે હાલના ફૉર્ટ વિલિ-



Wharves by the Hoogli River which flows through Calcutta



Government House Calcutta



A view showing the Post Office.



ઉપર: કલકત્તા વચ્ચે થઈને વહેતી હુગલી નદી પરની વહાણોની ઠઠ, જે લંડનની ટેમ્સની હરીફાઈ કરતી કહેવાય છે. વચ્ચે: ગવર્નમેંટ હાઉસ અને પોસ્ટ ઑફિસ, નીચે: પોતાની અદ્ભુત કારીગરીથી પંકાતું બદરીદાસનું સુંદર જૈનમંદિર

પમનો પાયો નાખ્યો, જે ઈ. ૧૭૬૩માં પૂરો થયો. જરા બેડોળ આકારવાળા એ કિલ્લાને ૭ દરવાજા છે અને તેની સન્મુખ બે ચોરસ માઈલના વિસ્તારના મેદાનમાં બંગાળના ગવર્નરનું નિવાસસ્થાન, ગવર્નમેન્ટ હાઉસ, હાઈકોર્ટ, ઇમ્પીરિયલ મ્યુઝિયમ, ટાઉનહૉલ, વિક્ટોરિયા મેમોરિયલ આદિ જાણીતાં મકાનો તેમજ ઈડન ગાર્ડન તથા અનેક વ્યક્તિઓનાં બાવલાં વગેરે આવેલાં છે, જેમાં ૧૬૫ ફીટ ઊંચો ઑક્ટરલોનીનો મિનારો પણ છે. નેપાળના વિજેતા જનરલ ઑક્ટરલોનીના સ્મરણમાં તે ઊભો કરવામાં આવેલો.

કલકત્તાભરમાં સૌથી ભવ્ય ગણાતું વિક્ટોરિયા મેમોરિયલ તેના આરસના ભવ્ય ગુંબજ અને વિશાળ વિસ્તારથી એને પડખે આવેલા ૨૦૦ ફૂટ ઊંચા મિનારાવાળા સુંદર કેથેડ્રલને પણ ઢાંકી દે છે. લૉર્ડ કર્ઝન તેના નિર્માતા. ૧૯૨૧માં એ ખુલ્લું મુકાયું. એમાં હિંદી ઇતિહાસને મૂર્તિમંત કરતાં દસ્તાવેજો ચિત્રો આદિ સામગ્રી સંઘરેલી છે.

મેદાનની સામે બે માઈલ સુધી ચૌરંગીનો જાણીતો રાજમાર્ગ વિસ્તરેલો છે. જેની બંને બાજુએ મહાલયો શાં મકાનોની હારો ખડી છે. જેના પરથી કલકત્તાનું નામ 'સિટી ઑફ પૅલેસિઝ' પડ્યું. એ આ મહાલયોમાં આજે તો હૉટેલો, ક્લબો અને જની દુકાનો આવેલી છે.

---

# શત્રુ કરવા વિષે

શ્રી અનંત કાણેકરનો નિબંધ

પૂનામાં અમારા ગણુકાકાના એક મિત્ર છે. એમને કદિ જ કોઈની સાથે મતભેદ નથી થતો. અથવા ખરૂં કહીએ તો, કોઈની જોડે મતભેદ કરવાની એમને ઇચ્છા જ નથી થતી. એકવાર તેઓ ઉતાવળે સ્ટેશને જતા મને દેખાયા. મેં અમસ્તા જ એમને પૂછ્યું, 'કેમ અપ્પા, મુંબાઈ ઉપડ્યા કે?' જવાબમાં ચહેરા પર ઘણી જ ગિલાની લાવી એમણે મને કહ્યું, 'હા', એમ કહેવામાં વાંધો નથી. જોકે અત્યારે તો જઉં છું રેલ્વેના એક અધિકારીને મળવા, પણ બેચાર દિવસમાં મુંબાઈ જવાનો ખરો જ!'

એટલે એ વખતે તેઓ મુંબાઈ નહોતા જતા; પણ મારી જોડે [illegible] ન કરવો એવા પવિત્ર હેતુથી એમણે પહેલાં તો હા પાડી; પછી પોતે મુંબાઈ જતા નથી, પણ રેલ્વે અમલદારને મળવા [illegible] છે એ સાચી પરિસ્થિતિનો એમણે ધીરે રહીને પણ બીતાંબીતાં મને ખ્યાલ કરાવ્યો, પણ આટલા નાના મતભેદથી મારૂં મન કદાચ દુભાય એમ માની પોતે ત્રણચાર દિવસમાં મુંબાઈ જવાના છે જ એવું ખાત્રીપૂર્વક આશ્વાસન આપી એમણે મને સાંત્વન આપ્યું!

બીજા જોડે સહમત થવા માટેની એમની આ અજબ તત્પરતા ઘણીવાર હાસ્યાસ્પદ પણ બને છે. એકવાર વાતવાતમાં ગણુકાકાએ ગુસ્સે થઈને એમને કહ્યું, 'તું તો સાવ નવેંડો છે, અપ્પા!'

'ખરો ભાઈ; હું ના નથી કહેતો. પણ એ બાબત તું આટલે મોટેથી બરાડા ન પાડે તો સારૂં' એમણે કહ્યું.

જ્યારે, મારા એક બીજા મિત્રનો સ્વભાવ આનાથી તદ્દન ઊંધો છે. દરેક વાતમાં સામા માણસ જોડે એ મતભેદ જ કર્યા કરે છે. ધારો કે કોઈ એને કહે કે અમુક સ્થળે અહીંથી પાંચ મિનિટમાં જવાય, તો ઝાટ લાગલા જ એને સંભળાવશે: 'ના, તમારી ભૂલ થાય છે. ત્યાં જતાં સાડાપાંચ મિનિટ થાય!'

કોઈને લેશમાત્ર પણ સંતોષ ન લેવા દેવો એવો એણે જાણે કે નિશ્ચય જ કર્યો છે. અને આથી ઠેરઠેર શત્રુ કરવા એ એનો હવે સ્વભાવધર્મ થઈ ગયો છે. વગર લેવેદેવે પણ લોકોના દિલ દુભવવામાં કે કોઈની નિર્દય મશ્કરી કરવામાં એને જાણે આનંદ આવે છે. પણ એને પરિણામે પોતે બીજાનાં મન દુભાવીને જ્યાંત્યાં શત્રુ નિર્માણ કરે છે, એનું એને ભાન સરખું નથી થતું.

અને આટલેથી જાણે પતતું ન હોય તેમ, લોકો પોતાની જોડે ઠીક વર્તતા નથી, પોતાના વિરોધીઓની સંખ્યા વધી ગઈ છે, પોતાને કોઈ સારા ગણતું નથી એવી ફરિયાદ એ હાઈ કર્યા કરે છે. આથી એકવાર તો મેં એને સીધું સમજાવ્યું પણ ખરૂં કે 'લોકો તને સારો ગણે, લોકો તારાં વખાણ કરે ને તને સુખ થાય એવી જેમ તારી ઇચ્છા છે, તેમ લોકોને પણ તારા જેવું જ ગમતું હશે એનો વિચાર કેમ કદિ ભૂલેચૂકે યે તારા મનમાં આવતો નથી? લોક પાસે સારા કહેવડાવવામાં તને જો આનંદ થતો હોય, તો તારે પણ લોકોને સારા કહેવા ન જોઈએ?' ખરૂં આ કહેવું એ સમજે છે ખરો, પણ હવે એનો સ્વભાવ બદલાતો નથી!

આ બાબતનો વિચાર કરતાં અપ્પાના હાસ્યાસ્પદ લાગતા વર્તનનું રહસ્ય હું કેટલેક અંશે સમજી શકું છું. એમને કદાચ કોઈ સારા ન માને કે ન કહે, અથવા એમને માટે કોઈ ખરાબ અભિપ્રાય દર્શાવે તો એમને ઘણું જ દુ:ખ થતું હશે, અને એટલે જ આપણે કોઈને ખરાબ કહી નહિ વગોવીએ તો લોકો પણ આપણને કદી ખરાબ નહિ કહે એવી આશાથી બધા જોડે સહમત થવાનો અને કોઈના દિલ ન દુભવવાનો એમણે નિશ્ચય કર્યો હોવો જોઈએ.

અપ્પા અને આ મારો બીજો મિત્ર એ બે આત્યંતિક નમૂનાઓ છે, એટલે હું એ બંને વચ્ચેનો સુવર્ણમધ્ય સાધવાનો પ્રયત્ન કરૂં છું. મારા મનથી મેં એટલું સ્પષ્ટ કરી દીધું છે કે મને કોઈ સારો કહે તો મને આનંદ થાય છે, અને ખરાબ કહે તો દુ:ખ થાય છે, એટલે બને ત્યાં સુધી કોઈને ખરાબ કહેવા નહિ અને એવી રીતે આપણી જાતને ખરાબ કહીને આપણા જીવનની અમુક ક્ષણો દુ:ખી કરનારા શત્રુ પેદા કરવા નહિ. હા, જો કઠોરતાથી મતભેદ પ્રદર્શિત કરવાથી કોઈનું ભલું થતું હોય અથવા કડુ સત્ય સ્પષ્ટતાથી ન બોલવાથી દુનિયાનું મોટું નુકસાન થવાનું હોય તો જ કોઈનું મન દુભવવા હું પ્રેરાઉં છું અને આટલું કર્યા પછી પણ કોઈ મારી જોડે શત્રુત્વ જ કરવા માગે તો બધી શક્તિઓ એકઠી કરી તેનો સામનો કરવામાં અને મારાથી બની શકે તો એને ધૂળ ચાટતો કરી વિજયોત્સાહનો આનંદ માણવામાં હું જરાય આનાકાની નહિ કરૂં!

પણ મારી આ ફિલસૂફી જ્યારે હું મારા મિત્રોને સમજાવું છું ત્યારે કેટલાક મને ચીડવવા કહે છે, 'કેવું વિશાળ છે તારૂં મન! ચોક્કસ આગળ જતાં તું મહાત્મા થવાનો!'

મારો જવાબ હમેશાં તૈયાર જ હોય છે: 'મારી આ ફિલસૂફીમાં નથી મોટાઈ કે નથી મનની વિશાળતા. એમાં તો મારો ખુલ્લેખુલ્લો સ્વાર્થ જ છે. નાહક શત્રુઓ ઊભા કરી આપણા જીવનની થોડીક ક્ષણ શા માટે દુ:ખી કરવી?'

વસન્ત જોષી

# બૉંબથી બચવાના ઉપાય

જુદી જુદી જાતના બૉમ્બ અને તેમની વિધ્વંસનશક્તિ વિષેની માહિતી ગયા અંકમા આપી. સાધારણરીતે મોટા શહેરો પર હાઇ એક્સ્પ્લોઝિવ મીડિયમ કેસ બૉમ્બ ફેંકવામા આવતા નથી, કારણકે તે બહુ ખર્ચાળ છે. વળી તેનું વજન ઘણું હોઇ ને વિમાનમા સહેલાઇથી લઇ જઈ શકાતા નથી; માટે જ મોટા શહેરો ઉપર ફ્રૅગ્મેન્ટરી બૉમ્બ જેવા નાના બૉમ્બ જ ફેંકવામા આવે છે.

હવે બૉમ્બહલ્લા વેળા રક્ષણ માટે શું કરી શકાય તે વિચારીએ.

બહુ જ ઊંચાં અને મહેલ જેવા ભવ્ય મકાનો આજના વિમાનયુગમાં ઉપયોગના નથી એ તો દેખીતુ છે. જમીન નીચે તૈયાર કરેલા દર જેવાં આશ્રયસ્થાન (શેલ્ટર્સ) જ રક્ષણ કરી શકે છે. પણ માણસ કંઇ ઉંદરની માફક ચોવીસે કલાક દરમા ન રહી શકે. તેથી ઘર, કારખાનાં, રમતગમતનાં મેદાનો, બાગબગીચા, થીએટરો, મોટી રસ્તાઓ એ બધાની નજીક શેલ્ટર્સ કરવાની જરૂર છે, જેથી રોજિંદો વ્યવહાર ચાલુ રહી શકે ને હલ્લા વખતે તેમા દોડી જઇ આશ્રય લઇ શકાય.

સાર્વજનિક સ્થળોમા બધાવેલા શેલ્ટર્સ બહુ મોટા હોવા જોઇએ. વળી તેમા કેટલો વખત રહેવું પડશે તે નક્કી ન હોવાથી તેમાં શુદ્ધ હવા, પીવાનું પાણી વગેરેની સગવડ તેમજ સંડાસની વ્યવસ્થા પણ કરવી જોઇએ. ખાનગી ઘર પાસેના શેલ્ટર તો, ઘરના બધા માણસોને બેસવાની જગ્યા મળી શકે તેટલા જ મોટા હોય તોપણ બસ છે. અહીં તો આપણે ઘરમા અથવા તો ઘરની નજીકમા બાંધવામા આવતાં શેલ્ટરની જ ચર્ચા કરીશું

ઘરગથ્થુ શેલ્ટર માટે સારામા સારી જગ્યા ભોંયરૂ છે પણ જૂની પદ્ધતિથી બાંધેલા ભોંયરા નકામા થઇ પડે છે. કારણકે કદાચ ઉપરની ઈમારત જમીનદોસ્ત થઇ જાય તોપણ ભોંયરાનો ઉપલો ભાગ પડે નહિ તેટલો મજબૂત હોવો જોઇએ. વળી ભોંયરામા ઝડપથી જઈ શકાય તેટલા માટે ઘરની બહાર ન જતા અંદરથી જ જવાનો માર્ગ હોવો જોઇએ. ખુલ્લા મેદાનમાંના શેલ્ટરની દીવાલને આજુબાજુ પડતા બૉમ્બની કણીઓની ભીતિ હોય છે તે ભોંયરાને હોતી નથી ભોંયરૂ જૂની પદ્ધતિનું હોય તો રીઈન્ફોર્સ્ડ કૉંક્રીટની દીવાલો અને ગર્ડર મૂકીને તેનો ઉપલો ભાગ મજબૂત કરવો જોઇએ.

નવાં મકાન બંધાવનારાઓએ જમીનની નીચે એક ભોંયરૂં અવશ્ય બંધાવવું જ જોઇએ ભોંયરાનો બીજો પણ એક લાભ છે બૉમ્બ ફાટવાથી હવાનું દબાણ પહેલા એકાએક વધીને પછી તદ્દન ઓછું થઇ જાય છે અને તેને પરિણામે બહારની દીવાલો પડી જવાનો ભય રહે છે પણ ભોંયરાની બહારની બાજુ તો જમીન નીચેની માટીથી રક્ષિત હોય છે તેથી તેની બાજુઓને કંઈ પણ ભય રહેતો નથી. ભોંયરૂ મકાનના મધ્ય ભાગ નીચે જ રાખવું એ વધારે સહીસલામતીભરેલું છે પાણીની ટાંકી નીચે અથવા કોઈ પણ વજનદાર ભાગ નીચે ભોંયરૂ ન હોવું જોઇએ. હવા તથા પ્રકાશ માટે એકથી દોઢ ઇંચ જાડા પોલાદના બારણા રાખી શકાય બૉમ્બની અસરથી કાચ ફૂટી જઈ અંદરના માણસોને ઇજા ન પહોંચાડે માટે બારણા વાયરગ્લાસના રાખવા વાયરગ્લાસ તૈયાર કરતી વખતે તેમા લોખંડના તારની જાળી બેસાડેલી હોય છે જેથી કાચ ફૂટે તોપણ જાળીને લીધે તેના કટકા જ્યા ને ત્યા જ લટકતા રહે છે; છૂટા પડી પસરતા નથી ભોંયરાના પ્રવેશદ્વારમા અને બારીઓમા, ઝેરી વાયુથી રક્ષણ કરવા માટે ખાસ તૈયાર કરવામા આવતી જાળી બેસાડવી જોઇએ. તે વ્યવસ્થા ન થઈ શકે તો અંદરના પ્રત્યેક માણસ પાસે ગૅસ-માસ્ક હોવો જોઇએ કદાચ ઉપરની ઈમારત ભોંયરા પર પડે અને દાદર તૂટી જાય અથવા કોઈ પણ કારણને લીધે દાદરનું બારણું ઉઘાડવાનું અશક્ય બને, તો બહાર નીકળવા માટે બીજો એક ચોર દરવાજો રાખવો અને તેમાથી કણીઓ અંદર ન આવી શકે તેની ગોઠવણ રાખવી

બારીઓ બિલકુલ ન હોય અને પ્રકાશ માટે વીજળીના દીવાની ગોઠવણ કરવામા આવી હોય, તો માણસ દીઠ આશરે સો ઘનફૂટ જગ્યા જોઇએ, એટલે તેમા છ કલાક બેસી શકાય દાખલા તરીકે ૧૦×૬ ફૂટ અને ૮ ફૂટ ઊંચુ ભોંયરૂ હોય તો અંદરની જગ્યા ૪૮૦ ઘનફૂટ થાય. તેમા પાંચ માણસ રહી શકે. જો એકાદ બારીની અંદર ફિલ્ટર બેસાડીને અંદરની બાજુએ ફિલ્ટરમાથી હવા શોષી લેવા માટે વીજળીનો પંખો (ભોંયરામા) રાખવામા આવ્યા હોય તો માણસ દીઠ ૫ થી ૬ ચોરસ ફૂટ જગ્યા જોઇએ; એટલેકે ઉપરની જગ્યામા ૧૦ માણસ રહી શકે ભોંયરૂ જેમ ઓછુ પહોળુ તેમ સારૂ. ૧૦×૮ ફૂટ કરતા ૧૪×૫॥ ફૂટનું સારૂ તેના કરતા ૧૬×૫ ફૂટનુ અને તેના કરતા પણ ૧૮×૪॥ ફૂટનુ વધારે સારૂ ઝેરી બૉમ્બ ફેંકવામા આવે તો યે જમીન-






ની સપાટીથી ૨૫-૩૦ ફૂટ ઊંચાઈએ હવા શુદ્ધ હોય છે, એટલે ભોંયરાના ઉપલા ભાગમાંથી ૨૫-૩૦ ફૂટ ઊંચી નળી ઊભી કરી ઉપરની હવા અંદર લાવવાની યોજના કરી હોય તો ફિલ્ટર કે પંખાની જરૂર રહેતી નથી. પણ આવી નળી બૉમ્બહલ્લા વખતે ટકવી મુશ્કેલ છે. ભોંયરામાં ભેજ ન આવે, દુર્ગંધ ન આવે અને બહારથી પાણી અંદર ન પેસે તે માટે વ્યવસ્થા કરવી જરૂરી છે.

જ્યાં જ્યાં નવાં મકાનો બંધાવવાનાં હોય ત્યાં ત્યાં યોગ્ય ઠેકાણે ભોંયરાની યોજના કરેલી જરૂરની છે, પરંતુ ઘરની દીવાલો હમેશ મુજબ પથ્થરની કે ઈંટની બંધાવીને માળ ઉપર માળ ચડાવીને વજન વધારવાને બદલે ઠેકઠેકાણે પોલાદના થાંભલા અને ગર્ડર ઊભાં કરી તેનું, અથવા તો રીઈન્ફોર્સ્ડ કૉંક્રીટના થાંભલા અને ગર્ડરનું, ચોકઠું બનાવવાની વચ્ચે સામાન્ય રીતે થાય છે તેમ પથ્થર તથા ઈંટનું ચણતરકામ થવું જોઈએ. આથી ઉપરનો બધો ભાર થાંભલા પર જ આવે અને બૉમ્બથી એકાદ ભીંત પડે કે મકાનનું ચોકઠું જરા નમી પડે તોપણ ઉપરનો બધો ભાર ઇમારતને ઈજા કરી શકે નહિ. આપણામાં, લાકડાનું ચોકઠું બનાવવાની તેમાં દીવાલો બાંધવાની જે જૂની પદ્ધતિ છે તેના જેવી જ આ યોજના છે. ફક્ત લાકડકામને બદલે પોલાદી ગર્ડર અથવા રીઈન્ફોર્સ્ડ કૉંક્રીટ વાપરવામાં આવે છે તેટલો જ ફેર છે.

કેટલાંક ઘરમાં જૂની પદ્ધતિથી બાંધેલું ભોંયરું હોય તો તેને બૉમ્બહલ્લાથી સુરક્ષિત બનાવવા માટે શા શા ફેરફાર કરવા જોઈએ તે આકૃતિ ૧માં બતાવવામાં આવ્યું છે. ઉપરનો મજલો અથવા તો છાપરું ગબડી પડે તો તેનું વજન ઝીલી રાખવા જેટલી મજબૂત પહેલાંની દીવાલો નહોતી તેથી રીઈન્ફોર્સ્ડ કૉંક્રીટની દીવાલો તેને જોડીને ઊભી કરવામાં આવી છે. પછી પહેલાં છાપરા નીચે ગર્ડર બેસાડી તેના પર રીઈન્ફોર્સ્ડ કૉંક્રીટ ઢાળવામાં આવેલ છે. ફાદર ઉતરી [illegible] આવવાના દ્વારમાં ઝેરી વાયુ પ્રતિબંધક જાળી (ફિલ્ટર) ગોઠવવામાં આવેલ છે. જરૂર પડે તો છટકી જવા માટે બહારની બાજુએ એક ચોર દરવાજો રાખવામાં આવેલો છે અને ઉપર ચડીને બહાર નીકળી જવા માટે સીડી રાખવામાં આવેલી છે. આ દરવાજાનો અને સીડીનો બૉમ્બથી બચાવ કરવા માટે બન્ને બાજુએ અને મથાળે રેતીના કોથળા મૂકવામાં આવ્યા છે. તળિયેથી ભેજ ન આવે માટે નીચે જાડી કૉંક્રીટ ભરેલી છે. સંકટસમયે જતા રહેવા માટે ભોંયરામાંથી સીડી તરફ જવા માટે જે નાનો દરવાજો મૂકેલો છે તેનું બારણું જાડા પોલાદી પતરાનું હોય છે, અથવા તો ઝેરી વાયુપ્રતિબંધક ફિલ્ટરની વ્યવસ્થા ત્યાં કરેલી હોય છે.

કેટલાંક મકાનમાં ભોંયરું ન હોય તો બહારની બાજુએ ઘરને અડીને જમીન પર એકાદ નાની મજબૂત ઓરડી કેમ બનાવવી તે આકૃતિ (૨)માં બતાવવામાં આવ્યું છે. ઘરની નજીકની જમીનમાં શુમારે સાડા ત્રણ ફૂટ લાંબો અને મકાનના પાયા જેટલો ઊંડો એક ખાડો ખોદવો. તેની આગળ સાડા ચાર ફૂટની જગ્યા છોડી શુમારે ૫ ફૂટ લાંબો અને ૬ ફૂટ ઊંડો ખાડો ખોદવો. ઓરડી ૪॥ ફૂટ લાંબી અને ૧૦ ફૂટ પહોળી જોઈતી હોય તો તેટલી જગ્યા વચ્ચે છોડી બને બાજુએ એવા જ ૫ ફૂટ લાંબા અને ૬ ફૂટ ઊંડા ખાડા ખોદવા. આ બધામાં જમીન સુધી કૉંક્રીટ ભરવી. ત્યાર પછી ઓરડી જેટલી જગ્યા વચ્ચે ખાલી રહેવા દઈ ચારે બાજુએ ૪॥ ઊંચું લાંબું ઈંટનું અને રેતી સીમેન્ટનું ચણતરકામ કરાવવું અને તે ચારે બાજુએ એકેક ફૂટ થાય એટલે તેની આજુબાજુ આકૃતિમાં જણાવ્યા મુજબ કૉંક્રીટ ભરવી. આ પ્રમાણે જમીનની અંદર ૬-૭ ફૂટનું કામ થાય એટલે ઉપર એક બારણા જેટલી જ જાડી કમાન ગોઠવી દેવી અને તેને મથાળે બીજે

બે ફૂટ જાડો કૉંક્રીટનો થર કરવો. ત્યાર પછી એક બાજુએ દોઢ ફૂટ અને બીજી એટલે કે ઘરની બાજુએ છ ફૂટ જાડી રીઈન્ફોર્સ્ડ કૉંક્રીટ ભરવી, અને તે પર ઓરડીની ત્રણે બાજુએ રેતીના કોથળા મૂકવા. જરૂર પ્રમાણે તળિયે ૪॥ ઇંચ કૉંક્રીટ અને તે પર લાદી પાથરવી. અલબત્ત, ઘરની ભીંતમાંથી ઓરડીમાં જવા માટે બે દરવાજા અને જમીન પર ઊતરવા માટે પગથિયાંની વ્યવસ્થા કરવી. આ પ્રમાણેની ઓરડી બનાવવાથી તેના પર કદાચ પાંચસો કે હજાર પૌંડનો બૉમ્બ પડે અથવા તો તેના પર ઘર ગબડી પડે તોપણ અંદરના માણસોને જરાપણ ઈજા પહોંચતી નથી. અંદરની બાજુએ ઈંટનું કામ ન્હોય ને કૉંક્રીટ ભરવાનું કામ સહેલું બને છે. આનું જ કામ બહારની બાજુએ કરી બંને વચ્ચે કૉંક્રીટ ભરી હોય તો વધુ સુગમતા થાય છે.

હવે મકાનની આજુબાજુના કમ્પાઉન્ડમાં જમીનની નીચે ભોંયરું કેમ તૈયાર કરવું તેનો વિચાર કરીએ. જમીનની નીચે ભોંયરું બનાવનારાએ બે બાબત તરફ લક્ષ આપવાની જરૂર છે: (૧) વરસાદને લીધે, અથવા તો બૉમ્બની અસરથી નળ ફાટી જાય છે તેને લીધે, ભોંયરામાં પાણી પેસી જાય તો પ્રલયકાળ જેવી સ્થિતિ થાય. (૨) ભોંયરામાં જવા માટેનું બારણું, માણસ સહેલાઈથી અંદર જઈ શકે તેવું અને બૉમ્બની કણીઓથી સુરક્ષિત હોવું જોઈએ.

ઘણી જુદીજુદી કંપનીઓએ તૈયાર કરેલા (ભોંયરાના) છૂટા ભાગ (Spare parts) વેચાતા મળે છે તે એકત્ર કરી, જમીનમાં ખાડો ખોદી તેમાં શેલ્ટર મૂકી ઉપર માટીનો થર પાથરી દઈએ એટલે બસ. આવાં શેલ્ટરમાં 'બાગમાંનો શેલ્ટર' (Booth's Garden Shelter) ઉલ્લેખનીય છે. જમીનમાં દસબાર ફૂટ ઊંડો ખાડો ખોદી તેમાં પહેલાં લોખંડી ગર્ડર અને ઍંગલ આયર્નનું ચોકઠું બેસાડી તે પર મજબૂત પતરાં બોલ્ટથી જડી દેવાં. પતરાં ઉપર સીમેન્ટ કૉંક્રીટનો થર પાથરી તે પર ત્રણચાર ફૂટ જાડો માટીનો થર કરવાથી શેલ્ટર તૈયાર થઈ જાય છે. જુઓ આકૃતિ (૩)માંનો ભાગ.

આટલી જ સહેલાઈથી કૉંક્રીટના નળનો શેલ્ટર તૈયાર કરી શકાય. છથી સાત ફૂટ વ્યાસના ૭ ફૂટ લંબાઈના રીઈન્ફોર્સ્ડ કૉંક્રીટના નળ મળે છે. હિંદુસ્તાનમાં પણ હ્યુમ પાઈપ કંપની આવા નળ બનાવીને વેચે છે. જમીનમાં બારતેર ફૂટ ઊંડો ખાડો ખોદી તેમાં બે કે વધારે નળ એકત્ર કરી, જેટલી જરૂર હોય તેટલી લંબાઈનો શેલ્ટર બનાવી શકાય છે. નળની ઉપર દોઢ બે ફૂટ કૉંક્રીટનો થર અને તેની ઉપર છ ફૂટ માટીનો થર કરવાથી સારી રીતે રક્ષણ થઈ શકે છે. નળના એક અથવા બન્ને મુખ આગળ કૉંક્રીટના પડદા મૂકી તેમાં પોલાદી બારણાં મૂકી શકાય છે. બન્ને મુખ ઉઘાડાં રાખીએ તોપણ વાંધો નથી. બન્ને મુખ પાસે, કણીઓનો પ્રતિબંધ કરવા માટે, પડદા જેવી ભીંત તૈયાર કરવી જોઈએ. અંદર જતી વખતે દરેક જણે પોતપોતાનો ગૅસમાસ્ક પાસે રાખી લેવો જોઈએ. આ જાતનો શેલ્ટર ઘરની બહારની બાજુએ જમીનની નીચે ગોઠવીને તેનો ઉપયોગ ભોંયરા તરીકે થઈ શકે છે.

હવે જમીનની ઉપરના ભાગના શેલ્ટરનો વિચાર કરીએ. આ પ્રકારના શેલ્ટરમાં લોકપ્રિયતાની દૃષ્ટિએ જોતાં ઍન્ડર્સન શેલ્ટર પહેલે નંબરે આવે છે (જુઓ આકૃતિ (૩)માં). ઇંગ્લંડમાં ૧૯૩૯-૪૦માં સાત કરોડ પૌંડને ખર્ચે છ મહિનામાં ૯ લાખ ઍન્ડર્સન શેલ્ટર્સ તૈયાર કરી પચાવન લાખ લોકોના રક્ષણની વ્યવસ્થા કરવામાં આવી છે. કુટુંબની વાર્ષિક આવક ૨૫૦ પૌંડથી ઓછી હોય તે કુટુંબને આ શેલ્ટર મફત આપવામાં આવ્યો છે, અને પચાસ કરતાં વધારે મજૂર જે સ્થળે કામ કરતા હોય તેવાં કારખાનાંઓએ પોતપોતાના મજૂરો માટે શેલ્ટર્સની વ્યવસ્થા કરવી જ જોઈએ એવો કાયદો કર્યો.




આકૃતિ (૩) રક્ષણ માટેના જુદાજુદા પ્રકારોમાંથી કયામા કેટલા ટકા નુકસાન થાય છે તેનુ પ્રમાણ દર્શાવતો આલેખ

ઍન્ડર્સન શેલ્ટર ઘરથી પંદરવીસ ફૂટ દૂર ત્રણ ફૂટ ઊંડો ખાડો ખોદી તેમા ગોઠવવામા આવે છે તે મજબૂત પતરાનો હોય છે તેની લંબાઈ સાડા છ ફૂટ, પહોળાઈ સાડા ચાર ફૂટ અને ઊંચાઇ છ ફૂટ હોય છે તેનુ વજન ૮ હન્ડ્રેડવેટ હોય છે અને તેમા ૪ થી ૬ માણસો બેસી શકે છે. વધુ માણસનો સમાવેશ કરવો હોય તો એ શેલ્ટરને જોડી ચારેક માણસ વધુ સમાઈ શકે છે. ચૅનલ આયર્નના જાડા મજબૂત પતરા બેસાડી છુટા ભાગ બોલ્ટથી જોડી કમાન જેવા આકારના શેલ્ટર ઘેર બેઠાં ગોઠવી શકાય છે ખોદેલી માટી, ઉપર પાથરવામા કામ આવે છે. એક કે બે મજલાનુ ઘર હોય તો ઘરની ઊંચાઈ જેટલે દૂર શેલ્ટર ગોઠવવો જોઈએ આ અંતર પંદર ફૂટથી વધારે હોય તો પ્રવેશદ્વાર પાસે કાચી ઈંટની અગર માટીની દીવાલ બાંધી કણીઓથી દ્વારનુ રક્ષણ કરવું જરૂરનુ છે અંદર ઈંટની કે કૉંક્રિટની જમીન બનાવવી. ઈંગ્લંડમા આવા છ માણસ માટેના શેલ્ટરના આઠ પૌંડ બેસે છે. પરંતુ મુકરર જગાએ લાવીને ગોઠવવો, કરસબંધી, છત, આગળની ભીંત રેતીની ગુણો વગેરે મળીને કુલ ખર્ચ ૧૯ પૌંડ થાય છે આવા ઘણી જાતના શેલ્ટર્સ મળી શકે છે પણ બધામાં તત્ત્વ એક જ છે

ઝેરી વાયુથી રક્ષણ કરવુ બહુ મુશ્કેલ છે ભોંયરામાં બારી હોય તો તેને ફક્ત પોલાદી બારણા રાખ્યાથી કામ સરતુ નથી. પણ બાજુની સપાટીઓમાં લાપી પૂરીને તેની તીરાડો બંધ કરવી જોઈએ દીવાલમા બારીક ચીરા પડ્યા હોય તો સીમેન્ટથી તે બંધ કરવા જોઈએ. ખાસ કરીને બહાર વાયુ હોય અને બંધ ભોંયરામા બહારથી કોઈ માણસને અંદર દાખલ કરવુ હોય ત્યારે બારણું ઉઘાડવું પડે છે, અને તેમ કરવામા જોખમ છે. માટે જ ભોંયરાનુ પ્રવેશદ્વાર અને સીડીનુ દ્વાર એ બે વચ્ચે એકાદ માણસ ઊભો રહી શકે તેવી એક ઓરડી રાખવામા આવે છે તેમા એક વખતે એક જ માણસને દાખલ કરી સીડીનું દ્વાર બંધ કરી દેવામા આવે છે, પછી ભોંયરાનુ પ્રવેશદ્વાર ઉઘાડી માણસને અંદર લઈ લઇને તે બંધ કરી દીધા પછી જ બીજા માણસને સીડીના દ્વારેથી દાખલ કરવામા આવે છે આવી ઓરડીને 'ઍર લૉક' કહે છે

પ્રજ્વલક બૉમ્બથી રક્ષણ કરવા માટે ઘર ઉપર અગાસી હોવી જોઇએ. તેના પર એકાદ ઇંચ જાડો ઍસ્ફાલ્ટનો થર હોવો જોઈએ નળિયાવાળુ છાપરૂ હોય તો છાપરાની નીચેના મેડા પર લાકડા છાણા વગેરે સહેલાઈથી સળગી ઊઠે તેવા પદાર્થ રાખવા નહિ છાપરાના લાકડકામને ફાયરપ્રુફ પેઇન્ટના એકાદ બે હાથ મારવા કે જેમા એકાએક આગ ન લાગે એવી વ્યવસ્થા કરવી.

રક્ષણ માટે જે જુદા જુદા પ્રકાર વર્ણવવામા આવ્યા છે તે પૈકી કયા પ્રકારમા કેટલુ રક્ષણ થાય છે તેનુ પ્રમાણ આકૃતિ (૩)મા બતાવવામા આવ્યુ છે.

(પ્રો૦ ર. શ્રી દેશપાંડેના લેખને આધારે) **કેશવલાલ કા. જાની**

---

**તાપણું . . . .** (અનુસંધાન પાછળના પાન ૪૩થી)

મગન: દાદી ને દાદા કામે જશોને, એટલે પગાર વઇ આવશે

કાનો: પણ દાદા-દાદી આટલું બધુ રોતા'તા કેમ? આજ તો એમાણે ખાધુ પણ નઇ!

મણિ: તી અમે ય ક્યા ખાધુ છે? એકલા તેજ તૉફટચું છે!

કાનો: ભૂખ લાગે તી ખાય નઈ? એમા પખાછ શેની?

તાપણું સળગતુ હતુ ઓસરીમા બેઠેલા એ વૃદ્ધ આકારો બાળકોની આ વાતો સાંભળતા હતા એમના વૃદ્ધ શરીર કંપી રહ્યાં હતા એમની નિસ્તેજ આંખમાંથી પાણી ટપકતા હતા એ હતાં બાળકોના દાદા-દાદી.

તાપણું સળગતુ હતુ ટાઢ પણ વધવા લાગી હતી 'હાલો હવે સુઈ જાવ' એવી દાદાની બૂમની વાટ જોતા બ જણ તાપણા આગળ બેઠાં હતાં. વાતો થતી'તી, બંધ રહેતી'તી અને પાછી જાગત થતી'તી. એવામાં થોડી વારની સંપૂર્ણ શાંતિનો અચાનક ભંગ કરી કાનો બોલી ઊઠયો: 'હું તો મોટો થઈશને તૈયે મારામારીની નોકરી કરવા નંઈ જાઉં. મરવા કોણ જાય, હેં?'

મણિ: પણ લશ્કરમા જાય તો દસ ને બાર ને પંદર ને પચીસ ને એટલા એટલા રૂપિયા મળે

મગન: એટલા તો રામજી બાપા પણ સાથીને દીએ છે ત્યાં નોકરી નો કરીએ? મરવાનુંય નઈ ને કાંઇ નઈ ભાલા ય નો વાગે, બંદુક પણ નો વાગે ને લોહી પણ નો નીકળે.

મણિ. તંઇ આટલા બધા માણસો મારામારી કરવા કેમ જાય છે? આપણા બાપાની હાર્યેહાર્યે ઓલા કતેસંગભાઇ ને વનરાજભાઈ પણ ગ્યા'તા ને!

મગન: ઈ તો દેશને માટે લડવા જાવું પડે ન-ર છે ને તી, દુશ્મન આપણાં ગામમાં આવી આપણાં ઘર ને ખેતર નેબધુંય લૂંટી લ્યે

કાનો. લૂંટી લ્યે તો અલ્યેને લૂંટી લ્યે' પણ બાપા તો મરી નો જાયને?

તાપણું સળગતું હતુ અને છેલ્લા દસકામાં નહોતુ બન્યું એવું કંઇક બન્યું ઓસરીમા બેઠેલા વૃદ્ધે વૃદ્ધાનો હાથ પોતાના હાથમા લઇ માયાળુતાથી દબાવ્યો. જાણેકે પોતાના અંતરની જ વાત નાનો કાનો બોલી ગયો હોય એવી નજરે બેઉએ એકબીજા સામે જોયું

તાપણું સળગતું હતું એક બાળકોની વચ્ચે અને બીજું દાદા અને દાદીના હૈયામાં એકતાપણાની ગરમી બાળકોને હૂંફ આપતી હતી; બીજા તાપણાના રાતાચોળ અંગારા એ વૃદ્ધ અંતરમાં હામ દેતા હતા

ચંદુલાલ પટેલ

## હિંદી ખેડૂતની દુર્દશા • તેનાં કારણ અને નિવારણ

(ચિત્રદર્શન)




હિંદનો ખેડૂત ખેતરના નાના ભાગ કરી દીકરાઓને વહેંચી આપે છે. જમીન, ઢોર, ઘર, ઝાડ, બધાંના તે ભાગ કરે છે, (જુઓ ડાબી બાજુનું ચિત્ર) અને એમ કરીને મંચગળ ઓછું કરે છે. પછી એકલો માણસ પોતાના ખેતરમાં બધું કામ કરી શકતો નથી અને છૂટાછૂટા ટુકડામાંથી જે કાંઈ નજીવી આવક તેને થાય છે તે ખેતીખર્ચ, વ્યાજ ને કરવેરામાં તણાઈ જાય છે (જુઓ નીચેનું ચિત્ર) અને આ હાલાકીથી કંટાળીને તે ખેતર વેચી માલિકમાંથી મજૂર બને છે. જ્યારે રશિયામાં




અનેક ખેડૂતોએ ભેગા મળી એકમાંથી પચાસ માઈલના ચોરસ વિસ્તારના વિશાળ ખેતરો બનાવ્યાં છે (ઉપલું ચિત્ર) અને દસ વર્ષમાં તેનો પાક અનેકગણો વધ્યો છે. હિંદનો ખેડૂત તેનો દાખલો લઈ એકસંપીથી સંયુક્ત ખેતી ન કરી શકે? ડાબી બાજુના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ચાર એકરની છૂટી જમીનના નાનકડા ટુકડામાંથી એક ખેડૂત વાર્ષિક ઉત્પન્ન માત્ર













('OUR INDIA') M MASANI

૨૦૦ રૂપિયા જ કરી શકે છે, અને તેમાં પણ માણસને અંતે તો કંગાલિયત જ રહે છે; જ્યારે ૧૦૦ એકર જમીન ઉપર જો ચાર ખેડૂત કુટુંબો એકસંપીથી સંયુક્ત રીતે કામ કરે અને ખાતર, પાણી તથા સામાન પાછળ લગભગ ૫૦૦ જેટલા રૂપિયાનો ખર્ચ કરે અને બુદ્ધિ તથા ગણત્રી વાપરે તો વાર્ષિક ઉત્પન્ન રૂા ૫૩૩૩ આવે એવી નિષ્ણાતોએ ગણત્રી કાઢી છે (એમ મસાણી કૃત 'અવર ઇન્ડિયા' નામના પુસ્તકમાંની ચિત્રસામગ્રી અને લેખસામગ્રી ઉપરથી)




('OUR INDIA') M MASANI





# મધુકરી

કોઇ રમે છાણુ ને પળે,
કોઈ રમે રંગ કેશુડે,
રમેરમે ગોળરે જીત, રીઝવી ચિત્ત, સ્નેહના ઝોળી,
એ ગલગલિયા ને ગેલ, સર્વને મ્હેલ ન્હોય આ હોળી!
કોકિલના કલરવ કોલે,
આમ્રતની ફૂલના મ્હોલે,
આ વસંત સરખી વસંત જેની રટણામાં રંગદોળી
તે યુગલક્ષ્મી સાકાર, સત્યનો સાર આપણે દ્વાર, દીપની હોળી '

— રમણિક અરાલવાળા

(પ્રતીક્ષા)

### કાકાસાહેબ ધારપ—ન્યાસાલૅન્ડનો હીરો

અત્યંત રૂઆબદાર ચહેરો, પૂરી ઊંચાઈ, સશક્ત શરીર, શુભ્ર ગૌર રંગ, માંજરી આંખો, ઊંડાણમાં ઊંડી ઢબના પરંતુ અત્યંત સ્વચ્છ કપડાંને રહેણીમાં ચોક્કસાઇ તથા વ્યવસ્થિતપણું જોઇને ઘણા લોકો તેમને યુરોપિયન સમજી લેતા દેખાવમાં જેટલી રૂઆબદાર એટલી જ બોલવાચાલવામાં પ્રેમળ ને નમ્ર એ વ્યક્તિ તે કાકાસાહેબ ધારપ પ્રસિદ્ધિનો મોહ એમને ન હોવાથી હિન્દુસ્તાન તો શું પણ એમનો મહારાષ્ટ્ર પણ એમનાથી મોટે ભાગે અપરિચિત છે.

ઇ. ૧૯૦૦ની વાત પ્રીવિયસમાં ત્રણ વખત નાપાસ થએલા અને ઘરની સ્થિતિ ગરીબ તેથી કંટાળીને પુણા બહાર ક્યાંક નોકરી મેળવવા ઇચ્છુક મુકુંદરાવ મુંબાઈ જવા નીકળ્યા. ઘેર વિધવા માતા, ચાર નાના ભાઇઓ, નઠોર દારિદ્રય અને તેમાં પાછી મોટી બહેન વિધવા. આ પરિસ્થિતિ પર એમને વિરાગ આવી ગયો. અને યોગાયોગ એવો થયો કે ઘરથી એ બહાર નીકળ્યા તે કદી પાછા ફર્યા જ નહિ.

મુંબાઈમાં બેત્રણ દિવસપછી સરદારગૃહમાં પોતાના એક મિત્રને મળવા એ ગયા ત્યાં એક પંજાબી ગૃહસ્થની નજર તેમના પર પડી. આ ગૃહસ્થ પહેલાં યુગાંડા રેલવેમાં નોકરી હતા એમણે મુકુંદરાવને જોઈ યુગાંડા રેલવે પર જવા તે ખુશી છે કે કેમ એ પૂછી જોયું મુકુંદરાવ તો તૈયાર જ હતા બેત્રણ દિવસ પછી ઊપડનારી સ્ટીમર કૅનેડામાં સવાર થઈ પેલા પંજાબી ગૃહસ્થે આપેલા પત્ર સાથે તે આફ્રિકા તરફ રવાના થઇ ગયા મિત્રો પાસેથી જેમતેમ પૈસા ઉધરાવીને એ ગએલા મોમ્બાસા ઊતર્યાં ત્યારે ખીસામાં રોકડા આઠ આના હતા તેમાંથી થોડીક મકાઈ ને સીંગદાણા લઇ એણે ભૂખ ભાંગી.

પણ હવે આગળ પેટ કેમ ભરવું? કાનમાં સોનાની વાળી હતી તે વેચવા એ નીકળ્યા બેત્રણ ઠેકાણે બતાવી જોઈ, પણ સોનીઓએ ના પાડી એક ઠેકાણે તો સોનીની બૈરીએ જવાબ આપ્યો, 'ચાલ ચાલ ભિખારડા! કોઇનો ચોરીનો માલ વેચવા આવ્યો છે?' પણ બીજે દિવસે એ વાળી વેચાઈ ગઇ ને આફ્રિકામાં પહેલવહેલું જ પેટપૂર ભોજન એ પામ્યા પછી એ પગે એ નૈરોબી જવા નીકળ્યા. ત્યાં ડૉ. વિનોદ નામના એક મહારાષ્ટ્રીય ગૃહસ્થની સહાયથી એમને તાબડતોબ પચાસ રૂપિયાની નોકરી મળી ગઇ.

ઇ ૧૯૦૪માં મુકુંદરાવ 'કિંગ્ઝ આફ્રિકન રાયફલ'ની બીજી બૅટેલિયનમાં કારકુન તરીકે કામ કરતા હતા ત્યારે એ બૅટેલિયન ન્યાસાલૅન્ડમાં આવી અને એ જ ન્યાસાલૅન્ડમાંનો તેમનો પહેલો પ્રવેશ. ૬૦૦ માઇલ લંબાઈ ને ૨૦૦ માઈલ પહોળાઈના એ પ્રદેશમાં આજે પણ માત્ર ૧૪૦૦ હિંદી અને એટલા જ યુરોપિયનો વસે છે, તો આજથી ૩૫ વર્ષ પહેલાં તેની શી સ્થિતિ હશે તેની કલ્પના કરો.

ઈ ૧૯૦૭માં આ બૅટેલિયન પૂર્વ આફ્રિકા પાછી ગઈ. એ ત્રણ વર્ષમાં મુકુંદરાવે હોશિયાર કારકુન તરીકે સારી નામના મેળવેલી, એટલે તરત તેમને એક સ્વિસ પેઢીના જર્મન મૅનેજર ડૉઇસે રોકી લીધા

ડૉઇસ પાસે રહ્યા પછી બે વર્ષમાં જ કાકાસાહેબે (પછી આ જ નામથી મુકુંદરાવ મહારાષ્ટ્રીય મંડળમાં ઓળખાતા) નોકરી સાથોસાથ વેપારના શ્રીગણેશ માંડ્યા. ત્યાંના વેપાર અને હિંદુસ્તાનના વેપારમાં બહુ મોટો ફરક છે ન્યાસાલૅન્ડમાં જેને સારા વેપારી થવું હોય તેણે ત્યાંના દેશી લોકોની મરજી ખૂબ સંભાળવાની. એકાદ દુકાનદાર વિષે નેટિવ લોકોનો મત જરા પણ ઊતરતો થયો કે તેનું વેચાણ થોડા જ દિવસમાં શૂન્ય પર આવી જવાનું

ડૉઇસની સંગમાં રહી કાકાસાહેબનું અંગ્રેજી જ્ઞાન ખૂબ વધી ગયું બોલવુંચાલવું ને લખવું સઘળું અંગ્રેજીમાં જ થતું વળી વાંચવાનો પણ એમને ખૂબ શોખ હોઇ એથી પણ અંગ્રેજી જ્ઞાન વૃદ્ધિ પામ્યું અને મુંબાઈના વર્તમાનપત્રોમાં એ અંગ્રેજી લેખો પણ લખવા માંડ્યા વાચનનો આ વ્યાસંગ છેવટ સુધી ચાલુ રહ્યો હતો. તેમની ઑફિસના ટેબલ પર 'લંડન ટાઇમ્સ', 'ડેઇલી ટેલિગ્રાફ' 'મૅન્ચેસ્ટર ગાર્ડિયન' વગેરે વર્તમાનપત્રો અને 'ધ વર્લ્ડ રીવ્યૂ', 'જિઑગ્રાફિકલ મૅગેઝિન', 'સ્ટ્રૅન્ડ' ઇત્યાદિ માસિકોનો ઢગલો પડ્યો જ હોય.

૧૯૧૬ની આખરમાં ડૉઇસે પોતાના ધંધાની ઘણીખરી જવાબદારી કાકાસાહેબ પર નાખી દીધેલી કાકાસાહેબે કર્તવ્યપરાયણતાપૂર્વક એ જવાબદારી સંભાળી લીધેલી ન્યાસાલૅન્ડમાં વેપાર કરવા માટે જોઇતું સઘળું આવશ્યક જ્ઞાન એમણે મેળવી લીધેલું. દસ વર્ષના સહવાસથી યુરોપિયન, હિંદી અને નેટિવ લોકોના સ્વભાવથી એ

પૂરું માહિતગાર થયા હતા, અને સુંદર અંગ્રેજી બોલનારા એકમેવ હિંદી તરીકે સરકારમા એમની ખ્યાતિ હતી.

૧૯૧૭ની સાલમા યુદ્ધ અંગે સરકારે ડૉઈસની પેઢી પોતાના કબજામા લીધી, પરંતુ ૧૯૧૮ સુધી તેની વ્યવસ્થા કરવાનું કામ કાકાસાહેબને જ સોંપ્યુ. ૧૯૧૮ પછી થોડો વખત દૂધનો ધંધો ચલાવી ન્યાસાલૅન્ડની ઉત્તર બાજુએ જંગલમા એમણે દુકાન નાખી. આ દુકાનમાથી મેળવેલો હજારો રૂપિયાનો નફો ૧૯૨૧મા એમણે પોતાને ઘેર દેશમાં મોકલાવી આપેલો

૧૯૨૨થી કાકાસાહેબનો ભાગ્યોદય શરૂ થયો પોતાનો ધંધો એમણે ખૂબ વિસ્તારી મૂક્યો પરંતુ લક્ષ્મીનો વરદ હાથ પડ્યા છતા તે પોતાની ગરીબીના દિવસો ભૂલ્યા નહોતા એમને ઘેર નોકરી વિનાના અનેકો મહિનાના મહિના પડ્યા રહેતા. ન્યાસાલૅંડમા એવો એક પણ હિંદી માણસ નહિ હોય જે કાકાસાહેબના ઘેર ક્યારે ને ક્યારે જમ્યો કે રહ્યો ન હોય મુસલમાન લોકોનો પણ એમણે એટલો પ્રેમ સંપાદન કરેલો કે એ લોકો કહેતા 'દાદા તો હમારા પીર હય'

અને સરકારનો પણ કાકાસાહેબ પર એટલો બધો પ્રેમ હતો કે કોઈ પણ કમિટી કરવાની આવી, હિંદી વિભાગ આવ્યો કે એમ જી. પારેખનું નામ પહેલું હોય પછી તે ટાઉન કાઉન્સિલની સભા હોય, રૉયલ કમિશન આગળ સાક્ષી આપવાની હોય, રૅબર્ટ એલને ડિનર આપવાનુ હોય કે યુદ્ધથી વધેલા ભાવો 'કંટ્રોલ' કરવાની સમિતિ હોય ચીફ સેક્રેટરીથી માંડી પ્રૉવિન્શિયલ કમિશનર સુધીના સઘળા તેમની સલાહ લેતા પરંતુ આવા પરાક્રમીના પરાક્રમોનું, એમણે ભોગવેલા અનન્વિત કષ્ટોનું અંત કરણપૂર્વક કૌતુક કરનાર પ્રેમળ માણસ—એટલે કે પત્ની તેમને મળી નહિ આજીવન તે અવિવાહિત જ રહ્યા વય હતી ત્યારે પરિસ્થિતિ નહોતી અને પરિસ્થિતિ હતી ત્યારે વય વીતી ગએલી!

આમ પત્નીનો સાથ ન હોતા ઉદ્યોગ જ કાકાસાહેબને જીવનસર્વસ્વ હતુ સાંજના સાતથી બીજા દિવસની સવાર સુધીમાં ગ્રંથવાચનમાથી મળે એટલી જ એમની વિશ્રાંતિ કોઈ આજારી હોય, કોઈનુ ઑપરેશન કરાવવાનુ હોય કે કોઈને ત્યા પુત્રજન્મ થવાનો હોય એ સઘળાના ધામા કાકાસાહેબને ઘેર જ ત્યાની મહારાષ્ટ્રીય મંડળીને એ પિતૃસમાન પૂજ્ય ને આદરણીય થઈ રહેલા

સતત કામગીરીને પરિણામે ઇ. ૧૯૩૬મા એમને મધુમેહનો રોગ લાગુ પડ્યો એમને હિંદુસ્તાન પાછા ફરવાની ખૂબ ઈચ્છા હતી, પણ ધંધો એટલો બધો પથરાઈ ગયો હતો કે તે પાછા ન ફરી શક્યા ઇ ૧૯૩૯મા સરકારે એમને 'એમ બી ઇ'ની પદવી આપી એમનુ બહુમાન કર્યું ત્યારે તેમના ટેબલ પર સ્નેહીમિત્રોનાં અભિનંદનોના તારપત્રોનો આખો થોકડો એકઠો થએલો

ન્યાસાલૅન્ડમા કાકાસાહેબની ચાળીસ વખારો છે. તેમની ઇતર માલમત્તા હજારો પૌંડની થાય પોતાના વ્યવસાયની દેખરેખ કરવા સારૂ મોટરમા ફરતાં દર મહિને એક હજાર રૂપિયાનુ તો એમને પેટ્રોલનુ ખરચ થતુ!

મધુમેહની બીમારી ચાલુ હતી ત્યાં પાછુ ઍપેન્ડિસાઇટિસનુ ઑપરેશન કરાવવાનુ આવ્યુ અને આમ રોગોથી જીર્ણ બની ઈ ૧૯૩૯ના ડિસેમ્બરની ૧૭મી તારીખે એમણે જીવનલીલા સંકેલી લીધી. એમની પ્રેતયાત્રા સરકારી કચેરી નજીક આવતા એમના શબને 'ગાર્ડ ઑફ ઑનર' અપાયુ ને વાવટો 'હાફ માસ્ટ' કરવામા આવ્યો, જે માન માત્ર ગવર્નરને જ મળે છે ખીસામા આઠ આના સાથે ઊતરેલા દરિદ્રી મુકુંદનો આ ઉજ્જવલ અંત હતો (કિર્લોસ્કર)

## જહાંગીર–નૂરજહાં

હિંદી ઇતિહાસ કમનસીબે કેટલી યે ખોટી હકીકતોથી ભરપૂર વાચવા મળે છે જોકે હવે તો વિદેશી ઇતિહાસકારોએ કરેલી ભૂલે પકડાતી જાય છે દાખલા તરીકે કલકત્તાના કારાગૃહની વિતકના જુઠાણા વિષે હવે કોઈને શકા રહી નથી. આવી અનેક ગેરસમજૂતીઓ અને અસત્ય હકીકતોમાની એક બાદશાહ જહાંગીરની જીવનકથાના જડાઈ ગઈ છે આપણે બધા યે માનતા આવ્યા છીએ કે અકબર બાદશાહની હયાતીમા જ શાહજાદો સલીમ મહેરુન્નિસાના પ્રેમમા પડ્યો હતો, પણ અકબરને આ વાત પસંદ ન હોવાથી એણે અલી કુલીખાન સાથે મહેરુન્નિસાને પરણાવી દીધી. આ અલીકુલીખાન એક બહાદુર ઈરાની ઉમરાવ હતો. ગાદીએ આવતાં જ જહાંગીરે એનુ ખૂન કરાવી વિધવા મહેરુન્નિસા પાસે લગ્નની માગણી કરી પહેલા તો મહેરુન્નિસા ખૂબ ગુસ્સે થઈ, પણ પાછળથી નરમ બની હા પાડી

પણ વધારે ઊંડા ઊતરી તથા મળતા પુરાવાઓની વ્યાજબી કિંમત આંકી કશા યે પૂર્વગ્રહ વિના જો ઇતિહાસકાર સત્ય શોધવા બેસે તો ઉપરની વિગત ખોટી માલૂમ પડે છે, કેમકે કોઈ પણ સમકાલીન લખાણમા કે દફતરમા આનો પુરાવો મળ્યો નથી બલ્કે ઈકબાલનામા અને મઆસીર–ઈ–જહાંગીરી વગેરે તાત્કાલીન લખાણોમાથી નીચેની હકીકત જાણવા મળે છે

અકબરની ઠઠ્ઠાની લડાઈમા અલીકુલીખાને ઘણી જ બહાદુરી અને હોશિયારીથી બાદશાહનુ મન જીતી લીધુ અને ઈ સ. ૧૫૯૪મા મનસબદારી મેળવી ત્યાર પછી થોડા વખતમા જ દરબારના એક મોટા મનસબ મીરઝા ઘિયાસબેગની પુત્રી મહેરુન્નિસા સાથે એણે શાદી કરી ઈ સ ૧૫૯૯મા શાહજાદા સલીમને મેવાડની કામગીરી પર મોકલવામા આવ્યો હતો. લડાઈમા ઘણી જ કુશળતાથી એણે સલીમને ખુશ કરી દીધો અને એક વાઘના શિકારમા બહાદુરી બતાવી શેર અફઘાનનુ બિરુદ મેળવવા તે ભાગ્યશાળી થયો.

આ પછી અકબર અને જહાંગીર વચ્ચે જે અણબનાવ થયો તેમા શેર અફઘાને બાદશાહનો પક્ષ લેવાથી એનો સલીમ સાથેનો સબંધ બગડ્યો હોવાનો સંભવ છે પણ જહાંગીરે તો ગાદીએ આવતા જ પોતાના વિરોધીઓને માફી બક્ષી અને શેર અફઘાનને બર્દવાનની જાગીર બક્ષી ત્યા મોકલ્યો તે વખતે બંગાળામા કેટલાક અસંતુષ્ટ અફઘાનોનુ જોર વધ્યુ હતુ અને શેર અફઘાનની વફાદારી માટે પણ દિલ્હીમા શકા ઉપસ્થિત થઈ. આથી એને સતોષી, સમજાવી પાછો દિલ્હી લાવવાનુ કામ કુતબુદ્દીનને સોંપવામાં આવ્યુ આખરી ઉપાય તરીકે જરૂરી શિક્ષા કરવાની સત્તા પણ તેને આપવામાં આવી હતી કોઈ રીતે જ્યારે શેર અફઘાન માન્યો નહિ ત્યારે એને પકડવાના ઇરાદાથી કુતબુદ્દીને એને મળવા બોલાવ્યો બે નોકર સાથે શેર અફઘાન ગયો એટલે અગાઉથી સતાડી રાખેલા સીપાહીઓએ એને પકડ્યો. ગુસ્સે થઈ શેર અફઘાને કુતબુદ્દીન ઉપર તલવારથી જબ્બર ઘા કર્યો એટલે સીપાહીઓએ બડખોર ખાનને ઘેરી લઈ ટુકડા કરી મારી નાખ્યો (ઈ સ ૧૬૦૭) કુતબુદ્દીન પણ આ ઘાથી મરી ગયો

પોતાના પરમપ્રિય મિત્રરૂપ કુતબુદ્દીનના મૃત્યુથી બાદશાહને ઘણું દુ ખ થયુ. એણે શેર અફઘાનની વિધવા મહેરુન્નિસા અને પુત્રી લાડલીબેગમને દરબારમા બોલાવી લીધા, કેમકે દિલ્હીમાં મહેરુન્નિસાનો બાપ ઇતમાદ–ઉદ્દૌલા મોટો મનસબદ હતો રાજમાતા સુલતાના સલીમા બેગમની પરિચારિકા તરીકે એને મહેલમા કામગીરી મળી

લગભગ ચાર વર્ષ પછી, ઈ સ. ૧૬૧૧ના માર્ચ માસમા એ એક વખત જહાંગીરની નજરે ચડી ત્યારથી બાદશાહનુ દિલ એના તરફ

એટલું બધું ખેંચાવા લાગ્યું કે મે માસના અંતમાં તો પાદશાહે એની સાથે શાદી પણ કરી લીધી.

અકબરની હયાતીમાં જ એક વચ્ચે પ્રેમ ઉદ્‌ભવ્યો હતો અને ગાદીએ આવતાં પોતાના માર્ગમાં આડખીલી રૂપ શેર અફઘાનનું ખૂન કરાવવાનું હીચકારું કૃત્ય જહાંગીરે કર્યું હતું એવું તત્કાલીન કોઈ ઇતિહાસકાર કહેતો નથી, એટલું જ નહિ પણ સમકાલીન કોઈ પરદેશીના બયાનમાં પણ એવું જડતું નથી.

સર ટૉમસ રો, હૉકિન્સ, ટેરી વગેરે વર્ષો સુધી જહાંગીરના દરબારમાં હતા અને મોગલ રાજનીતિ તેમજ મોગલ રાજમહેલનું પ્રત્યક્ષ જ્ઞાન ધરાવતા હતા. તેઓએ પણ જહાંગીર વિષે અનેક બૂરી વાતો સાંભળી હતી અને મોગલ દરબારના ચિત્રમાં શ્યામ રંગ પૂરવામાં કાંઈ કચાશ રાખી નથી; તોપણ એમાંના કોઈએ પણ શેર અફઘાનના ખૂનના કાવત્રાની કે જહાંગીર અને મહેરુન્નિસા વચ્ચેના જૂના પ્રેમની વિગત આપી નથી આ જાતનું કલંક જગબત્રીસીએ ચઢતા વાર લાગતી નથી, અને રાજા વિષે તો આવી વાતો જનસમુદાયને ઉશ્કેરવાને પૂરતી છે. આવા પ્રસંગોને તો લોક વિવિધ રંગે રંગીને હોય તેથી પણ વધારે ખરાબ સ્વરૂપમાં રજૂ કરી બેસે છે જહાંગીરના સમકાલીન દેશી કે પરદેશી ઇતિહાસકારો, દરબારીઓ વગેરેનાં લખાણો આ કલંકકથા નથી આપતાં એ સ્પષ્ટ સૂચવે છે કે દિલ્હીનો શાહ નિર્દોષ હતો.

ઊંડા ઊતરી આ કિસ્સાની વિગતો તપાસીએ તો જણાશે કે એમાં અસંગત અને અશક્ય હકીકતો મેળવાઈ છે પહેલાં તો, સલીમ અને મહેરુન્નિસા વચ્ચેના પ્રેમમાં અકબર જેવો ઠરેલ, બુદ્ધિશાળી રાજનીતિજ્ઞ રુકાવટ કરે અને મહેરુન્નિસાને બીજા સાથે પરણાવી દે એ માની શકાય નહિ; કેમકે મહેરુન્નિસા પોતાના જમાનાની એક અતીવ ચતુર અને ઉમદા કુટુંબની કન્યકા હતી. એની સાથેના લગ્નમાં અકબરને વાંધો પાડવાને કોઈ કારણ નહોતું બીજું, શેર અફઘાનના ખૂનમાં જહાંગીરનો હાથ હતો એમ માનીએ તો જહાંગીરને એવું કાવત્રું કરવાની જરૂર જ જણાતી નથી, કેમકે અકબર અને સલીમ વચ્ચેના ખટરાગના પ્રસંગે શેર અફઘાને અકબરનો પક્ષ લીધો હતો, એટલે ગાદીએ આવી માફી આપવાને બદલે જહાંગીર એને સહેલાઈથી દેહાંતશિક્ષા કરમાવી શકત. સૌથી વધુ અગત્યની વાત તો એ છે કે જો મહેરુન્નિસા એમ માનતી હોત કે જહાંગીર પોતે શેર અફઘાનના ખૂન માટે જવાબદાર છે, તો એના જેવા સ્વભાવની સ્ત્રી પાદશાહ સાથે લગ્ન કરવા કદી પણ તૈયાર ન થાત. વળી એ જમાનો એવો હતો કે પાદશાહનો બોલ ઉથાપવો એ રમત વાત નહોતી, એટલે મહેરુન્નિસાએ શરૂઆતમાં ના કહી અને પછીથી નરમ થઈ એ પણ ઓછું સંભવિત છે; કેમકે મહેરુન્નિસાને મનાવવામાં ચાર વર્ષના લાંબા ગાળા સુધી જહાંગીરને થોભવું પડે એમ નહોતું.

અબુલફઝલનું ખૂન કરાવવામાં જવાબદાર ગણાતા સલીમને ગાદીએ આવીને શેર અફઘાનનું ખૂન કરાવવું એ રમત વાત હતી. પણ જે વાતને કોઈ જાતનો આધાર મળે નહિ તેને સ્વીકારી શકાય નહિ. વળી ખુદ જહાંગીરે લખેલી નોંધમાં પણ પોતે પોતાના લગ્નનો બચાવ કરવા કે શેર અફઘાનના ખૂન બાબતમાં કોઈ ખુલાસો કરવા પ્રયાસ કર્યો નથી એ સૂચવે છે કે તે વખતે જહાંગીર ઉપર આવો આરોપ મુકાયો પણ નહોતો.

જહાંગીર અને નૂરજહાંની જગપ્રસિદ્ધ પ્રેમકહાણીમાં આ કાળી ટીલી ચોડવાનું કાર્ય તો જહાંગીર પછી લગભગ બે પેઢી વીત્યે થયું પછી તો એમાં જરૂરી સુધારાવધારા સાથે એને દરેક અનુગામી ઇતિહાસકારે અપનાવવા માંડી.

સદ્‌ભાગ્યે અલ્લાહાબાદ યુનિવર્સિટીના પ્રોફેસર વેણીપ્રસાદે થોડાંક વર્ષો પહેલાં આ આખાયે કિસ્સાને ઝીણવટથી ફરી તપાસી જોયો અને ઉપર મુજબનો નિર્ણય બાંધી આપ્યો. પણ કમનસીબે હજુ યે કેટલાંક પાઠ્ય પુસ્તકોમાંથી આ જૂની માન્યતા કાઢી નાખવામાં આવી નથી એ શોચનીય છે. —રામદાસ

## વાયરાનાં ગતિમાન

પાન હાલે, ધજા ફડફડે, કાગળ ઊડે, ધૂળ વાદળ રચે, વંટોળ ચઢે કે 'વા વાય ને નળિયું ખસે' એવે વખતે વાયુની ગતિ જાણવાને માટે ઘડાએલા સરળ નિયમ આ પ્રમાણે છે :

(ક) દર કલાકે એક માઈલથી ઓછી ઝડપે પવન વાતો હોય ત્યારે ધુમાડો સીધી લીટીમાં કાટખૂણે ઊંચે ચડે છે

(ખ) એકથી ત્રણ માઈલની ઝડપે પવન વહેતો હોય ત્યારે ધૂમ્રશિખા આમતેમ આડીઅવળી સર્પાકારે હાલે છે, પણ એક તરફ વળી જતી નથી

(ગ) ચારથી સાત માઈલની ગતિવાળો પવન આપણા મો પર લાગતો હોય એમ જણાય એટલી ગતિ હોય ત્યારે વૃક્ષનાં પત્રો સળવળે છે અને પવનની દિશા તરફ ઢળે છે.

(ઘ) કલાકે આઠથી બાર માઈલની ગતિવાળો વા વૃક્ષનાં પત્રો અને નાના રોપને અવિરત હલાવે છે અને નાના ધ્વજોને ફેલાવે છે

(ઙ) તેરથી અઢાર માઈલ જેટલા પવનના વેગમાં ધૂળ અને કાગળના ટુકડા ઊડવા માંડે છે તથા ઝાડની નાની ડાળીઓ હાલે છે.

(ચ) ઓગણીસથી ચોવીસ માઈલની ઝડપવાળું પવનનું મોજું વાય ત્યારે નાનાં પર્ણવાળાં તરુઓ આખાં ધીરેથી ડોલવા માંડે ને તળાવ સરોવરનાં બંધિયાર પાણીમાં અર્ધચંદ્રાકારી કુંડાળાં ઊપજે

(છ) પચીસથી એકત્રીસ માઈલની ત્વરાવાળો મરુત હોય ત્યારે ઝાડની મોટી ડાળીઓ હાલવા માંડે અને ટેલિગ્રાફના તારોમાંથી સીટી બજતી હોય એવો અવાજ આવે આટલી ત્વરિત ગતિમાં છત્રી ખુલ્લી રાખવી મુશ્કેલ બને.

(જ) જ્યારે બત્રીસથી આડત્રીસ માઈલની ગતિએ વાયરો વાવા મંડે ત્યારે આખાં વૃક્ષો ગતિમાન બને અને પવનની સામેની દિશામાં જનારની ગતિ રોકાય

(ઝ) કલાકે ઓગણચાલીસથી ચોપન માઈલની ત્વરાથી ફૂંકાતો મરુત શાસ્ત્રીય બાનીમાં વાવાઝોડા તરીકે ઓળખાય છે કલાકના છેતાળીસ માઈલની ગતિવાળા વાવાઝોડાથી વૃક્ષની ડાળીઓ ભાંગી નીચે પડે છે પરંતુ એથી વધારે ગતિમાન અને બળવાન વાવાઝોડું હોય તો બાંધકામમાં થોડુંઘણું નુકસાન પહોંચે, જેમકે ધુમાડિયાનાં મથાળાં અને છાપરાનાં ચોરસ નળિયાં કે પતરાંને ઉડાવી મૂકે.

(ટ) વાયુની ગતિ જવલ્લે જ પંચાવનથી પચોતેર માઈલે પહોંચે છે. એટલી ગતિવાળા વાતને ઝંઝાવાતનું નામ અપાય છે. વાવાઝોડાની ગતિ ૫૫થી ૬૩ માઈલની હોય ત્યારે વૃક્ષોને મૂળમાંથી ઉખેડી નાખવાની તથા ઈમારતોને પણ નુકસાન કરવાની શક્તિ એ ધરાવે છે. ૬૪થી ૭૫ માઈલની ગતિ હોય તો ખૂબ વિસ્તારમાં નુકસાન પહોંચે પરંતુ આવી ગતિ અતિ વિરલ હોય છે.

(ઠ) મહા ઝંઝાવાતની ગતિ કલાકના ૭૫ માઈલ કરતાં યે વધારે ત્વરિત હોય છે. એની ભયાનકતા તો તે જ વર્ણવી શકે કે જે એવા અનુભવમાંથી જીવતો બચવા પામ્યો હોય.

આ નિયમો યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકાના ખેતીવાડીખાતાના વાયુચક્રશાસ્ત્રીએ બહાર પાડ્યા છે. —મ. દ. દેસાઈ

## આઈસલૅન્ડ

યુરોપના ઈશાન ખૂણામાં આવેલા આ ટાપુ ઉપર ઇ. ૮૫૦માં નૉર્વેના વાઇકિંગ લોકોએ વસવાટ આરંભ્યો ત્યાર પહેલાં કેટલાક આયરિશ લોકો ત્યાં વસતા હતા. ઇ. ૧૨૮૦માં નૉર્વે, સ્વીડન અને ડેનમાર્ક ત્રણે એક રાજાના શાસન હેઠળ આવ્યા. સો વરસ રહીને નૉર્વે અને સ્વીડનનું તથા આઇસલૅન્ડ અને ડેનમાર્કનુ એમ બને જુદાં રાજ્યો થઈ ગયાં. પછી આઇસલૅન્ડે પણ વખત જતાં આઝાદીની ચળવળ ઉપાડી અને ૩૦ વરસની ચળવળ પછી ઇ. ૧૮૭૪માં ડેનમાર્કે તેને 'હોમરૂલ' આપ્યું. ઇ. ૧૯૧૮માં અમુક રીતે ડેનમાર્કથી સલગ્ન છતાં સ્વતંત્ર રાજ્ય તરીકે આઈસલૅન્ડ જાહેર થયું. ડેનમાર્કના એ વર્ચસ્વની મુદત પૂરી થતાં જ યુનાઇટેડ સ્ટેટ્સે આઇસલૅન્ડના સ્વતંત્ર પ્રતિનિધિને માન્ય રાખેલો, પરંતુ હાલમાં તો ચાલુ યુદ્ધને અંગે બ્રિટને તે પર વર્ચસ્વ જમાવ્યું છે.

છેલ્લાં ૫૦ વરસથી આઈસલૅન્ડનો વિકાસ થવા માંડ્યો છે, પણ કિનારાને બાદ કરતાં અંદરના ભાગમાં ત્યાં યે રસ્તા નથી. શહેરોમાં થોડીઘણી મોટરો છે, પરંતુ રેલવે બિલકુલ ન હોઈ, બધી મુસાફરી ઘોડાથી જ કરવી પડે છે. એના એકેએક બંદર પર સ્ટીમર નાંગરી શકે છે અને ઘણીખરી મુસાફરી ફિયેરોં મારફત જલમાર્ગે જ થાય છે. વસતિનો મોટો ભાગ માછીમારોનો ધંધો કરતો હોઇ માછલાં, માછલાંનું તેલ અને વ્હેલની ઉત્પન્નની મુખ્ય નિકાસ છે. વેપાર બધો ડેનમાર્ક, બ્રિટન, નૉર્વે અને સ્વીડન સાથે છે. ઊન, ચામડાં અને જીવતાં ઘેટાં તથા ઘોડાની પણ નિકાસ થાય છે. કાંતણ અને વણાટ ત્યાંનો મુખ્ય ઉદ્યોગ છે.

પળાતાં જનાવરો ઉપરાંત જંગલી જનાવરોમાં લોંકડી મુખ્ય છે. એ ઘેટાંનો નાશ કરતી હોવાથી તથા તેની ચામડી કીમતી હોવાથી તેનો પુષ્કળ પ્રમાણમાં શિકાર કરવામાં આવે છે. જલપક્ષીઓની જુદીજુદી ૫૦ જાતો થાય છે. સામન, કૉડ વગેરે માછલીઓ ઉપરાંત આસપાસના દરિયામાં વ્હેલો પણ ખૂબ થાય છે, અને ગ્રીનલૅન્ડથી ધસતા બરફ પર સવાર થઇ ક્યારેક ધ્રુવરીંછો પણ આવી પહોંચે છે. ઇ. ૧૭૭૦થી રેનડીઅરો યાં દાખલ કરવામાં આવ્યાં છે.

ઉત્તર આટલાંટિકમાં સ્કૉટલાંડથી ૫૦૦ માઈલ અને ગ્રીનલૅંડથી ૨૫૦ માઈલના અંતર પર ધ્રુવવૃત્તને સ્પર્શતા ઊભેલા આ ટાપુનું ક્ષેત્રફળ ૪૦,૦૦૦ ચોરસ માઇલનું એટલે કે આપણા મુંબાઇ ઇલાકાના ત્રીજા ભાગનું છે. આ ટાપુનો ઉદ્ભવ જ્વાળામુખિક ઉત્પાતોને આભારી છે અને અંગાર ખડકો (Volcanic rocks)થી તે છવાયેલો છે. એના અંતરાળમાં ખડકાળ અને નિર્જન ઉચ્ચપ્રદેશ આવેલો છે. જ્વાળામુખીઓનો ઉત્પાત હવે બહુ નથી રહ્યો પણ ધરતીકંપો થયા કરે છે. ગરમ ઝરણાં ટાપુના એકેએક ભાગમાં મળી આવે છે.

ધ્રુવવૃત્તને સ્પર્શતો ઊભો હોવાથી આ ટાપુનું હવામાન આપણે ખૂબ ઠંડુ ધારીએ, પણ 'ગલ્ફ સ્ટ્રીમ'ને લીધે એમ નથી બનવા પામતું. જોકે અંદરના ઉચ્ચપ્રદેશ પર તો ખૂબ ઠંડી રહે છે. શિયાળામાં તોફાન પણ થવા પામે છે. એના ક્ષેત્રફળનો ૧૩ ટકા ભાગ બરફથી ઢંકાએલો જ રહે છે. ક્યારેક કોઈ જ્વાળામુખી ફાટે ત્યારે આ બરફ ઓગળી ભયંકર પૂર આણી દે છે. ઝડપી પ્રવાહની કેટલીક નદીઓ અને ધોધ પણ ત્યાં આવેલા છે અને હવા તો એટલી સ્વચ્છ છે કે ૧૦૦ માઈલ પરના ડુંગરા જોઈ શકાય છે.

વસતિ બહુ આછી છે—૧,૦૮,૯૦૦ લોકોની, એટલેકે દર ચોરસ માઇલે ૨ કે ૩ માણસની. એના રાજધાનીના શહેર રેકજાવિકની વસતિ ૨૨૦૦૦ની છે. પણ એ આછી વસતિમાં યે નિરક્ષરતાનું તો નામનિશાન નથી. જબરા વાચનારા તરીકે ત્યાંના લોકો પહેલેથી જ પ્રખ્યાત છે. એમની ભાષા ખૂબ પુરાણી છે અને આજની જર્મન ભાષા જેમાંથી વિકાસ પામી છે એ ગૉથિક ભાષાને જ મળતી છે. એની પાર્લામેન્ટ દુનિયામાં જૂનામાં જૂની એ પ્રકારની રાજસભા ગણાતી હોઇ, યોગ્ય રીતે જ આઇસલૅન્ડ 'પાર્લામેન્ટના માતૃદેશ'નું અભિધાન પામ્યું છે.

## મંગળનું રહસ્ય

આપણા સૌર જગતમાં મંગળના જેટલું કુતૂહલ ભાગ્યે જ બીજે કોઇ ગ્રહ જન્માવતો હશે. આપણી પૃથ્વી સાથે અનેકરીતે તે મળતો છે. એ નથી પ્રવાહી સ્વરૂપે કે નથી વાયુ સ્વરૂપે. એના નક્કર સ્વરૂપ પર ચોક્કસ નિશાનીઓ પણ દેખાય છે. આપણી પૃથ્વી પેઠે તેને વાતાવરણ પણ છે, અને જોકે તેનું વરસ આપણા બે વરસ જેવડું છે, છતાં તેનો દિવસ લગભગ આપણા દિવસ જેટલો જ લાંબો છે, ને આપણી પૃથ્વીની ધરી જેવો જ ઢાળ તેની ધરી પરાવર્તી હોવાથી આપણા જેટલા જ શિયાળા ઉનાળા ત્યાં રહે છે. પરંતુ કદમાં તે ઘણો નાનો છે. પૃથ્વીની ફરતે રેખા ૭૯૦૦ માઇલ છે, જ્યારે મંગળની ૪૨૦૦ માઈલની. એનું ગુરુત્વાકર્ષણ આપણી પૃથ્વીના કરતાં બે પંચમાંશ જ છે. એનો અર્થ એ થયો કે અહીં ૨૦ ફૂટ કૂદતાં જે શ્રમ પડે એટલા શ્રમથી મંગળ પર ૫૦ ફૂટ કૂદી શકાય.

મંગળ પરનું વાતાવરણ આપણી પૃથ્વી જેવું ઘટ્ટ નહિ પણ પાતળું હોઈ તેનું દબાણ આપણા વાતાવરણના ચોથા ભાગનું જ છે. વળી પૃથ્વી કરતાં સૂર્યથી દૂર આવેલો હોઈ તે આપણા કરતાં સૂર્યનો ઓછો પ્રકાશ મેળવે છે. છતાં તેના પાતળા વાતાવરણને લઈ દિવસે ત્યાંની ગરમી ૫૦° ફારનહાઇટ પર પહોંચે છે, જ્યારે રાતે હિમના ૧૪૪ અંશ (144 deg. of frost) પર પહોંચે છે.

આ બધી હકીકતો ધ્યાનમાં લેતાં મંગળ પર જીવસૃષ્ટિ સંભવી શકે ખરી? જીવસૃષ્ટિ એટલે માત્ર વનસ્પતિ જ કહેવાનો આપણો ભાવાર્થ હોય તો તે વાજબી છે; પણ બીજી કોઈ પ્રાણીસૃષ્ટિ કે માનવજીવન માટે ચોક્કસ મત ન આપી શકાય. તેના પર બીજી કોઈ જીવસૃષ્ટિ હોય તો યે આપણાથી જુદી જ રીતે વિકસિત થઇ હોય અને ત્યાંની હવામાનની આત્યંતિકતા બરદાસ્ત કરવા સુરક્ષિત નિવાસોમાં કે જમીનની તળે જ વસતી હોય.

સ્વચ્છ વાતાવરણમાં કોઇ નાના દૂરબીનથી જોતાં યે મંગળના ધ્રુવપ્રદેશ પરના હિમટોપો દેખાઈ આવશે, જેનું કદ મંગળના શિયાળાની શીતતા પ્રમાણે વધેઘટે છે. એ સિવાય કેટલાક ઑર ખમુ એની સપાટી પર દેખાઇ આવશે. બીજા કોઈ ગ્રહ પર આવા આકા



મંગળના ગ્રહ ઉપર જુદે જુદે સમયે જે જે આકૃતિઓ જણાય છે તે બધી એકઠી કરીને ઉપરનાં તેના બે પાસાના બે ચિત્રોમાં આલેખેલી છે. એ સઘળી એકીસાથે તો કદી દેખાતી જ નથી

નથી દેખાતાં. ચળકતા નારંગી રંગના એ ગ્રહ પર દક્ષિણ ગોળાર્ધમાં કેટલાક લીલા રંગના વિસ્તારો દેખાય છે ઉપર્યુક્ત આકારોને કોઈ નહેરો તરીકે ગણે છે તો કોઇ વળી મંગળ પર વસતા આપણા કરતા સવિશેષ બુદ્ધિમાન પ્રાણીઓએ બીજા ગ્રહ સાથે સંદેશા ચલાવવા માટે ઊભી કરેલી જબરી યોજના રૂપલેખે છે.

## બાળકો અને શીતળા

શીતળા નામની એક માતાને આપણા લોકો માને છે. તે માતા બાળકોને એક દરદ રૂપે પેદા થાય છે, અથવા એમ કહીએ કે બાળકોના શરીરે એક જાતનું દરદ પેદા કરે છે, એવી આપણા લોકોની માન્યતા છે. પણ આ માન્યતા તદ્દન પાયા વિનાની છે જે માતા હોય એ બહુ લાગણીવાળી હોય એટલે એ બાળકોને કોઇ જીવલેણ દરદ પેદા કરે તે આપણે માની શકીએ જ નહિ એ ચોખ્ખી દીવા જેવી વાત છે આપણે જે દેવીને જગતની માતા રૂપે કલ્પી કે બાળકોની માતા રૂપે કલ્પી, તે જ દેવી પાછી બાળકોને જીવલેણ દરદ પણ પેદા કરે એમ કેમ માનવામા આવે?

તેમ છતા આપણે ત્યા ૯૫ ટકા લોકો આમ જ માને છે બાળકોને આ દરદ થાય એટલે તેઓ તેને માતા સ્વરૂપે માને છે. તેઓનો વાસો જોવા દેતા નથી, કેમકે માતાજીનો વાસો ન જોવાય એમ કહે છે. તેનું ઔષધ કંઇ કરતા નથી, તેના લુગડા ધોતા નથી અને બાળકને તદ્દન ગંદુ જ રાખે છે નવમો દિવસ થયા પછી ગમે તેવા માતાના દાણા હોય તોપણ શીતળામાતાને મંદિરે પગે લગાડવા લઈ જાય છે, ભલેને પછી એ મંદિર પાંચ દસ માઈલ દૂર હોય અને ભલેને પછી પેલુ બાળક રસ્તામા જ મરણશરણ થાય! માતા નીકળે એટલે પછી કુલાચાર પ્રમાણે ઘરડી ડોશીઓ કહે તેમ જ થઈ શકે, એમા વૈદ્ય ડૉક્ટરનું કાંઇ કામ જ આવે નહિ હા, ઉપલા ઉપાયો સિવાય બ્રાહ્મણો પાસે શીતળાના મંત્રો જપાવે ખરા!

આ વસ્તુસ્થિતિ બહુ ભયંકર છે. હિંદુસ્તાનમા હજારો બાળકો આ દરદથી માર્યા જાય છે ખૂબે તો આ એક જાતનું દરદ જ છે. આયુર્વેદમાં તેને મસૂરિકા કહે છે. આ દરદ લોહીમા ગરમીનુ પ્રમાણ વધી જવાથી કે ગરમીથી લોહીની વિકૃતિ થવાથી પેદા થાય છે એમ આયુર્વેદ માને છે પણ હાલ થોડા વર્ષ પહેલા તો આના જંતુઓ શોધાયા છે અને ચેપી દરદ તરીકે શાસ્ત્રીયરીતે સિદ્ધ કરેલ છે એ મહેનત પાશ્ચિમાત્ય ડૉક્ટરોની છે. તેઓએ આ જ્વરથી તેની રસી પણ તૈયાર કરી, તે રસી લોહીમા આપી તે દરદ અટકાવવાનો પણ એક સિદ્ધ ઉપાય શોધી કાઢયો છે તેને અંગ્રેજીમા વૅક્સીનેશન કહે છે, અને ગુજરાતીમા માતા કઢાવવા એમ કહે છે આ ઉપાયથી શીતળા ત્રણ વર્ષ સુધી તો ન જ નીકળે એ વાત ચોક્કસ મનાય છે પછી દર ત્રણ વર્ષે શીતળા કઢાવવા જોઇએ મોટી ઉમરે તો આ રોગ ક્વચિત્ જ લાગુ પડે છે. બહુ તો ૧૦ વર્ષના બાળક હોય ત્યા સુધી વધુ ભય છે, ૧૦થી ૧૫ સામાન્ય ભય, ૧૫થી ૨૦ સેંકડે પાંચ ટકા જ અને ૨૦થી મોટી ઉમરનાઓને તો પણ તે અપવાદ રૂપ જ થઇ આવે છે

પણ જો આયુર્વેદમાં પણ આને દરદ ગણવામાં આવે છે તો આ શીતળા માતા તરીકે ક્યારથી મનાવા લાગી? અને માણસોનાં હૃદયમા આટલે ઊંડે કેવી રીતે પેસી ગઇ? આપણે જરૂર વિચારવું જોઇએ.

આયુર્વેદના ચરક, સુશ્રુત અને વાગ્ભટ નામના ત્રણ મોટા અને જૂના ગ્રંથોમા તો જાણે ક્યાંય આ ગધેડાના વાહનવાળી શીતળામાતા શોધી જડતી નથી આ ગ્રંથો એક હજાર વર્ષ પહેલા બનેલા છે એમ ઇતિહાસસમાલોચકો કહે છે. કોઈ સ્મૃતિમા પણ શીતળા નથી કોઈ વેદમાં તો ન જ હોય,—નથી. માત્ર પુરાણો રચાયાના જમાના બાદ જ્યારે બધા લોકો સંસ્કૃતમા કંઇ પણ લખીને પ્રમાણ મનાવવા માંડયા તે પછી ઘણા કાળે એટલે લગભગ ૫૦૦ વર્ષ ઉપર આ દરદને માતા તરીકે કલ્પવામા આવ્યું ભાવપ્રકાશ નામનો વૈદક ગ્રંથ કે જે અકબર બાદશાહના વખતમા બનેલો છે, તેમા આ શીતળામાતા સ્ટેજ પર આવે છે ખરી. જોકે ગ્રંથકાર મૂળ મસૂરિકા દરદનું જુદું જ નિદાન અને ઉપાયો બતાવે છે, તોપણ શીતળામાતાના આ વેશવાળી પણ મસૂરિકા થાય છે એમ કહી ભગમા પડે છે ખરો! એ વખત પહેલા મારા જેવા સંસ્કૃત જાણનારા બ્રાહ્મણોએ પુરાણોમાં શીતળાને ઘુસાડી દીધેલી હશે! કા તો બ્રાહ્મણોએ જાણીબૂઝીને કર્યું હશે, કા તો એ લોકો પોતે જ અબુજ હશે, પરતુ પહેલી વાત વધારે સાચી લાગે છે જ્યારે માણસના હાથમાં સત્તા આવે છે ત્યારે તે જરૂર તેનો દુરુપયોગ કરે છે બ્રાહ્મણોના હાથમા સત્તા હતી એટલે તેઓ જેમ માણસોને દોરતા તેમ ચાલતુ તેમના વડવાઓએ તો સમાજની સારી સેવા કરી, પણ પાછળથી બ્રાહ્મણોએ સત્તાના મદમા તપ અને સંયમ મૂકી દીધા એટલે પછી પુરાણના જમાનામાં પેટ સારૂ આવા ધધા કરવા માંડ્યા એમ ઘણા પુરાણો જોવાથી સમજાય છે.

આયુર્વેદકાળમા જોકે શીતળાના કોઇ જંતુઓ શોધાયા નહોતા પણ તેના ઉપાયો તો બરાબર શોધાયા હતા, અને તેને સાંસર્ગિક વ્યાધિ એટલે કે ચેપી રોગ તરીકે તો જરૂર સ્વીકારવામા આવેલો. આર્ય વૈદકશાસ્ત્રોમા તેના જે ઉપાયો બતાવ્યા છે તે કેટલા પ્રમાણમાં સાચા છે એ તો આજે પ્રયોગો કર્યા પહેલા કહેવું સાહસ માત્ર છે, તોપણ આગળના લોકોના અખતરા મોટે ભાગે સારાં પરિણામો લાવતા એમ મને પણ પાંચ વર્ષના અનુભવથી દેખાય છે. એવા થોડાએક ઉપાયો અહીં હું બતાવુ છુ.

શીતળાના વાયરા ચાલતા હોય ત્યારે તે ન થાય તે માટે ઉપાય:

(૧) લીંબોડી ૨, બહેડાના બીજ ૨, હળદરનો ગાંઠિયો ૧. આ બધાને વાટી ઠંડા પાણીમા રોજ સવારે પી જવા

(૨) મધ સાથે દરરોજ બે વાલ જેઠીમધ આપવુ

આ ચીજો લેવાથી શીતળા નીકળતા જ નથી.

જેને શીતળા નીકળે તેના માટે જેઠીમધનો ભૂકો બે વાલ અને મધ જોઇએ તેટલુ લઇ તેમા મેળવી દિવસમા ત્રણ વખત ચાટવા આપવુ આથી ખૂબ ચઢેલો શીતળાનો તાવ તરત જ ઊતરી જશે અને ૧૦૦ ડિગ્રી ટેમ્પરેચર આવી જશે. દરદીને આથી પીડા થશે નહિ અને શીતળા બહુ સહેલાઈથી નીકળી આવશે. દાણા પણ જલદી પોંકશે અને ઓછા નીકળશે મેં એક દરદીને જેઠીમધ શરૂઆતમા જ આપવા માંડેલુ તેને શીતળાના દાણા માત્ર આખા શરીરમા મળી કુલ ૧૦૦ નીકળ્યા હતા, અને ૧૨ દિવસમા તો તે બધા પાકીને સુકાઈ ગયા હતા. બીજા લગભગ સોએક દરદીઓ ઉપર આ ઉપાય મેં અજમાવ્યો છે અને બધામા સફળ થયો છુ.

શીતળાના દાણા પાકે ત્યારે તેમાંથી પાણી નીકળે તો શંખજીરૂ વાટી તેનો ભૂકો છાંટવો. તે સુકાતા ન હોય તો ખૂંપેલ તેલ તોલા ૧૦ લઈ તેમા કપૂર તોલો ૦ાા નાખી ગરમ કરવું. જ્યારે જરા પણ પાણી ન રહે અને તેલ જ બાકી રહે ત્યારે ઉતારી લેવુ, અને દાણાઓ ઉપર પીંછીથી લગાડવું

(શિક્ષણપત્રિકા) —વ. વૈ.

## દ્રાક્ષ

દ્રાક્ષનુ મૂળ ઉત્પત્તિસ્થાન ભલે એશિયા ખંડમાં હોય પણ અત્યારે તો સારામા સારી દ્રાક્ષનું વાવેતર યુરોપ ને અમેરિકામા જ થાય

છે. યુરોપમાં ફ્રાન્સ અને ઇટલીમાં તથા અમેરિકામાં કૅલિફૉર્નિયામાં મબલખ દ્રાક્ષ થાય છે. ફ્રાન્સના દક્ષિણ ભાગમાં હાઈનલૅંડના પ્રદેશમાં દ્રાક્ષના બગીચામાં જેટલો પાક થાય છે એટલો દુનિયાભરમાં બીજે ક્યાંય નહિ થતો હોય.

દ્રાક્ષમાં અનેક પૌષ્ટિક ગુણો છે. રોગનિવારણ કરવાની શક્તિ પણ દ્રાક્ષમાં ઘણી છે. મોસમ આવે છે ત્યારે હજારો લોકો હાઈનલૅંડના બગીચાઓમાં રહેવા જાય છે ને ત્યાં એકલી દ્રાક્ષ ખાઈને જ રહે છે. પાછા જતી વખતે તેઓ તંદુરસ્ત, ઉત્સાહી ને મજબૂત બનીને જાય છે. અપચન, કબજિયાત, અગ્નિમાંદ્ય, મેદવૃદ્ધિ, રક્તદોષ, સંધિવા, અન્નપચનના દરદો, ચામડીના જૂના દરદો વગેરે બધા રોગ દોઢ બે મહિના એકલા દ્રાક્ષાહાર પર રહેવાથી મટી જાય છે, એ બીના હાઈનલૅંડના ફ્રેન્ચ ડાક્ટરોએ કેટલાયે પ્રયોગ કરીને પુરવાર કરી છે. દ્રાક્ષમાં દ્રવશર્કરા ને કાર્બોહાઈડ્રેટ્સ બહોળા પ્રમાણમાં હોવાથી પૌષ્ટિકપણાની બાબતમાં બીજાં કોઈપણ ફળો એની સાથે ટકી શકતા નથી. એ ઉપરાંત જીવનસત્ત્વો, ખનિજ ક્ષાર ને બીજાં રાસાયનિક દ્રવ્યો પણ દ્રાક્ષમાં હોય છે. એટલે એ દૃષ્ટિએ પણ એ અમૂલ્ય ફળ છે. શરીરનો કચરો બહાર કાઢવાનું કામ એ સરસ રીતે કરે છે. દ્રાક્ષનો રસ શરીરમાં બહુ જ જલદી શોષાઈ જાય છે. દરદીના પેટમાં જ્યારે કોઈપણ જાતનો ખોરાક ટકી કે પચી શકતો નથી ત્યારે જો તેને દ્રાક્ષનો રસ થોડો થોડો આપવામાં આવે તો એની તબિયત જલદી સુધરી જાય છે, એવો અનુભવ છે.

ફ્રાન્સની પેઠે ઇટલીમાં પણ દ્રાક્ષની પેદાશ ઘણી થતી હોવાથી ત્યાં દર વરસે દ્રાક્ષની મોસમમાં એક 'દ્રાક્ષમહોત્સવ' ઉજવવામાં આવે છે. એ ઉત્સવ વખતે ઈટાલિયન લોકો દ્રાક્ષ ખાઈને જ રહે છે. લોકો દ્રાક્ષ તંદુરસ્તીને માટે ખાય છે, ઇટાલિયન લોકો દ્રાક્ષ સસ્તી હોવાથી જ એ ખાઈને રહે છે. દ્રાક્ષ ખાવાથી કેટલો બધો ફાયદો થાય છે, એ મુસોલિનીએ ઈટાલિયન લોકોને નવેસરથી બતાવી આપ્યું છે. ત્યાર પછી ત્યાં દ્રાક્ષનું વાવેતર પહેલાના કરતા વધ્યું છે ને ઇટાલિયન પ્રજાની તંદુરસ્તી પણ સુધરી છે.

દ્રાક્ષમાં સારક દ્રવ્યો હોવાથી કબજિયાતના દરદમાં એનો ઘણો ઉપયોગ થાય છે. આંતરડામાં ભેગા થએલા ઝેરી પદાર્થો બહાર કાઢી નાખીને કોઠો સાફ રાખવા માટે દ્રાક્ષનો ઘણો ઉપયોગ થાય છે.

શરીરમાં યુરિક ઍસિડનો વધારો થવાથી સંધિવા, ચસકા વગેરે દરદો થાય છે. દ્રાક્ષમાં યુરિક ઍસિડ-નાશક દ્રવ્યો હોવાથી એ વિકારોમાં પણ દ્રાક્ષાહારથી ફાયદો થાય છે.

તંદુરસ્તી જાળવી રાખવાની દૃષ્ટિએ જે ફળો બહુ જ અગત્યના ગણાય છે એમાં લીંબુની જાતના ફળો ને દ્રાક્ષનો પહેલો નંબર આવે છે. શરીરમાંના આમ્લ દ્રવ્યોનું ક્ષાર દ્રવ્યોમાં રૂપાંતર કરીને શરીરમાં ક્ષારતત્ત્વોનું પ્રમાણ એકસરખું રાખવાની દૃષ્ટિએ એક ડાક્ટર દ્રાક્ષને બહુ જ મહત્ત્વની ગણે છે. 'સો વરસ જીવો' નામના ગ્રંથના લેખક ડૉ. ટાબાનેરાએ પોતાના આરોગ્ય-મંદિરમાં દરદીઓ પર પ્રયોગ કરીને એવો સાર કાઢ્યો છે કે જૂનો સંધિવાત, મૂત્રાશયના દરદો, આંતરડાં ને ચામડીના દરદો તથા અયોગ્ય ખોરાકથી ઉત્પન્ન થએલા ઘણાખરાં દરદો દ્રાક્ષાહારથી મટે છે. (ચિત્રમય જગત)

## હવે ?

માનવહિતની તરફેણમાં તેમ વિરોધમાં થએલો વિજ્ઞાનનો વિકાસ માનવજાત શકાભરી નજરે જોઈ રહી છે. આજના છાપાઓ પણ વિજ્ઞાનની કલ્પિત મહારસામગ્રીથી લોકોને ભડકાવવામાં બાકી રાખતા નથી. કોઈ કાનિકામાં કાતિલ ઝેરી વાયુઓની વાત કરે છે, તો કોઈ આજના કરતા અનેકગણા ઉગ્ર દાહક પદાર્થોની, કોઈ વળી રોગના બનાવટી જંતુઓની વાત કરે છે, તો કોઈ વળી મિ. એચ. જી. વેલ્સે પોતાના 'ધ વૉર ઑવ ધ વર્લ્ડ્ઝ'માં જેનો ઉલ્લેખ કર્યો છે તે મૃત્યુકિરણની. આજે વિજ્ઞાનની મદદથી સેકન્ડના એક 'સાઈકલ'થી માંડી અબજો 'સાઈકલ' સુધીનું સ્પંદનવૈપુલ્ય (ફ્રીક્વન્સી ઑવ વાઈબ્રેશન) ધરાવતા કિરણો આપણે શોધી શક્યા છીએ, પરંતુ તેમાંનું કોઈ મૃત્યુ નીપજાવવાની તાકાત નથી ધરાવતું એટલે એવી કલ્પનાઓથી વ્યાકુળ બનવાને બદલે પ્રો. હાલ્ડેનના 'વૉટ ને ક્સ્ટ ઈન સાયન્સ' નામના પુસ્તકમાં નિરૂપેલી વિજ્ઞાનની રચનાત્મક બાજુનો આ સાર જાણવા જેવો છે :

અત્યારે વિજ્ઞાનની રચનાત્મક બાજુ માટે આપણે રશિયા તરફ નજર નાખવી જોઈએ, કારણ કે ઓગણીસમી સદીમાં ઇંગ્લંડનું થઈ રહ્યું હતું એવું જ આ સદીમાં તેનું ઉદ્યોગીકરણ થઈ રહ્યું છે.

સૌ પહેલી વાત તો ગરમીના ઉત્પાદનની. સોવિયેટ યુનિયનમાં કોલસાની તંગી છે, પણ વીજળીક બળ ઉત્પન્ન કરવા માટે જળશક્તિ પુષ્કળ પ્રમાણમાં છે. રશિયા જેવા ઠંડા મુલકમાં ગરમીની જરૂર બીજા કોઈપણ દેશ કરતા વધારે છે. અને એ માટે સામાન્ય તાપણાં કે વીજળીક ભઠ્ઠીઓ નકામી છે, કારણ એ ઉષ્ણતામાન ખૂબ વધારી દે છે. જ્યારે માણસને જરૂર તો એના શરીરના ઉષ્ણતામાનથી યે ઓછી ગરમીની હોય છે. એટલે રશિયા એ ગરમીનો દુર્વ્યય બચાવવા શીતયંત્ર જેવા જ એક ઉષ્માપરિશોષક (હીટ પમ્પ)ની રચના કરવા માગે છે. એવી જ રીતે ગરમ પ્રદેશો માટે એવી રચના કરવા માગે છે કે બહાર ગમે તેટલી ગરમી હોવા છતાં ઘરમાં ઠંડક જ રહે.

આપણે ધારીએ તો કીટાણુઓ (bacteria)થી જન્મતા પ્લેગ, કૉલેરા વગેરે રોગોનો સરળ પ્રતિકાર કરી શકીએ છીએ તેમ ટાઇફસ જેવા જંતુજન્ય રોગોનો પણ નાશ કરી શકીએ. રેડિયમ અથવા એક્સ કિરણોથી કૅન્સર જેવા રોગનો પણ પ્રતિકાર કરી શકીએ. પણ દુઃખની વાત એ છે કે ધાતુઓ અને તેલોના ઉદ્યોગોના વિકાસ પાછળ આપણે જેટલા નાણાં ખર્ચી શકીએ છીએ એટલા ખુદ માનવજીવનના વિકાસ પાછળ ખર્ચી નથી શકતા.

ભૌતિકશાસ્ત્ર અને ખગોળશાસ્ત્રમાં આપણે સારો જેવો વિકાસ સાધ્યો છે, પણ ભવિષ્યમાં એથી વિશેષ ને ઝડપી વિકાસ સાધીશું. જીવ અને રસાયણશાસ્ત્ર વચ્ચે રહેલું આવેલું અંતર તો આ સદીમાં જ આપણે પૂરી દઈ શકયા છીએ. અને હવે આપણે વળ્યા છીએ મગજના ભૌતિક વિશ્લેષણ તરફ. મગજમાંથી ફેલાતા વિદ્યુત્તરંગોનું માપ તો આપણે લઈ જ શક્યા છીએ ને?

આ બધો વિકાસ આપણને ક્યાં દોરી જશે? કદાચ આપણે કલ્પ્યું પણ નહિ હોય એટલે દૂરાતિદૂર!

## સમયનું બળ

ઇંગ્લંડમાં ઇસ્પિતાલની સંસ્થાનો પ્રારંભ ૧૬૨૧ની સાલથી થયો કહેવાય છે. આ આરંભકાળમાં દર્દીની ચિકિત્સા અને પરિચર્યા કેવી કઠિન હશે એ જણાવતી નીચેની વાત પરથી આજનું આપણું માનસ એ 'સુધરેલા' દેશની ફિકર જ કરી નાખે.

કહે છે કે ૧૮મી સદીની શરૂઆતમાં ઇંગ્લંડની સેન્ટ ટૉમસ ઇસ્પિતાલમાં એક એવો નિયમ કરવો પડ્યો કે એક પથારી (બેડ)માં એક કરતા વધારે દરદીને કદી મૂકવા નહિ! —ગ. ઉ. દે.

---

મુકાદમ : અહીં બધું કામ વીજળીથી જ થાય છે.

નવો આવેલો કારીગર : બરોબર છે, તમે સંભળાવેલા પગારના આંકડાએ પણ મને આંચકો લગાડ્યો!

# આ મહિનો (ફેબ્રુઆરી) ઇતિહાસમાં

**તા. ૨** વિશિષ્ટ પ્રતિભા ને લેખનશૈલીવાળી નવલો તથા સાહિત્યકૃતિઓના સર્જક અંગ્રેજ સાહિત્યક જેમ્સ જૉઇસનો જન્મ-ઇ. ૧૮૮૨

**તા. ૭** ઇસ્ટ ઇંડિયા કંપનીના એજન્ટ એડવર્ડ્ઝે શાહાનશાહ જહાંગીર પાસેથી મુઘલાઈના તાબા નીચેના મુલકોમા વેપાર કરવાની પરવાનગી મેળવી—ઈ. ૧૬૧૫

**તા. ૮**, 'પ્રિઝનર ઑફ ઝિન્ડા'ની નવલ વડે અંગ્રેજી સાહિત્યમા નામ કાઢી જનાર નવલનવેશ સર ઍન્થની હોપનો જન્મ-ઇ ૧૮૬૩

**તા. ૧૦** 'એસેઇઝ ઑફ ઇલિયા'થી અંગ્રેજી સાહિત્યમાં પ્રખ્યાત અંગ્રેજ નિબંધકાર ચાર્લ્સ લૅમ્બનો જન્મ ઈ. ૧૭૭૫ (કુમાર વયના વાચકોમાં 'લૅમ્બ્ઝ ટેઈલ્સ ફ્રૉમ શેકસપીઅર'થી તેનુ નામ જાણીતુ છે. એક કાળે તો એ લોકપ્રિય કુમારવાચન ગણાતુ)

**તા. ૧૨** ઉત્ક્રાન્તિવાદના જનેતાભી અંગ્રેજ શોધક ચાર્લ્સ ડાર્વિનનો જન્મ-ઇ. ૧૮૦૯

**તા. ૧૩** હિંદી પ્રજાએ જલિયાવાલા બાગ પાચ લાખ રૂપિયે ખરીદી લીધો ઇ.-૧૯૨૦

**તા. ૧૭** મહાન ફ્રેન્ચ નાટકકાર મોલીએરનું પારીસમાં અવસાન—ઈ. ૧૬૭૩

**તા. ૨૩** પોતાની 'ડાયરી'થી દુનિયાભરમાં વિખ્યાત થએલા અંગ્રેજ 'વાસરિકા-લેખક' સૅમ્યુઅલ પેપીસનો જન્મ—ઈ. ૧૬૩૩. એમાં એણે પોતાના સમયના સમાજ, રાજદરબાર, મિત્રમંડળ તથા અંગત લાક્ષણિકતાઓનાં હૂબહૂ શબ્દચિત્રો આલેખ્યા છે



### આ માસની વ્યક્તિવિશેષ
### સરોજિની નાયડુ

પોતાની કાવ્યગાનની ધારા અને કવિત્વભરી વાકછટા વડે દેશદેશાંતરમાં 'હિંદના બુલબુલ' તરીકે લબ્ધપ્રતિષ્ઠ થએલા અને હિંદના સ્વાતંત્ર્યસંગ્રામમા ભારતનારીના પ્રતિનિધિરૂપ બની રહી કૉંગ્રેસની કારોબારીમા મહત્ત્વનું સ્થાન ધરાવનાર હિંદના આ પ્રતિભાવાન પુત્રીનો જન્મ દક્ષિણના નિઝામ હૈદ્રાબાદમાં ઈ. ૧૮૭૯ના ફેબ્રુઆરીની ૧૩મી તારીખે અઘોરનાથ ચટ્ટોપાધ્યાય નામના બંગાળના એક વિદ્વાન સંસ્કારી બ્રાહ્મણ સજ્જનને ત્યાં થયો હતો. પિતા એડિનબરો યુનિવર્સિટીના ડૉક્ટર ઑવ સાયન્સ હોવા ઉપરાંત કવિ પણ હતા; અને માતા વરદાસુંદરી પણ કવિ હતાં, એટલે કવિતા અને મેધા સર્વે ભાઈબહેનોને વારસામાં ઊતરી સરોજિનીના ભાઈ હરીન્દ્રનાથને ઉત્તમ કોટિના કવિ તથા નાટકકાર તરીકે દેશ આખો ઓળખે છે.

અંગ્રેજી ભાષાના આકર્ષણના એ જમાનામાં ૪-૫ વર્ષની બાળ વયથી સરોજિનીનું અંગ્રેજી શિક્ષણ શરૂ થયું. ૧૧મે વર્ષે પહેલુ કાવ્ય લખીને એમણે વાગીશ્વરીની વીણાનો પ્રથમ ઝંકાર કર્યો; ૧૨ વર્ષની કુમળી વયે મૅટ્રિક પસાર કરી અને ૧૩મે વર્ષે તો સ્કૉટના 'લેડી ઑવ ધ લેઈક'ની ઢબે ૧૩૦૦ લીટીનુ એક કાવ્ય તથા ૨૦૦૦ લીટીનું એક નાટક લખી કાઢ્યા. પણ નાનપણથીજ નરમ રહેતી તબિયત હવે એટલી લથડી કે ચોપડીઓને અડવાની પણ મનાઇ થઇ.

ત્યાર પછી નિઝામની સહાયથી એ વિલાયત ગયાં અને લંડનની કિંગ્ઝ કૉલેજમા અભ્યાસ શરૂ કર્યો પણ ફરી ત્યા આરોગ્ય બગડ્યુ. વિલાયત છોડી ઇટલી થઈ તે હિંદ આવ્યાં અને ૧૯ વર્ષની વયે પોતાના પ્રિયજન ગોવિંદ રાજુલુ નાયડુ નામના મદ્રાસી સાથે લગ્ન ર્ક્યું. બ્રાહ્મણ પુત્રીએ અબ્રાહ્મણ સાથે કરેલા આ આંતરપ્રાંતીય અને સુધારક લગ્નથી આખો સમાજ ખળભળી ઊઠ્યો, પણ સમાજસુધારાનું પહેલુ પગલુ ભરનાર એ ભારતનારીએ ધીટતાથી એ સહી લીધો. એમનું એ લગ્નજીવન સુખી નીવડ્યું. એ લગ્ને છ સુંદર બાળકો એમને આપ્યા અને સરોજિનીના સાહિત્યજીવન તથા સ્વદેશ સેવાને મોકળો માર્ગ પણ કરી આપ્યો

ઇંગ્લંડમાં હતાં તે દરમ્યાન ઘણા અંગ્રેજ વિદ્વાનોના પરિચયમા તે આવેલા, જેમા ત્યાના સમર્થ વિવેચક એડમન્ડ ગૉસ મુખ્ય હતા. એણે સરોજિનીમા કાવ્યનો મુકુલિત જોયો, પણ સાથેસાથે પશ્ચિમના અનુકરણની પોપટવાણી જોઇને આકરી ટીકા કરી એ માર્ગ છોડવા તથા ભારતીય કલ્પનાવૈભવને બહલાવવા પ્રેરણા આપી સરોજિનીની કવિતામા આ સૂચને પલટો આણ્યો, અને એણે પોતાનો પ્રથમ કાવ્યસંગ્રહ 'ગોલ્ડન-થ્રેશોલ્ડ' પોતાને 'સુવર્ણ-ઉંબર'નો આ માર્ગ દર્શાવનાર એ વિવેચક ગૉસને અર્પણ કર્યો. એ ઉપરાંત 'પોએમ્સ ઑવ લાઇફ ઍન્ડ ડેથ' (જીવન અને મૃત્યુના કાવ્યો), 'બર્ડ ઑવ ટાઈમ' (કાલપક્ષી), ને 'બ્રોકન વિંગ' (તૂટેલી પાંખ) એ એમના બીજા કાવ્યસંગ્રહો છે.

પણ લોકમાન્ય ટિળક અને ઍની બેસન્ટના સમયથી એમનામા દેશસેવાનો મુકુલિત જાગવા શરૂ થયો. કવિતાનુ આકર્ષણ ઓછુ થયુ અને કવિતા જીવનમા ઊતરવી શરૂ થઈ. કવિની વાંસળી છોડી એમણે સ્વાતંત્ર્યની રણભેરી લીધી. જલિયાંવાલાના હત્યાકાંડ પછી એ ગાંધીજીને પડખે સક્રિય રાજકારણમા પડ્યા અને તે દિવસથી આજ લગી દેશની બધી લડતોમા, કૉંગ્રેસની કારોબારીમા અને વિલાયત જતી કૉન્ફરન્સોમા ગદ્દાસભાના મોવડી તરીકે રહ્યા છે.

એમની કવિત્વશક્તિએ પશ્ચિમના રસમીમાંસકોને મુગ્ધ કર્યા છે, પણ એથીયે વધારે વશ તો એમનું વક્તૃત્વ સાંભળીને તેઓ થાય છે. એ વેધક અને પ્રેરક વક્તૃત્વશક્તિ વડે એમણે ઇંગ્લંડની પાર્લામેન્ટરી જૉઇન્ટ કમિટી આગળ જુબાની આપીને હિંદી સ્ત્રીઓને મતાધિકાર અપાવ્યો; એ શક્તિ વડે એમણે જીનીવાના સમસ્ત સંસારના સર્વજ સ્ત્રીસંઘ આગળ હિંદના સ્ત્રીત્વનો સાચો ખ્યાલ રજૂ કરી જબરો વિચારપલટો કર્યો, એ જ શક્તિ વડે યુરોપ-અમેરિકાની પોતાની સફરો દરમ્યાન હિંદની સ્વતંત્ર્ય-લડત તથા રાજકીય પરિસ્થિતિનુ સાચુ દર્શન કરાવી એમણે સૌનો સમભાવ જીત્યો અસહકારના કાળથી હિંદના રાજકારણમા એમણે જે આગળપડતો ભાગ ભજવ્યો છે તેની કદર તરીકે દેશે એમને લખનૌની ૪૦મી હિંદી મહાસભાનુ પ્રમુખપદ આપી એમનુ બહુમાન ર્ક્યું. એટલુ આજે એટલું જ દેશની ભાવિ પરિસ્થિતિમા પણ એમનુ ચોક્કસ સ્થાન છે.

'અમારી પાસેની બધી નવી આવેલી રેકર્ડો તમને સંભળાવી દીધી. એમાથી કોઈ પસંદ છે કે પછી નવી સંભળાવું?'

'જરાક બહાર જોઇ આવુ કે વરસાદ રહી ગયો છે? રહી ગયો હોય તો વધુ તકલિફ ન આપું'

~

પેલો મનસુખ હમણા શુ કરે છે?'

'ખીસામા પૈસા ભરી આખો દિવસ બસમા રખડ્યા કરે છે?'

'કાંઈ મોટો દલ્લો મળી ગયો છે શું?'

'ના રે ના, બસનો કંડક્ટર થયો છે.'

શંકરાચાર્ય ને મંડનમિશ્ર વચ્ચેની વેદાંત-ચર્ચાનો નિર્ણય મંડનમિશ્રની વિદુષી સ્ત્રી સરસ્વતીએ આપવાનો હતો. કરાર એવો હતો કે શંકરાચાર્ય હારે તો તેણે ભગવાં તજી ગૃહસ્થાશ્રમી થવું, અને મંડનમિશ્ર હારે તો તેણે ગૃહસ્થાશ્રમ ત્યજી સન્યાસી થવું. સરસ્વતીનું નસીબ તેના પોતાના જ નિર્ણય ઉપર અવલંબતું હતું છતાં તેણે પ્રામાણિકપણે શુદ્ધ ન્યાય તોળી શંકરાચાર્યને વિજેતા ઠરાવ્યા અને પતિની પાછળ પોતે પણ સર્વ રિદ્ધિ-સિદ્ધિ તજી સન્યાસિની થઈને ચાલી નીકળી

અનેકાર્થી શબ્દ 'વાજ'=વેગ, તાન, તોબા પીડા કે કંટાળો, હારેલું કે કંટાળેલું, યજ્ઞ, સંગ્રામ, બાણનું પીછું, બળ, અન્ન, ઘી

કહેવતોના અર્થ 'વાવડી ચસકી'—કંગ અક્કલના માણસો મૂર્ખાઈથી, શેખીથી કે કોઈના ચગાવ્યા ફૂલણજી બનીને હાસ્યાસ્પદ પ્રયત્નો કરે તેને માટે વપરાતી આ કહેવત માટે એવો તુક્કો છે કે એક ગામમાં હજામોની ન્યાત વખતે મળેલા હજામોએ ગામની વાવને પોતાને નામ લઈ જવાનો મૂર્ખ વિચાર કરી પોતાનાં કાળિયાના દોરડા બનાવી વાવના ... સાથે બાંધી ખેંચવા માંડ્યું એથી ચરડ ચરડ અવાજ થવા લાગ્યો, એટલે હર્ષથી 'વાવડી ચસકી, વાવડી ચસકી' એમ બોલવા લાગ્યા, પણ બહુ જોર કરતાં કાળિયાના ચારેચાગ ઉડી ગયા અને તેઓ નીચે પછડાઈને લોહીલુહાણ થયા ત્યારે જંપ્યા

આ મહીનાનું નામ ફેબ્રુઆરી. તે એ માસની ૧૫મીએ આવતા શુદ્ધિમહોત્સવના લાટિન નામ 'ફ્બ્રુઆ' ઉપરથી પડ્યું છે

યૂરોપમાં પ્રત્યેક આસામી સાઠ વાર કાપડ વાપરે છે, જ્યારે હિંદુસ્તાનમાં પ્રત્યેકને ઢાંકવા ૧૧ વારથી વધુ કાપડ મળી શકતું નથી

હિંદમાં માત્ર ૧ ટકા પરદેશીઓ જ છે

ગયે વરસે અમેરિકામાં મોટરના જે નવા નવા રંગો થયા તેની જ ૭૦૦૦ તરાહ થઈ છે।

જગતમાં સૌથી જૂની નાણાનોટ ચીનમાં ઈ.પૂ. ૨૮૧૭ની સાલમાં નીકળી હતી

લંડનના દૈનિકપત્રો માટે રોજ ૧૧,૦૦૦ માઈલ લાંબા કાગળની જરૂર પડે છે

૧૯૩૯માં આખા હિંદમાં ૮૬ બેંકો બંધ પડી હતી, ૧૯૪૦માં ૬૦ બેંકો બંધ પડી



એકજ નાની ઓરડીમાં બધી ગોઠવણ કરવી હોય ત્યારે એક ખૂણામાં ત્રિકોણ અભરાઈ નીચે નાનાં કપડાં ટાંગવાના હૂક નાખી, આગળ આને એક ભળીઓ રાખી પડદો કરી લેવાય. અભરાઈનું મથાળું ટેબલ તરીકે વપરાય સામે નાનો અરીસો લટકાવીએ તો સરસ ટોઇલેટ ટેબલની ગોઠવણ બની જાય.

નસકોરી ફૂટીને નાકમાંથી નીકળતું લોહી બંધ ન થતું હોય તો ફુગળી ભાંગીને તેનાથી સુંઘાડવી, અથવા તો કાળી ખેતરાઉ માટી પર પાણી છાંટીને તેની વાસ જોરથી લેવડાવવી

ગણિત ગમ્મત

$(૧^૨+૨^૨)+૫=૨\times૫$

$(૨^૨+૪^૨)+૧૦=૩\times૧૦$

$(૩^૨+૬^૨)+૧૫=૪\times૧૫$

$(૪^૨+૮^૨)+૨૦=૫\times૨૦$

$(૫^૨+૧૦^૨)+૨૫=૬\times૨૫$

$(૬^૨+૧૨^૨)+૩૦=૭\times૩૦$

$(૭^૨+૧૪^૨)+૩૫=૮\times૩૫$

$(૮^૨+૧૬^૨)+૪૦=૯\times૪૦$

$(૯^૨+૧૮^૨)+૪૫=૧૦\times૪૫$

$(૧૦^૨+૨૦^૨)+૫૦=૧૧\times૫૦$

અને એ પ્રમાણે આગળ (કા. મ. જોષી)

શેરડીનાં છોતામાંથી કાગળ બની શકે એવું સિદ્ધ થયું છે.

યંત્રથી બનાવેલો કાગળ પહેલવહેલો ૧૮૦૪માં બજારમાં મુકાયો.

જાગૃત (સળગતા) જ્વાળામુખી પર્વતોની સંખ્યા આજે જગતમાં ૧૮૫ છે

રવિવારને છુટ્ટીનો દિવસ પાળવો એવો કાયદો ઈ. સ. ૩૨૧માં રોમન બાદશાહ કૉન્સ્ટેટાઈને જાહેર કર્યો હતો







દેશદેશના શિરવેશ: આ ત્રણ કોરીઆના વતનીઓના છે



રણપ્રદેશમાં સફર ખેડવાના ત્રણ સાધનો: ઊંટ, એરોપ્લેન અને મોટર

## મુંબાઈ આર્ટ સોસાયટીના
ગયા માસમાં ભરાએલા
**વાર્ષિક પ્રદર્શનનાં**
**કેટલાંક ચિત્રો**

[બીજાં ચિત્રો આવતે મહીને]



**મુંબાઈની જુમ્મા મસ્જિદ**
ચિત્રકાર: એચ ડી. મીસ્ત્રી
(ઇચિંગ)

ઇચિંગની કળા હિંદમાં હજી બહુ થોડી જ જાણીતી થઇ છે પણ બૅંકની નોકરી કરતા એક યુરોપિયન ગૃહસ્થને આ કળાના સરસ નમૂના પ્રદર્શનમાં રજૂ કરતા જોઇને મુંબાઈના નિષ્ણાત કલાકારોને પણ સાનંદાશ્ચર્ય થયું છે ધાતુની પ્લેટ પર તીક્ષ્ણ અણી વડે આ ચિત્ર તૈયાર થયું છે એટલી જ વિગત જણાવાથી એના કર્તાને ચિત્રની સુરેખતા ને વિગતની ચોકસાઇ માટે ધન્યવાદ આપી શકાય



જમણી બાજુ
**આશ્વાસન**
ચિત્રકાર: પી ડી રેડ્ડી

આ ચિત્રકાર હિંદની ચિત્રશૈલીઓના બધા પ્રયોગો ઉપર હાથ અજમાવતા જણાય છે રેખાઓના જ ઘસારા ઉપર ભાવસૂચન અને ચિત્રસંયોજન કરવાની તેમની હિંમતના પુરાવા રૂપ આ ચિત્ર છે.

(બ્લૉક મુંબાઇ આર્ટ સોસાયટીના સૌજન્યથી)





**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

ડાબી બાજુથી અનુક્રમે (૧) 'ગાગડાની મજા'—હાસમ સુતાર (નડિયાદ) પહેલું ઇનામ, (૨) 'વર્ણીપરી'—વીરેન ગી. પટવા (અંગિયા) બીજું ઇનામ, (૩) 'અમે ત્રણ'—જયકુમાર પટવા (સુબાઇ) ત્રીજું ઇનામ




**યુદ્ધપ્રયાસની ટપાલની ટિકિટો**

મથાળેથી ક્રમવાર: પહેલી ત્રણ અનુક્રમે ૧, ૨ અને ૩ પેન્સની યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકાની—જેમાં પહેલીમાં ન્યૂયૉર્કના બારામાનું સ્વાતંત્ર્ય દેવીનું પૂતળું, બીજીમાં વિમાનવિનાશક તોપ અને ત્રીજીમાં મશાલવાળો હાથ આલેખેલા છે. દરેકમાં મથાળે એ દેશના જુદાંજુદાં ખાતાંઓનાં નામ અને નીચે 'બચાવ માટે' એવું લખેલું છે. તે પછીની બે ૧ અને ૨ પેન્સની ઑસ્ટ્રેલિયાની—જેના પર ત્રણ સૈનિકોનું અને પશ્ચાદ્ભૂમિમાં નર્સનું ચિત્ર છે. નીચે ૧, ૪ અને ૩ પેન્સની દક્ષિણ આફ્રિકાની—જેમાં પહેલીમાં રેડ ક્રૉસની ગાડી તથા નર્સનાં ચિત્રો છે, બીજીમાં તોપ છે અને ત્રીજી સ્ત્રીસહાયક દળની પરિચારિકાનું ચિત્ર ધરાવે છે.

(શ્રી હરિલાલ બૅન્કરના સંગ્રહમાંથી)

KUMAR Reg No B

# SHIP BRAND FABRICS

SELL ON THEIR MERITS!

## બર્મા, સીલોન અને દેશપરદેશમાં લોકપ્રિય




આપના વ્યક્તિત્વની છાપ પાડવા, આપનું મન પ્રફુલ્લિત રાખવા, આપના મિત્રમંડળમાં આદર મેળવવા, તેમજ ઉપરી અધિકારીની ખુશી મેળવવા 'જહાજ છાપ' કાપડ અનિવાર્ય છે.

★

કૉટનક્રેપ, લૉંગક્લૉથ, પૉપ્લીન્સ, શર્ટીંગ્ઝ, ખાકીડ્રીલ્સ, ટવીલ્સ અને પથરીક્લૉથ્સ, સફેદ ડ્રીલ્સ અને ટવીલ્સ, સાટીન ડ્રીલ્સ, બ્લ્યુ ડ્રીલ્સ, ગ્રે ડ્રીલ્સ, ડેસુટીઝ, કેસમેન્ટ ક્લૉથ્સ, શીટીંગ ક્લૉથ્સ, ટેબલ ક્લૉથ્સ, ટૉવેલ્સ, નેપકીન્સ વિ. વિ.

## બાવા પ્રદ્યુમ્નસીંગ ઍન્ડ સન્સ

હેડ ઑફિસ

[illegible]

શાખાઓ

[illegible]

# કુમાર

માર્ચ
૧૯૪૨ આવતી કાલનાં નાગરિકો
ઘડતું અદ્યતન માસિક
તંત્રી · રવિશંકર મ. રાવળ
સંપાદક · બચુભાઈ રાવત
વર્ષ ઓગણીસમું · અંક ૩
અખંડ અંક ૨૧૯







કલકત્તાના સ્કૂલ ઑફ આર્ટના હેડમાસ્તર અને બંગાળાના સૌમ્યસરળ કળાકાર શ્રી રમેન્દ્રનાથ ચક્રવર્તીની બે કૃતિઓ. ઉપર રંગીન વૂડકટ ચિત્ર-'તૈલસિંચન' બાજુએ રંગીન લીનોકટ ચિત્ર-'અર્જુન અને ચિત્રાંગદા' નાટકનો એક પ્રસંગ. કલાકારના પરિચય માટે અંદર જુઓ 'મારી નજરે'




ચિત્રો—



કવિતા—



ચરિત્ર—



નાટિકા—



લેખો—



વિભાગો—




**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક-બચુભાઈ રાવત, તંત્રી અને પ્રકાશક રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ વાર્ષિક રૂા ૬, બ્રહ્મદેશના રૂા. ૬॥, પરદેશના ૧૨ શિ, છૂટક દસ આના. મુંબાઇમા કુમાર ઑફિસ, ૧૩૬-૧૪૨ મેડોઝ સ્ટ્રીટ, આર. આર શેઠની કં અથવા રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ. વડોદરામા : નૂતન ફોટો સ્ટૂડિયો, રાવપુરા



**ઉનાળાની એકાન્તે** ફોટો શ્રી નગીનદાસ નલાવાળા

ગયા જાન્યુઆરીના મુંબાઇ આર્ટ સોસાઇટીના પ્રદર્શનમાં ફોટોગ્રાફી વિભાગમાં રૂપાનો ચન્દ્રક મેળવનાર કૃતિ

(બ્લૉક : મુંબાઇ આર્ટ સોસાઇટીના સૌજન્યથી)




આવતી કાલનાં નાગરિકોનું માસિક

# પનઘટ*

(વસન્ત-મન્દા-સ્રગ્ધરા)



વિશ્રામ તું પરમ એક તૃષ્યા ઉરોનો,
તું તો પ્રતીક મહુ મંગળ ઊર્મિ કેરું,
હૈયાં અનેક તરસ્યાં જગમાં ભમે તે
તારે ઉરે ઘડીક આવી સુખે વિરામે

આકાશગંગાથી પનિહારી ઉષા ઝુકીને
જોઈ રહે નૂપિતનેખું તને, તહીં કો
કોડભરી રમણીઓ નયનાભિરામ
સવેદને મધુર કૈંક તને જગાડે!

તે કંકણો રણકતાં, પદનૂપુરો તે,
તે પાનીઠક ઉડતા નવરંગી ચીર,
ને તે મીઠું ધબકતું ઉરમાં છુપું કૈં,
તેનું અહીં તવ ઉરે પ્રતિબિમ્બ જોતાં
આનન્દે તે થનગન થતી
કોડીલી અંગનાને
તારા જેવું, પનઘટ, બીજું
સ્થાન કો પ્રેરણાનું?



સંસારના અનલથી સળગી રહેલી,
નારી કને વિતક કે હતભાગી નારી
આવી હશે હૃદયનો ઉભરો શમાવા!
તેં તો વળી સુણી હશે કથની અનેક
વૈધવ્યની કરુણ કો અતિ મર્મભેદી!

ને ચઢ ત્યાં ગગનમાં બની ક્રુદ્ધ પેલો
જ્યારે રહે વરસી ભીષણ કાળસૂર્ય,
ને મેલી સૌ રંગુગડી બનતી દિશાઓ
રૂંધી રહે સકળ જીવનઆશ લોકે.
ત્યારે તું તો પ્રલયના ધગધગભુમાં એ
સંતાપ સૌ ઝીલીને સ્થિતપ્રજ્ઞ જેવો,
તે ખેદુ ને વ્યથિત તે અબળા જનોના
અન્તરદિો સહુ શમવતો
એક આધાર થાતો,
તારા જેવો, પનઘટ, બીજો
પ્રેમનો કો ફુવારો?



આવે અહો! તવ સમીપ પ્રસન્નગાત્રી,
રાખી કટોરી કર તારકની નિશા, ને
આવે પીવા રવિ અને શશી નિત્ય તો યે
તારાં અમીઝરણ તે ન સુકાઈ જતાં!
ના માત્ર તું મનુજ કે કદી વ્યોમ કેરી
છીપાવીને ઉરતૃષા મન તોષ ધારે,
તું તો વિહંગગણ કો ઘણ વેગથી ખ્યાં
આમંત્રી રે' ખળખળે વિચિ-અંગુલીથી!
ના એટલું જ — અમૃતાત્મ, સદાય તું તો
તે દૂર ખેત વળી ભાવી પ્રતિ નિહાળી,
સીંચી પ્રફુલ્લ ઉરકુંજ અનેક હોંસે,
સોહી રહે ગહન કાળતણે પટે કો
નિત્યે ધીખ્યા પ્રખર રણમાં
લીલી નાઘેર જેવો!
સંતપ્તોનો, પનઘટ, જગે
એક વિશ્રામ તું તો!



કે ગોપબાલ અહીં બંસરી મીઠી છેડી,
બનો હશે જગવી કોમલ ભાવ કોઈ
ગોપીતણા ઉરમહીં; નીરખી તને તે
કેવું હશે જીવન સાર્થ થતું જણાતું!
તું છે રસેશ, સુકુમાર જ ઊર્મિઓ કો
કેડેસરી ગુલઝરી મૈંની ન્યકાની
ઝીલી, બને પ્રણયના મૃદુ કૈંક છૂપા
સંકેતનું વિરલ સ્થાનક કૈંક વેળા!

તારી અને દિવસરાત અનેક એવા
સ્વપ્નોતણી સદ્ગ સિદ્ધિતણી જ છાની
વાતો તને કહીકહી ન ધરાતી ઘેલી,
પાનેતરે વિમલ રાગલ ગોઠની કે
પહેલી વેળા જતી નવવધૂ
કાન્તની પાસ જ્યારે,
હૈયું તારું, પનઘટ, તદા
રોકવું રોકાય આ કે?



તારી સમીપ પ્રિય હું સ્મરીને સુહાગી
તારાં સ્વરૂપ સહુ પ્રેમળ, આજ આવ્યો!
મારે નથી ભરવી તારકની કટોરી,
ઐશ્વર્યની પીવી નથી મદિરા, ન પાવી!
હું મર્ત્ય, તું અમર!—એટલું જો હું પ્રીછું
મારે ઘણું ય! પણ એક જ વેણ મારું
રાખે તું જો પનઘટ, પ્રિય બન્ધુ તો હું
યાચું તને! વિમલ એક પ્રસન્ન ઊર્મિ
તું પ્રેરીને ઉર જગાડી ઋતંભરાને
ગાનો તણી ચિર વહાવ વિમુક્ત ધારા,
જે ગાળ તા રણ મહીં અનિ દૂર દૂરે,
સંતપ્ત ને વ્યથિત કો ઉરભગ્ન ભોમે,
ગ્હોરાવી કૈં
બગીચળી નવે પલ્લવે પ્રાણવેલી,
રે'શે ફરી મીઠી ને
રમભરી સરવાણી સમી નીતરેલી!

સ્નેહરશ્મિ



*તરતમાં પ્રકટનાર એ નામના સંગ્રહનું મુખકાવ્ય



ઉત્તર ભારતના કલાકેન્દ્રોના સંપર્ક અર્થે તંત્રીએ કરેલી સત્કાર-યાત્રામાં કલકત્તાનું વર્ણન આગળ ચાલુ

શાંતિનિકેતનમાં મારા જાણવામાં આવ્યું હતું કે શ્રી અવનીબાબુની તબિયત હમણાં બહુ શિથિલ રહે છે અને ભાગ્યે જ કોઈને મળે છે અથવા બહારની પ્રવૃત્તિમાં ભાગ લઈ શકે છે. તેમને છાસઠમું વર્ષ બેઠું તેની અભિનંદનસભા ત્યાં થઈ તેમાં પણ જાતે જઈ શક્યા નહોતા. માત્ર તેમના પ્રધાન શિષ્યવર્ગને ઘેર આગળ થોડી મધુર વાતચીતની તક મળી હતી. તે મંડળમાં શ્રી નંદબાબુ પણ હતા. એક મિત્રે એ પ્રસંગની બહુ નોંધપાત્ર વાત કરી.

વર્ષો પહેલાં થોડી મજાકમાં શ્રી અવનીબાબુએ શ્રી નંદબાબુને કહ્યું, 'નંદ, તું મારી ગુરુદક્ષિણા તો આપ, હજુ તેં મને કંઈ નથી આપ્યું. જો તું કંઈ આપવા માગતો હોય તો કાલીઘાટ પર સવારથી જઈને ત્યાં બેસી, ચિત્ર કરી, જનતાને વેચી, એક દિવસમાં જે મળે તે મને આપ.' નંદબાબુ તો શ્રદ્ધાન્વિત ભક્ત શિષ્ય હતા, એટલે બીજે જ દિવસે એ વાતનો અમલ કર્યો. આખો દિવસ ઘાટ પર બેસી ચિત્રો કરી વેચ્યાં. તેમાંથી પાંચસાત રૂપિયાની રકમ ઊપજી તે લઈ આવ્યા અને ગુરુચરણે ધરી. એ રકમનું પડીકું વાળી અવનીબાબુએ કોઈ એક ઠેકાણે સાચવી મૂક્યું. તે ઉપરના અવસરે ઊઠીને શોધી લાવ્યા અને નંદબાબુને પાછી આપી કહ્યું, 'લે ભાઈ, તારી ગુરુદક્ષિણાનો સદુપયોગ કરવાનો આજે અવસર મળ્યો છે. આજે તારા વિદ્યાર્થીઓને આનાથી મીઠાઈ ખવડાવજે.'

**અવનીન્દ્રનાથ ઠાકુરની મુલાકાત**

અવનીબાબુના વિનોદ અને મૌલિકતાનું આ એક ઉદાહરણ છે. પ્રસંગે વ્યક્તિ કે કૃતિ પર તેમના મગજમાંથી કંઈ ને કંઈ નાવિન્ય જન્મે છે એવો તેમના પરિચયમાં આવેલા સર્વને અનુભવ થયો છે. મને ઘણાઓએ કહ્યું કે હમણાં હમણાં તેમની તબિયતના કારણે



શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર ગુજરાત કલાસંઘના ચિત્રો અવલોકે છે. ડાબી બાજુએ: રવિશંકર રાવળ અને તેમના ચિ. નરેન્દ્ર રાવળ

ઘણીવાર મામૂલી વાત પણ પણ તે ખરી થઈ જાય છે, માટે મળવા જવા સારુ યોગ્ય સમય માગવો જ. મેં તો અગાઉથી જ પત્ર લખેલો. તેમના સ્વહસ્તે તેનો ટૂંકો પણ ભાવભર્યો પ્રત્યુત્તર મળ્યો, એટલે બીજે દિવસે સવારે નવ વાગ્યે અમે દ્વારકાનાથ લેન જવાની હામ ભીડી.

શ્રી અવનીબાબુ મારે મન કલાના એક અગ્રગામી ઋષિ છે. તેમને છાસઠ વર્ષ પૂરાં થયાં તે નિમિત્તે મારે અભિનંદન રૂપે ગુજરાત તરફથી કંઈક ભાવ પ્રદર્શિત કરવો જોઈએ એવું કર્તવ્યભાન થયું એટલે એક પુષ્પહાર લઈ અમે આડેક દૂર પહોળી દ્વારકાનાથ લેનમાં પેઠા. જૂની ઢબનું કલકત્તા હજી અહીં જીવંત છે. અંદર જરા દૂર ગયા પછી મોટો ચોક આવે છે. તેની ચારે તરફ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના વખતની ઢબની થાંભલાવાળી મોટી હવેલીઓ છે. જમણે હાથે પહેલું જ મકાન શ્રી અવનીબાબુનું છે ને સામેનું મકાન ગુરુદેવ રવીન્દ્રનાથનું છે.

**પહેલાં**

● ૧૯૨૦માં હું પૂર્વના પ્રવાસે ગયો ત્યારે આ ગલીમાં આવેલો. એ વખતે શ્રી અવનીન્દ્રનાથ કલકત્તા કલાશાળાના અધ્યાપકપદેથી તાજા નિવૃત્ત થયા હતા, પણ તેમણે સ્થાપેલી ઓરિયેન્ટલ આર્ટ સોસાયટી આબાદીની ટોચ પર હતી. સમવાય મેન્શનના એક વિશાળ માળ પર તેના અભ્યાસખંડો, ઑફિસ ને ગ્રંથાલય જોઈ હું છક થઈ ગયો હતો. તેમના ઘરનો પણ આગળનો વૈભવ અને ભભકાની છટા ઓર હતાં. દેશદેશાવરના કલાકારો અને કલારસિકો તેમને ઘેર મહેમાન થતા યા મુલાકાતો લેતા, અને હિંદ તેમજ બહારનાં પત્રોમાં તેમના નિવાસનું તેમજ તેમની કલામય વિનોદી પ્રકૃતિનું અને તેમના બંધુ શ્રી ગગનબાબુનું રંગદર્શી વર્ણન પ્રસિદ્ધ થતું. ઘરમાં પ્રવેશ કરતાં, દાદરના કઠેડાથી શરૂ કરી દીવાલો, ગોખ ને બારસાખો ઉપર તથા ખંડે ખંડમાં તેમણે પૌરસ્ત્ય કલાની પ્રતિમાઓ, ચિત્રો અને રચનાઓથી ઘરમાં કંઈક મુઘલાઈ, કંઈક રાજપૂત, કંઈક તિબેટન ને પ્રાચીન સંસ્કૃતિઓનું સંગીત ઊભું કર્યું હતું. પાછળની વિશાળ પરસાળમાં એ બંને કલાકાર ભાઈઓની નિરંતર બેઠક રહેતી અને થોડે થોડે અંતરે આરામખુરશીઓ પર બેઠા નવાબી હુક્કાની લાંબી નળીઓ મોંમાં રાખી પોતાના ચિત્ર સર્જનો કર્યે જતા. અંદરના એક મોટા ખંડમાં વચ્ચોવચ જમીન પર નીચી બેઠકની પાટ પર મોટા ગાદીતકિયાની બેઠક હતી, અને બારીઓ તથા દીવાલો ઇસ્ટ ઇન્ડિયા કંપનીના સમયનાં ઊંચાં અને મોટાં માપનાં હતાં છતાં તેનું એ રૂપ ઢાંકવા અહીંતહીં મુઘલ વેલપત્તીઓ કે બારીઓમાં ગુપ્તકાળની છાટવાળી લાકડાની રચનાઓ કરી હતી. ભીંત ઉપર અને ખૂણાઓમાં શ્રી અવનીબાબુએ તેમજ તેમના જમાનાના કલાકાર અતિથિએ કરેલાં નાનામોટાં ચિત્રો ઔચિત્યપૂર્વક ગોઠવ્યાં હતાં. એકેએક ખંડ નવી દૃષ્ટિ, અભ્યાસ અને સંશોધનના પરિપાકથી સર્વાંગ પૌરસ્ત્ય સ્વરૂપ અને સુગંધ અર્પતો હતો. ઘણાનું અનુમાન હતું કે તેમણે એકઠી કરેલી એ કલાસમૃદ્ધિ બેથી અઢી લાખ ઉપર પહોંચી હતી. આખા ઘરમાં દરેક ખંડ તરેહ



આ સાથે વર્ણવેલી મુલાકાતને દિવસે દોરેલો
શ્રી અવનીબાબુનો સ્કેચ અને નીચે ૨૧ વર્ષપર
૧૯૨૦માં પહેલી મુલાકાત વખતે દોરેલો સ્કેચ.

બાજઠો ને ગુવનીઓથી ભર્યોભર્યો લાગતો હતો શ્રી અવનીબાબુની સુદૃઢ ઊંચી કાયા અને તબિયતભર્યાં સ્મિતવાળી આંખની ચમક ને હોઠની લહેર તેમને એક અનેરૂ વ્યક્તિત્વ આપે છે અનેક વિદ્વાનો, કલાકારો અને વિદ્યાર્થીઓ સાથેના એમના વાર્તાલાપો કલ્પનારંગ અને મૌલિકતાથી નોંધપાત્ર બન્યા છે, હિંદના સાહિત્ય, સંગીત અને કલાને મોખરે રહેનાર આ ભવ્ય પુરુષને સર્વશ્રેષ્ઠ કલાનાયકની પદવી આપવામા યુનિવર્સિટી ને સરકારે એકમતે સહકાર આપ્યો હતો

દેશપરદેશમા હિંદી કલાનો ધ્વજ ચડાવનાર અવનીબાબુ એક વખતે પાશ્ચાત્ય યુરોપી ઢબની અદાથી ચિત્રો કરતા, પણ ૪૫ વર્ષની અવધે તેમણે એ કંચળો ફગાવી દઇ માતૃભૂમિના દ્વંદ્વ કલામંદિરનો ઉદ્ધાર કર્યો અને આજે શિષ્યપરંપરાએ કંઈ નહિ તો ૨૦૦૦થી વધુ પૂજારીઓને એ મંદિરની દીક્ષા મળી ચૂકી હશે. મેં પણ નૂતન મૉડર્ન મ્યૂઝિયમાથી એમની કલાકૃતિઓ ને આદર્શ પાઠો માની હતી

આજ (૨૩–૯–૪૧)

● એમની ફત્તગવસ્થાએ યોગના મફળ જીવનને અભિનંદન આપવાનો ધન્ય અવસર મને પ્રાપ્ત થયો છે એ વિચારથી હુ મનમા ભાવ ને પ્રસન્નતા ધારણ કરી એમના ઘરમા પ્રવેશ્યો. જે બારણા આગળ એકએ વખતે મોટરો હતી, પાંચસાત ફરવાનો હતા એ ઘરમાં આજે સુનકાર શાંતિ હતી નવ વાગ્યા હતા છતાં અમે વહેલા પહોંચ્યા કે શુ એવી શંકા થઈ. એમના પેલા જાણીતા દાદર પર ચડી ઉપલે માળે બારણા આગળ જરા અવાજ કર્યો એટલે એક નોકર આવ્યો. તેને નામની ચિઠ્ઠી આપી દરમિયાન ચોમેર નજર કરી તો સારૂ પૂર્વનું ચિત્ર બધુ અલોપ થએલુ લાગ્યું

દાદર, કોરો, ભીંત અને ખંડો, જાણે ઘર ખાલી કરી રહેનારા ચાલ્યા ગયા હોય એવા અટવાં બની ગયા હતાં. ચિત્ર, મૂર્તિ, ફર્નિચર કે કોઈ ચીજ ક્યાંયે દેખાઈ નહિ. મને ખબર મળ્યા હતા કે તેમણે પોતાનો સર્વ કલાસંગ્રહ વેચી નાખ્યો છે અને કોઈ કૌટુંબિક આપત્તિને કારણે આ ઘરનો પણ ત્યાગ કરવાના છે. પણ આ રીતે ધર્મશાળા જેવુ ખાલીખમ અને નિસ્તબ્ધ વાતાવરણ જોઈ મને બહુ ભીતિ લાગી કે તેમની તબિયતના શા હાલ હશે. નોકર થોડી વારે પાછો આવ્યો અને પાછો નીચે પાછળની મોટી પરસાળમા લઈ ગયો. ત્યા બીજે છેડે માત્ર બગીચામા હોય એવા એક પાટ ઉપર એમની પહાડી સરીખી મૂર્તિ દૃષ્ટિએ પડી અને મારી કલ્પનામા યે નહોતી એવી પરિચિત રીતે તેમની અસલ લહેજથી મને પાસે બોલાવ્યો. 'આવો આવો; પાસે બેસો. મારો એક પૌત્ર બીમાર હતો તેની સારવાર માટે રાત્રે ઉજાગરો થએલો, એટલે હુ હમણા જ ઊઠ્યો છુ હવે નિરાંતે વાત કરો. મેં પ્રથમ તો તેમને હાર પહેરાવી વંદન કર્યું એથી તેમની પ્રસન્નતા વધી. કોઈ ઓલિયા ફકીરની બેપરવાઈથી બાદશાહી ઢબે તેમણે તો વાત ઉપાડી થોડી વારે નોકર તેમના માટે ચા અને ટોસ્ટ લઈ આવ્યો અમને પૂછ્યુ 'તમે કંઈ લેશો?' પણ અમે બધુ પતાવી આવેલા તે વાત કરી એટલે આગ્રહ કરાવ્યો નહિ. મોટા પરિવાર ને સંપત્તિવાળા આ વૃદ્ધને શાંતિથી એક પ્યાલો ચા અને એક પતાવી થોડીથી એક મોટુ પાન ગાલમા ચડાવી દેતા જોયા ત્યારે લાગ્યુ કે એમને બહારના ભગીઓટની જરા યે પરવા નથી તે તો પોતાની કલ્પના અને કલાવૃત્તિની લહેરમા સદા મસ્ત છે અને રહેવાના.





શ્રી અવનીન્દ્રનાથે લાકડાના ટુકડા ને વાંસની ગાંઠ જેવી મામુલી વસ્તુઓમાંથી બનાવેલા બાળકોના નવતર રમકડાં

મેં પહેલાં તો ગુજરાત કલાસંઘના ચિત્રોની છાપો બતાવી શાંતિનિકેતનની વાત કરી ગુજરાતના જૂના ચિત્રો બતાવ્યા બધું જોઈને કહે 'આખું હિંદુસ્તાન એક જ છે હિંદની પશ્ચિમની બાજુએ ગુજરાતમાં રંગ અને રેખાનું જેવું સર્જન છે તેવું જ અમારી બંગાળની આગ કળામાં છે પણ હવે તમારા વિદ્યાર્થીઓને કહો કે આલેખનની શક્તિ વધારે અરે, હું ચિત્રો જોતાં જ મસ્ત થઈ જાઉં છું અને બાવરાંમાં સ્ફુરણા થાય છે I feel like an old war horse hearing canon I wish I were young again (તોપોનું ગર્જન સાંભળી ગર્જન ઉઠાવતા યુદ્ધના વૃદ્ધ અશ્વ જેવું મને થાય છે હું ફરીવાર તરુણ બની જાઉં તો કેવું સારું?) તમે જે કામ કરો તે ભાવિ પ્રજાને પણ કામ આવે એવું કરજો હરેક વિષયનું જ્ઞાન અને વિગતો ચિત્રમાં ઉતારજો

કલાકાર શ્રી મણીન્દ્રભૂષણ ગુપ્તાને ઘેર જમણી બાજુ-રવિશંકર રાવળની પાછળ શિવકુમાર જોષી અને મનજીલાલ ત્રિવેદી



યાન, આસન, વસન, ભૂષણ, સ્વર્ગ, પૃથ્વી, પાતાળ.(યાન એટલે બધાં વાહનો, પાત્રો વગેરે, આસન=બેઠકોના બધી જાતો; વસન=બધાં વસ્ત્રો, આભૂષણ, બધી જાતના અલંકારો અને સાધનો, સ્વર્ગ=આકાશના રંગો અને વાતાવરણ, પૃથ્વી=દૃશ્ય, વનસ્પતિ વગેરે પાતાળ=જમીનમાંથી નીકળતા પદાર્થો અને પ્રાણીઓ)

**વૃદ્ધ બાળક**

● આ એમની વસ્તુનિરૂપણ કરવાની લાક્ષણિક ઢબ હતી એમ વાતે વાતના રંગે ચડ્યા એટલે વખતનો પ્રશ્ન જ ન રહે એમણે કહ્યું 'મેં ગુજરાતી પણ શીખવા માંડ્યું હતું હું ચિત્રો નીચેના નામ વાંચી શકું છું આપણે એકબીજાના પ્રાંતની ભાષા જાણવી જ જોઈએ. ગુજરાતી હું ફણીન્દ્ર માસ્તર પાસે શીખતો હતો તેમની તબિયત કેવી છે?' એમની સ્મૃતિ આમ અજબ ઝબકારા મારે છે ઉત્તરમાં મેં કહ્યું, 'આપની હાલની પ્રવૃત્તિ કંઈ હોય તો બતાવશો?' એટલે હસીને કહ્યું, 'જુઓ હું હવે વૃદ્ધ થયો છું, અને વૃદ્ધાવસ્થા એ બીજી બાલ્યાવસ્થા છે, એટલે મને હમણાં રમકડાં કરવામાં મન પડે છે મારા પૌત્રને ખુશ કરવા મેં રમકડાં બનાવ્યાં છે તે હું તમને બતાવું' એમ કહેતાંક ને અમને ઉપાડ્યા ખાલીખમ મોટા ઓરડા પસાર કરી અમે ઉપરની પરસાળમાં તેમની બેસવાની જગ્યા પર પહોંચ્યા. બે જૂના ટેબલો, જૂની ખુરશીઓ અને નીચે દેખાતો ઉકરડો બનાવો પણ તેમાંથે એક બાજુ ઉધારી કાચલાં, શાખલાં, પથરા અને વાંસની ગાંઠોના ઢગલામાંથી થોડીક ચીજો કાઢી બતાવી તો સર્જકશક્તિનો તદ્દન નવો જ પરિચય મળ્યો. એકાદ લાકડાના ટુકડાને અહીંતહીં જરા છોલી તે પર આંખ મૂકી અને મગરનું રૂપ કરી નાખેલું એક વાંસની ગાંઠમાંથી વાઘનું મોં ઉપસાવેલું લાકડાના ટુકડામાંથી વહાણો બનાવેલાં અને કેટલાકમાં તો દોરી અને કમાનની રચનાથી હીલચાલ થાય એવું ગોઠવેલું મામૂલી ચીજોમાંથી કલ્પના અને યોજના વડે બાળકોને અપાર આનંદ અને શિક્ષણ આપી શકાય છે તેનું સ્પષ્ટ દર્શન થયું. વાતોમાં ને વાતોમાં ઘણો વખત વીતી ગયો

લગભગ બાર વાગવા આવ્યા હતા એટલે વાતો ટૂંકી કરી અમે એ વૃદ્ધ કલાવીરની રજા લઈ નીકળ્યા બાઇ મનજીલાલને તો તેની આ ફકીરીમાં પણ કાયમ રહેલી બાદશાહી મુદ્રા જ યાદ રહી ગઈ છે સમયનો શો પલટો? છતાં ભારતીય કલાના સમુદ્ધારના ઇતિહાસમાં તેમનું નામ અગ્ર પદે જ રહેશે

**શ્રી મણીન્દ્રભૂષણ ગુપ્ત**

● કલકત્તા કળાશાળાના કલાકાર મિત્રોના ચાપાનના નોતરાં પણ મારે મન તો તે વ્યક્તિનો પરિચય અને તેમની કળાનો વિસ્તાર સમજવાને, બહુ ઉપકારક બન્યાં હતાં, તેમાંના એક શ્રી મણિબાબુ તો અમદાવાદ બે વર્ષ શેઠ અંબાલાલ સારાભાઇને ત્યાં ચિત્રાચાર્ય તરીકે રહી ગયા હતા ત્યારનું અમારે ઓળખાણ હતું એ ભાઈશ્રીએ હિંદુસ્તાનના ચારે ખૂણાના અનુભવ લીધા છે પહેલાં એ શાંતિનિકેતન કળાશાળામાં દીક્ષા પામ્યા વચ્ચે સીલોનની ચિત્રશાળામાં પણ જઈ આવ્યા અને છેવટે શાંતિનિકેતનમાં જઈ વિશ્રાન્તિ લીધી ત્યારબાદ કલકત્તા કળાશાળાના સ્ટાફમાં જોડાઈ હવે કાયમની પાટે બેસી ગયા છે તેમના પ્રવાસો, પરિભ્રમણો અને ઉદ્યાનની પ્રતીતિ રૂપે તેમની પાસેના સેંકડો ચિત્રો, સ્કેચ અને ડ્રોઈંગ વગેરે જોઈ ડુદિન થયો બધા કામમાં તેમની ઉદ્યોગશીલતા અને લગનીની એકસરખી છાપ હતી દરેક ચિત્રના વૃત્તાંત અનુસાર તેના સંશોધન, ગોઠવણ અને વિચારનિરૂપણમાં તેમણે કંઈ ખામી રાખી નહોતી છતાં પણ કંઈક એવું તત્ત્વ આડે આવતું કે ચિત્રમાં પ્રસાદ રહી જતો





સૌમ્ય, સ્વસ્થ અને સરળ રમેનબાબુ (ફોટો · નગેન)
બાજુએ · મુલાકાત વેળા કરેલો તેમનો સ્કેચ (ર મ રા)

મને તેમનાં રંગકામો કરતાં લીનોકટ અને ઇચિંગ ગમ્યાં સારા અધ્યાપક તરીકે તેમણે બેશક પૂર્ણ તૈયારી કરી હતી તેમણે મને એટલાં બધાં ચિત્રો બતાવ્યાં કે તેમની એકલાની જ કૃતિઓનું એક સારું પ્રદર્શન થાય. પણ આજે તો કલાકારો લોકજીવનમાં ઊતરી શક્યા નથી તેમજ લોકો કલાકારોનો ઉપયોગ કરી જાણતા નથી

**શ્રી રમેન્દ્રનાથ ચક્રવર્તી**

● બીજે દિવસે રમેનબાબુનું ઘર શોધવા ભાઇ શિવકુમાર જોષીને લઇ બારેક માઇલ જેટલો લાંબો પ્રવાસ કરવો પડ્યો માટુંગા–માહીમ જેવો નવો વસેલો એ લત્તો કંઇક મુંબઇનું સ્મરણ આપતો હતો તેના એક નવા બંધાયેલા મકાનના દાદર પર પહેલે જ માળે રમેનબાબુનું પાટિયું વાંચી બારણું ખખડાવ્યું તો તેમણે જ આવીને ઉઘાડ્યું ત્રણચાર ઓરડાવાળા એ ફ્લૅટમાં તેમણે પોતાનો નિવાસ સમાવી દીધો હતો. સરળ, સંતોષપૂર્ણ હાસ્યમય તેમનું તાલવાળું મુખ જોનારને એકદમ ગમી જાય છે એ નાનકડા ખંડમાં જ બારી આગળ એક મોટી પાટ પર તેમની મુલાકાતની બેઠક હતી બંગાળમાં લગભગ બધે આ શોખ જોવામાં આવ્યો આથી ખુરશીઓની જરૂર ભાગ્યે જ પડે છે અને પાટલૂન તેમજ ધોતીવાળા બધા સગવડથી તેનો ઉપયોગ કરી શકે છે વાચન, રમત, ચિત્રકામ સંગીત, બધું જ તેના ઉપર થઇ શકે ને સૂઇને આડે પડખે લેટવું હોય તોપણ ફાવે.

રમેનબાબુ શાંતિનિકેતનમાં મુખ્ય શ્રેણીના વિદ્યાર્થી હતા તે વખતે કનુભાઇ પણ ત્યાં હતા એટલે તેમણે તેનું સ્મરણ આપ્યું. અમારા ઉભયના મિત્ર શ્રી વનવિહારી ઘોષ અમદાવાદમાં છે તેનું પણ એમણે સ્મરણ કર્યું અને તરત પરિચયનો પુલ બંધાઇ ગયો રમેનબાબુની નિખાલસતા અને સરળતા બહુ લાક્ષણિક છે શાંતિનિકેતનમાં પણ તેમણે નામ કાઢ્યું હતું 'કુમાર'ના ૯૧મા અંકમાં તેમના હાથનું, કમળ તળાવડીમાં હોડી હંકારતા બાળકોનું એક રંગ-





નીચે તથા ડાબી બાજુ:
શ્રી રમેનબાબુના લાક્ષણિક પેન્સિલ ચિત્રોના બે નમૂના. એમના રંગીન વુડકટ અને લીનોકટના નમૂના આ અંકના પૂઠા પર આપ્યા છે

ચિત્ર પ્રકટ થઈ ગયું છે. 'મૉડર્ન રિવ્યૂ'માં પણ તેમનાં ઘણાં ચિત્રો બહાર આવેલાં. કલકત્તા આર્ટ સ્કૂલના હેડમાસ્તરની જગ્યા ખાલી પડતાં તેની કમિટી તરફથી માગવામાં આવેલી ઉમેદવારોની પચાશેક અરજીઓમાંથી રમેનબાબુની પસંદગી થઈ એ જ તેમના સંસ્કાર અને શક્તિનું માપ બતાવે છે. કંઈક વિશાળ અનુભવ અને શિક્ષણ માટે બેચાર વર્ષ પહેલાં તે ઇંગ્લંડ અને ફ્રાન્સની શાળાઓનો પરિચય પામવા તેમજ યુરોપની કળાસંપત્તિ નીરખવા ગએલા. તે વખતે ત્યાં તેમણે પોતાનાં વૂડકટ, લીનોકટ, ઇચિંગ, ઍક્વાટિન્ટ, લીથોગ્રાફ અને હિંદી શૈલીનાં ચિત્રોનાં પ્રદર્શનો ભરેલાં અને તેની એકેએક દેશમાં ભારોભાર પ્રશંસા થએલી.

તેમનાં ચિત્રો ગાઢ પ્રાચીન વિષયોમાં જ બંધાઈ નથી ગયાં. પણ સામાન્ય રોજિંદા પ્રસંગો અને ચિત્રોમાં પણ તે લાગણીની તીવ્રતા દર્શાવી શકે છે. એક થોકબંધ ચિત્રમાળા માત્ર પેન્સિલથી જ કરેલી તેમણે મને બતાવી ત્યારે પ્રામાણિક ને વિશુદ્ધ દૃશ્યાલેખનમાં તેમની જોડીમાં મુકાય એવો કોઈ કલાકાર મુંબાઈ કે ગુજરાતમાં નહિ હોય એમ લાગ્યું. આપણા પ્રાંતમાં ઇચિંગ, લીથોગ્રાફ કે ઍક્વાટિન્ટના હજુ રડ્યાખડ્યા નમૂના કે વાતો જ છે, ત્યારે આ તરુણ કલાકારે તેમાં યુરોપી નિષ્ણાતોની ભારે પ્રશંસા મેળવી છે. ઍન્ગ્રેવરના પ્રમાણભૂત કલાકાર સર મુરહેડ બોન જેવાને તો કહેવું પડ્યું કે આજેય કલાકારો પૈકી થોડાક જ તેમના જેટલી સૌંદર્યભાવના પકડી શક્યા છે. ઇંગ્લંડની રૉયલ ઍકેડેમીના પ્રમુખ સર વિલ્યમ લેવેલીને તેમને માનાર્ઘ્ય આપ્યો કે તેમણે પોતાની કૃતિઓમાં આધુનિક જીવનની આલોચના કરી છે છતાં તે લાક્ષણિકતામાં તો હિંદી જ છે.

પણ આ બધી તો બહારની તારીફો છે. ખુદ કલકત્તાના વ્યાપારમંડળોમાં પણ તેમનું નામ આદરણીય બન્યું છે. સ્વદેશી ચિત્રશાળાના સ્ટાફમાં તે એક સવિશેષ કલગીરૂપ છે. શોક તો એ જ થાય છે કે આવા શક્તિવંત કલાકારો હિંદમાં હોવા છતાં હિંદના રાજા મહારાજાઓનાં કામો પરદેશીઓને જ સમૃદ્ધ બનાવે છે. રમેનબાબુએ હિંદી આલેખનના જેવી જ સિદ્ધિ યુરોપીય ઇચિંગ અને લીથોગ્રાફમાં બતાવી છે. આવા કલાકારોનાં પ્રવાસી પ્રદર્શનો ગામેગામ ગોઠવ્યાં હોય તો પ્રજાના સંસ્કાર અને આત્મવિશ્વાસને ખૂબ જ ઉત્તેજના આપી શકે.

એમના સમાગમમાં ત્રણ કલાક તો ચપટી વાગે એમ પૂરા થઈ ગયા. છેવટે એમણે મારો એક સ્કેચ ખેંચ્યો, અને મને પણ એ તક યાદ કરવા જેવી લાગી એટલે મારી સ્કેચબુકમાં પણ રમેનબાબુની મુદ્રા ઉતારી લીધી અને એ સુંદર યાદગીરી સાથે અમે રજા લીધી.

(ચાલુ) ર. મ. રા.

# બૉમ્બે આર્ટ સોસાયટીનું એકાવનમું પ્રદર્શન

● ગયા જાન્યુઆરીમાં એ ભરાઈ ગયું. પ્રદર્શનની ચૂંટણીસમિતિએ ચિત્રોની ગોઠવણ માટે વિશેષ કાળજી બતાવી હતી, પણ ચિત્રોની પસંદગી કરવામાં ઘણી ગફલત થઈ જણાતી હતી. ત્રણચાર ચિત્રો તો લગભગ નકલો જ (જરા ફેરફાર સાથે) રજૂ થઈ હતી,—ખાસ કરીને હિંદી ચિત્ર વિભાગમાં. યૂરોપિયન શૈલીનાં ચિત્રોમાં સર્જનાત્મક ચિત્રો ભાગ્યે જ આવે છે. નિસર્ગદૃશ્યો કે માનવ પાત્રોના ત્વરિત આલેખોનો જ મોટો ભાગ એમાં નજરે પડે છે. ઇંગ્લંડની ઍકેડેમીનાં પ્રદર્શનોમાં જે સઘન તૈયારીવાળી મોટી ચિત્રપાટીઓ કે તસ્વીરો જોવામાં આવે છે તેનું તો અહીં હજુ સ્વપ્નું પણ નથી. આજ ૮૩ વર્ષથી અહીંની કળાશાળામાં અંગ્રેજી ઢબની કળાનું શિક્ષણ આપનારા પરદેશી ગુરુઓની તાલીમનું આ એક માપ છે.

બીજી તરફ હિંદી કળાના શિક્ષણ માટે કટ્ટર વિરોધ દર્શાવનારી એ ચિત્રશાળાએ (સર જે. જે. સ્કૂલ ઑફ આર્ટે) બે પેઢીથી તેનું વલણ બદલી તેનો એક વિભાગ ચાલુ કર્યો છે. એ શુભ પ્રયાસને આવકાર આપવાની સાથે જણાવવું જોઈએ કે એ વિષયમાં માર્ગદર્શક બને એવા સંસ્કૃતિ અને તાલીમનો પરિચય પામેલા કલાનિષ્ણાતની યોજના હજુ એ શાળામાં થઈ નથી. એટલે વિદ્યાર્થીઓ જે પ્રયત્નો કરે છે તે મોટે ભાગે પુરોગામી કલાકારો કે કલાકૃતિઓનું પ્રકટ અનુકરણ જ થાય છે. સર્જકતા કે મૌલિક દૃષ્ટિના પ્રકાશો ભાગ્યે જ નજરે પડે છે. જે નમૂનાઓ ઉપર એ શાળા પોતાનો ગૌરવધ્વજ ફરકાવે છે તેમાંની ઘણી કૃતિઓ મુઘલ કે રાજપુત કળામાંથી ઉછીની લીધેલી રચનાઓ, પાત્રો, પોષાકો ને રંગયોજનાઓ ઉપર જ પોતાના હિંદીપણાનો દાવો માંડે છે. ચિત્રસંયોજનની પાછળ જે સાક્ષાત્ પરિચય ને અનુભવની ભૂમિકા જોઈએ તેનો એમાં લગભગ અભાવ છે. આજના કળાકારો મુઘલ કે રાજપુત યુગના સંસારનો કશો જ સાચો ખ્યાલ ધરાવતા નથી, તેમજ તેને નીરખનારા પણ બહુ ઊંડું સમજતા નથી, એટલે અનેક ચિત્રોમાંથી એકઠી કરેલી, પાત્ર પ્રાણી અને પ્રદેશની ચિત્રસામગ્રીમાંથી એક ચિત્ર ઉપજાવી કાઢવાની તરકીબ આ કળાકારોને ઠીક ફાવી છે. આજના વાસ્તવિક જીવનના પ્રસંગો કે નજીક આગળના ઇતિહાસને મૂર્ત કરવાની તક ઉઠાવનાર કોઈ વીરલો હજુ નજરે પડ્યો નથી. આથી જેને તરી આવતી (outstanding) કૃતિ કહીએ એની તો રાહ જ જોવી પડશે.

આ બધામાં પ્રામાણિક કામગરી અને સાદી વસ્તુનું કવિત્વમય નિરૂપણ કરવામાં લખનૌના શ્રી પી. આર. રૉયનાં ચિત્રોએ વધારે ધ્યાન ખેંચ્યું છે અને એમને ભાવ તથા ઊર્મિભરેલી કૃતિઓના સર્જક ગણી પરીક્ષકોએ રૂપાનો ચંદ્રક આપ્યો છે, અને તેમાં ઘણા રસિક પ્રેક્ષકો પણ સહમત થયા છે.

મુંબાઈના તરુણ કલાકારો શ્રી ભાનુ સ્માર્ત, શ્રી ગોકળદાસ કાપડિયા, શ્રી રેડ્ડી અને શ્રી મજીદનાં ચિત્રો કંઈક વિશેષ માર્ગદર્શન માગે છે અને કલા તેમજ ક્રિયાને લગતી ઊંડી મર્મસ્પર્શી સલાહ તથા ટીકા આપનાર યોગ્ય વ્યક્તિઓના સમાગમથી તેઓ ઘણું કરી શકે એવા છે. વળી હિંદી કળાની સર્વોચ્ચ કલાકૃતિઓ નજરે જોવાની તક, બરોબર સમજવાનું જ્ઞાન અને અભ્યાસ વગેરેનો તેમને અભાવ છે. કલકત્તા, લાહોર, જયપુર, પટણા, લખનૌ આદિ સ્થળોના ચિત્રસંગ્રહો જોવાથી તેમને ખાતરી થશે કે હિંદી કળાના પાયા કોઈ જુદા જ તત્ત્વો ઉપર મંડાયા છે. આજની આર્ટ સ્કૂલો જેવી કોઈ સંસ્થાઓ નહોતી તે કાળમાં હિંદમાં આવી બેનમૂન કૃતિઓ સરજનારામાં કોઈક મૌલિક સિદ્ધાંતો હશે જ. હશે તે શોધી સમજવાથી તેમનો માર્ગ સરળ બનશે.

તરુણ કલાકારોમાં એક બીજો વર્ગ યુરોપની અદ્યતન કળાઓના પ્રયોગમાં જોરશોરથી ઊતરી પડ્યો છે. જે કળા યુરોપમાં મૉડર્નિસ્ટિક તરીકે જાણીતી થઈ છે તેનાં અનુકરણો પણ આજની મુંબાઈની શાળામાં ખૂબ થાય છે. એ કેટલે અંશે સફળ છે એ તો યુરોપ જઈ તેના ક્ષેત્રનો વિશાળ અનુભવ જેમણે લીધો હોય તે જ કહી શકે, પણ યુરોપમાં જ તેની ઉપર મોટી પક્ષાપક્ષી થઈ ગઈ છે અને સમર્થ

સંસારદર્શન
ચિત્રાવલિ
મણકો-૬




**વિધવાની વિડંબના**
(બીજું દર્શન)

વિધવાની રક્ષાને બહાને સમાજે તેને માટે વિકાસનાં દ્વારો તો બંધ કર્યાં, પણ સાંકડા વાડામાં પૂરી રાખી વ્રત, જપ, નિગ્રહ અને ત્યાગ-તપમાં ચિત્ત પરોવવાનું કહી તેની આકરી બેડીઓ પગમાં નાખી, અને વધારામાં ઘરની મજૂરણ જ બનાવી રાખી, એટલું જ નહિ પણ એ બધી મર્યાદાઓના ભંગની સજા રૂપે પંડિતો અને શાસ્ત્રીઓએ ધર્મ અને શાસ્ત્રના આધારે પરિત્યાગ અને બહિષ્કારનું ખુલ્લું ખડગ હમેશાં તોળી રાખ્યું. પણ બીજી બાજુ એવા પવિત્ર આચારનાં કોઈ સીમાબંધન કે બહિષ્કારની સજા પત્નિયા આવ્યે પરણનારા પ્રૌઢો કે વૃદ્ધોને માટે નિર્માણ ન કર્યાં. તેઓ તો વિધવાનાં કષ્ટોના ઉપહાસ કરતા હોય તેમ નાની કુમારિકાઓ સાથે યથેચ્છ વયે લગ્ન કરવાનો પરવાનો પામ્યા છે. શાસ્ત્ર અને ધર્મ તેને આજથી પણ અટકાવી શકતા નથી.

ગાબુગોએ તેની સામે પણ ગ્રંથ લખ્યા છે આવી પ્રયોગાત્મક, અમથી ચાલતી પરદેશી કળા હિન્દી સમાજમાં કેવી રીતે પચાવશે તે પણ પ્રશ્ન છે. છતાં દરેક સાહસ અને પ્રયોગને તક મળવી જોઈએ. પ્રજા-માનસ તે સમજવા કેળવાશે તો જ તેનો નિર્વાહ થશે. આ સ્થળે બૉમ્બે આર્ટ સોસાયટીના સંચાલકોને સૂચવવું જોઈએ કે પ્રદર્શનની સાથે ચિત્રોના વિવિધ પ્રકારો ઉપર સમજ અને પ્રકાશ આપનારી સચિત્ર વ્યાખ્યાનશાળાની પણ યોજના કરે.

કુદરતનાં જ પ્રકાશ અને ઉપસામગ્રીનો સહજ ઉપયોગ કરવામાં તો ફોટોકલાકારોએ તેમનું આગે કદમ સાચવ્યા જ કર્યું છે; પરંતુ તેમાંયે કેટલાંક ચિત્રો તો યુરોપમાં બહાર પડેલા ચિત્રોની સરણી પકડીને જ કરેલાં હતાં. દેશના કે વતનના સંસ્કારો અને વાતાવરણ તેમ જ લોકજીવનનો મર્મ સમજી ચિત્ર લેનારા બહુ જૂજ છે. આ દેશના ફોટોકલાકારો વધારે પડતા કાળા વર્ણનો પ્રવાહ ચિત્રમાં ભરી દે છે, એટલે બધાં જ ચિત્રોમાં એકસરખાપણાનો અણગમો થાય છે.

પ્રદર્શનના 'બ્લૅક ઍન્ડ વ્હાઈટ' વિભાગમાં પેસ્ટલ, ડ્રોઇંગ, પેન્સિલ, ક્રેયૉન, લીનોકટ વગેરેનો સમાવેશ થાય છે. પણ હજુસુધી સમગ્ર ચિત્રોના કદરદાર નમૂના જોવાની તેમાં તક આવી નથી, પેસ્ટલમાં મિ. ગુર્જર વગેરે સરસ કામ બનાવે છે

કૉમર્શિયલ આર્ટ (વ્યાપાર-સહકારી કળા) પર હમણાંહમણાં બહુ ભાર મૂકવામાં આવે છે અને મુંબાઈની શાળાએ તેના વિભાગમાં બહુ ઉત્સાહ બતાવ્યો છે, પણ પ્રદર્શનમાં કશું જ નમૂનાલાયક જોવામાં નહોતું આવ્યું. દેશમાં વ્યાપાર અને ઉદ્યોગધંધા ખીલતા હોય તો જ આ કળાનો ખપ અને ઉપયોગ વધે.

ઑઈલ પોર્ટ્રેઈટ વિભાગમાં નવીનતા અને તાદૃશ્ય આલેખન જ મુખ્યત્વે હતું. ચીલા બહાર નીકળવાની તૈયારી થોડાની જ છે. તસ્વીરો (પોર્ટ્રેટ્સ) પણ હજી ફોટોગ્રાફિક બીબાંનો ત્યાગ કરી શકતી નથી. છતાં ચપળ અને તેજસ્વી પીંછી ધરાવતા ઘણા તરુણો આગળ આવ્યા છે એવો સંતોષ લઈ શકાય. યુરોપમાં તાલીમ પામી આવેલા સિદ્ધ કલાકારો આ ક્ષેત્રમાં તેમના માથા હરીફો હોય છે એટલે તેમને મળેલી મામૂલી તાલીમ સાથે સ્વબળથી જ તેમણે ઊભા રહેવાનું રહ્યું.

શિલ્પ તો આ વખતે સાવ ફિક્કું લાગતું હતું. શિલ્પીઓ પ્રજાનો ઉત્સાહ વધે એવાં પાત્રો કે પ્રસંગરચના કરી જાણતા નથી એમ જ માનવું રહ્યું. સ્થાપત્ય કલા (આર્કિટેક્ચર) ના વિભાગમાં સરકારી ખાતાની જરૂરિયાત તેમ જ શુદ્ધ પ્રસંગની જરૂરિયાત સિવાય નવું ઉપનિર્માણ કે ઉપધર્મ સાચવતાં નાના ભવનોની સુંદર રચનાની આપણે આશા રાખીએ; પણ વેઘાની બહાર નજર કરવાની ફુરસદ શાળા કે ઑફિ-

એમને ન હોય તો એમની મહેનત કોણ પિછાને?

આજના કઠણ કાળમાં પણ ચિત્રકારોએ આ પ્રદર્શન માટે સારા સાતસો જેટલી કૃતિઓ મોકલી હતી અને તેમાંથી ચારસો જેટલી લોકનજરે મુકાઈ એ ચિત્રકારોનો અદમ્ય ઉત્સાહ બતાવે છે; ખૂબ ચિત્રો પાછળ ગાળેલા સમય અને જીવનનિર્વાહ, પ્રેમ તથા કાચના મોંઘા ભાવો, ચિત્રો મોકલવાના ખર્ચા તથા જોખમો તથા તે ઉપરાંત એન્ટ્રીની ફી અને છેવટે પ્રદર્શન ચિત્ર દીઠ બે રૂપિયા લે ને, એ બધાનો વિચાર કરીએ તો એ સાડાસાતસો ચિત્રો પાછળ કરેલો વ્યય કેટલો હશે? વિદ્યાર્થીઓ અને ગરીબ કલાકારોને માથે એઓને રાખી પ્રદર્શનનો લહાવ માણે એ ઘણી કઢંગી સ્થિતિ છે. પ્રદર્શનના ચાલકો દર વખતે નહિ વેચાયેલા ચિત્રોની ફી પાછી વાળતા હતા એ પણ આ વખતે તો પાછી વાળી નથી, એટલે કેટલાના જીવને સંતાપ થયો હશે? મોંઘવારીની ખર્ચનો ભાર શ્રીમંતો, સંસ્થા અને પ્રેક્ષકો ઉપર નાખીને જ કલાકારોને ઉત્તેજન અને પ્રચારનું મૂલ્ય આપ્યું ગણાય. ર. મ. શ

## અવનીન્દ્રનાથ

ઉદ્ધારી ભારતના મૃદુ તૂલિકાએ
કોણે, પુરા-પૃથિવી જેમ મહાવરાહે?

ઉમાશંકર જોશી

[શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરને સિત્તેર વર્ષ પૂરાં થવાના જયન્તી-અર્ધ્ય તરીકે એમના શરૂઆતના ચાર શિષ્યોમાંના એક અને લખનૌની સરકારી કલાશાળાના આચાર્ય શ્રી અસિતકુમાર હાલદારે રચેલા મૂળ બંગાળી વંદના-કાવ્યની શ્રી ઉમાશંકર જોશીએ મૂળ છંદ (અનિયમિત પયાર—જે આપણા મનહર-ને મળતા લયમાં ઉચ્ચારી શકાય છે)માં ઉતારેલી છાયા ]

કોણ પુણ્ય દિને
ધ્યાનના અંજનનેત્રે અવનીન્દ્ર, તમે
દેખી લીધો યૌવનનો હલ્લોલ ઉદ્દામ
ફૂટી રહ્યાં પ્રાચીન શિલ્પહૈયે અવિરામ?
પ્રાચીન—પણ જૂનું નહિ; પ્રાણધર્મે વડે
અમૃત સકલ-તેથી વિદેશી શિલ્પનો તમે
મોહ મૂકી, દેખી લીધું, દેખાડ્યું ને વળી
જે કંઇ ઐશ્વર્ય એનું.—કોણાર્ક પ્રતિમૂર્તિ,
અજન્તાની ચિત્રકલા, બરબુધરભિત્તિ-
ગાત્રપત્રગાથા, જે કૈં ફૂટી રહ્યું શિલ્પીઓના
પ્રતિદિન તણા આનંદઉત્સાહ કરા
ઉત્સવ સમું, પ્રતિ પથ્થરકણ
ચારુકાર્યે જાણે કથા કહે, પ્રતિ ચિત્રપટે
પ્રાચીન યુગનું મૂર્ત ઉદ્‌બોધન રટે
બહુ કાલ થયો ગત, વિશ્વકર્માકર્મે
જેનો જોગ થયો તેની કીર્તિનગો તમે
જાણી લીધો નિજ ધર્મ—મર્મે મર્મે
રાગસૂત્રે ગૂંથી લીધા પ્રાચીન નૂતન
એથી તો તમે ન, લઈ ભિક્ષાપાત્ર, ગયા
વિદેશના શિલ્પધનકુબેરને દ્વારે
રસના સન્ધાની, તમે એક ભાવે જગાડ્યા આ
ભારતના શિલ્પતણા પ્રાણ
તમારી વર્ણિકતણી બની રેખાવળું
ગાએ કોઇ મર્મસ્પર્શી રૂપરુચિરચનાનું ગાન
શિલ્પ લક્ષ્મી ભાગ્યા મન્દિરની પરે
નવ કલેવરે, જોતા અમે, પુણ્યે હસે,
આકિંચન થયું છે ગત
તમે, ભારતશિલ્પગુરુ, દેખાડ્યો છે પથ,
પૂર્યું મનોરથ
આજે સિત્તેર વર્ષ તમે
પાર કર્યાં દેખી આનંદઉત્સવે અમે
જયગાથા ગાતા. પ્રણામ અમારા,
વળી શિલ્પી ભાઇ વસ્યા વર્તમાને સારા,
વળી જે ભવિષ્યકાળે પૂંઠે આવનારા
તમારે દેખાડ્યે પથે, તે ય કરવાના
પ્રણામ તમોને, એમ ધારી સર્વ જનો
પ્રણામ કરીએ અમે, ગુરુવર્ય નમો!

# કલાકારનો ધર્મ

ભારતમાં પૌરસ્ત્ય કલાના સમુદ્ધારક ને બંગીય કલાકારોના ભીષ્મ-પિતામહ સમા શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરને સિત્તેર વર્ષ પૂરાં થવાના પ્રસંગે શાંતિનિકેતનમાં ઉજવાએલા જયન્તી સમારંભ વેળાએ શાંતિનિકેતન કલાભવનના આચાર્ય, તેમના પટ્ટશિષ્ય સમા શ્રી નંદલાલ બસુએ કરેલું પ્રવચન

શ્રી અવનીન્દ્રબાબુ સાથે મારે શિષ્યનો સંબંધ છે, એટલું કહેવાથી તે બરાબર સમજાશે નહિ. કલાની બાબતમાં મારી અને તેમની વચ્ચે આત્મિક સંબંધ છે, એટલે હું તેમના પુત્રના સ્થાને જ છું. તેમના તરફથી મને વારસામાં ચિરસ્થાયી સંપત્તિ મળી છે. પૂજ્ય ગુરુદેવે શ્રી અવનીબાબુ પાસેથી મને શાંતિનિકેતનની સેવા માટે માગી લીધો. ગુરુદેવ તો આજે આશ્રમમાં સ્થૂલ દેહે નથી, પણ તેમની પ્રેરણા અને આદર્શ આપણે મન હંમેશા ઉજ્જ્વલ જ રહ્યા છે. એટલે આપણી સેવાનું કાર્ય અહીંથી અટકતું નથી. આપણે નવા બળથી સજ્જ થઇ આપણા આત્માને દરેક રીતે આશ્રમની સેવામાં યોજીએ.

શિલ્પગુરુને શ્રદ્ધાની યોગ્ય અંજલિ અર્પવા માટે કેટલીક જાણવા જેવી વિગતો આપવી જોઇએ. 'ગુરુ' અને 'શિક્ષક' એ બન્નેના અર્થ જુદાજુદા છે. હું જ્યારે તેમને 'ગુરુ' કહું છું ત્યારે ઘણાના મનમાં શંકાને સ્થાન રહે છે, કારણકે સાધારણરીતે તેમના મનમાં ગુરુ-ચેલાના સંબંધનો જ ખ્યાલ આવે છે. જે વ્યક્તિના આદર્શથી આપણે આકર્ષાયા હોઇએ (પછી શિક્ષણ આપવામાં તે નિપુણ હોય કે નહિ તે જુદી વાત છે) તે વ્યક્તિને જ હું 'ગુરુ' કહું છું. જ્યારે આજકાલ તો, શિલ્પમાં કૌશલ્ય મેળવવું પરંતુ ગુરુના આદર્શમાં શ્રદ્ધા ન રાખવી, ગુરુ સાથે આત્મિક સંબંધ ન બાંધવો એ જ આધુનિક શિક્ષણપ્રથાનો વ્યવસાય થઇ પડ્યો છે. સ્ટુડિયો કે ક્લાસમાં નિયત સમયે જઇ નિયત વ્યક્તિની પાસેથી કલાના થોડા પાઠ શીખીને ઘેર ચાલ્યા જવું, અને શિક્ષકને તે બદલ કંઈક મહેનતાણું આપવું એ હૉટેલમાં જઈ પૈસા આપી કંઈ ખાવા બરાબર છે. યોગ્ય શિક્ષણ તો ત્યારે જ મળે જ્યારે ગુરુ અને શિષ્યના વિચારો સરખા હોય, બન્ને વચ્ચે આત્મિક સંબંધ હોય.

ગુરુ જે પદ્ધતિએ પોતાનું શિલ્પ કરતા હોય તે પદ્ધતિએ શિષ્ય પણ પોતાનું શિલ્પ ભલે કરે, પણ એમ કરવાથી શિષ્યની સ્વતંત્રતા જતી રહેવી ન જોઇએ. ગુરુ પોતાનો આદર્શ અને પોતાની ચીતરવાની પદ્ધતિ બળજબરીથી શિષ્ય (અનુસંધાન આગળ પાન ૯૭મે)

ખગોળને જીવનધ્યેય બનાવી તેના જ્ઞાનનો પ્રકાશ જગતમાં રેલાવનારી–ટાઇકો બ્રાહે અને ગૅલીલિયો જેવી–પશ્ચિમની પ્રારંભિક પ્રતિભાઓમાંનો એક અને તેમનો જ સમકાલિન

# જૉન કેપ્લર

**જેના શોધેલા ત્રણ પ્રાથમિક સિદ્ધાંતો તેના જ નામથી 'કેપ્લરના ત્રણ કાયદા' તરીકે ઓળખાય છે.**



રાતોની રાતોના ઉજાગરા કરી લાંબા-લાંબા કાગળિયાં ચીતરતા જૉન કેપ્લર સામે તેની પત્નીનું નાકનું ટીચકું હમેશાં ચડેલું જ રહેતું. તેનો પહેલો પતિ ગયા પછી બીજા ત્રેડ છૂટાછેડા કરી આ ત્રીજો પતિ તેણે કર્યો હતો.

એક દિવસ તેને કંઈક ખુશમિજાજમાં જોઈને કેપ્લર બોલ્યો: 'આપણે પ્રાગ જઈએ.'

'હા, ને પૈસાને બદલે શું વટાવીશું?' તેની પત્ની બાર્બરાએ ટાણો માર્યો.

'એ તો પ્રાગમાં ટાઇકો બ્રાહે બધું સંભાળી લેશે.'

'એમ? એને પહેલાં કદી મળ્યો તો છે નહિ' તુ તદ્દન મૂર્ખ છે.'

'ના, જવું તો પડશે જ. મારે મંગળ પરનાં તેનાં ચિત્રો જોવાં છે.'

અંતે કર્કશા પત્નીએ કેપ્લરના આગ્રહને વશ થઈને પ્રાગ જવાની હા પાડી.

બહારથી ખાસ જેવો ન દેખાતો છતાં સદાયે રોગિષ્ઠ રહેલો આ કેપ્લર તે ખગોળશાસ્ત્રના જગનામી શોધકો ગૅલીલિયો અને ટાઇકો બ્રાહેનો સમકાલીન અને ખગોળના જ્ઞાનમાં અવિરોધ વૃદ્ધિ કરનાર 'ત્રણ કાયદા'નો સ્થાપક. બાળપણમાં તેના પર શીતળાનો હુમલો થએલો તેમાં તેની આંખો નબળી પડી ગઈ હતી. બીજા પણ એવા બે પ્રાણઘાતક રોગોના એક પછી એક હુમલા ને સપાટાનો આવેલો, ને તેનો બાંધો નબળો જ રહ્યો હતો.

ઈ. ૧૫૭૧ના ડિસેમ્બરની ૨૭મીએ વુર્ટેમ્બર્ગ ખાતે આવેલા વાઇલ નામના ગામડામાં તેનો જન્મ થએલો. છ વર્ષની વયે તે લિઓનબર્ગની શાળામાં ભણવા બેઠો, પણ એ ભણતર ઝાઝું ચાલ્યું નહિ; કારણ કે તેનો બાપ કોઈક મિત્રનો જામીન પડેલો ને મિત્ર નાસી જતા બધું દેવું તેને ભરપાઈ કરવું પડેલું ને પરિણામે તે આખી રાતમાં ભિખારી થઈ ગયો હતો. કેપ્લરને ભણતર છોડી દેવું પડ્યું ને સાત વર્ષની વયે એક દારૂ ગાળનારને ત્યાં નોકરીએ રહેવું પડ્યું. આખા દિવસનો શ્રમ ને ગંદામાં ગંદું કામ એના સ્વાસ્થ્યને વધુ ને વધુ બગાડતા ગયા.

એવામાં એક દિવસ અચાનક તેના બાપ હેન્રી કેપ્લરે તેને ફરીથી નિશાળમાં બેસાડવાનું કહ્યું નાના જૉનને એ સાંભળી એટલો તો આનંદ થયો કે તે પોતાના બાપને કમરકાથી વળગી પડ્યો ને તેના પગો ઝાલી તેને કીધો કરવા પ્રયત્ન કર્યો! બસ, જૉનને પિતાનું આ છેલ્લું જ સ્મરણ હતું. કેમકે તેની મા એવી ગજબની કર્કશા હતી કે ફરીથી સારો વખત આવ્યા છતા તેનું સુખ ભોગવવા પણ ન રહેતાં હેન્રી તેનાથી ત્રાસીને ઘર છોડી નાસી ગયો. ફરી કદી તેના સમાચાર સમજાયા જ નહિ.

અને જૉને પણ અંતે ઘર છોડ્યું. તેની મા એવી તો સાંકડા મનની હતી કે અનેક સન્તાનો ને પ્રેમના ઉભરાની ભરી આખુંના વર જેવા સ્વજનને પણ જૉન કશા અફસોસ સિવાય છોડી ચાલી નીકળ્યો.

ટૂબિન્જન ખાતે જઈ વિદ્યાપીઠનો અભ્યાસ પૂરો કર્યા પછી તે ગ્રાત્સમાં ખગોળનો પ્રોફેસર નીમાયો. તેનો ખાસ શોખ ગણિતનો હતો ને ખગોળને તો નવરાશીઓની એક છળબાજી જ તે ગણતો, એટલે તેણે એ નિમણૂક બહુ અકળાતે મને સ્વીકારી.

નિશાળમાં ગ્રાહકોના બાધ્યો કરતા જૉનનું ખગોળનું જ્ઞાન ગાઢ જરા ન હતું. કૉપરનિકસના સિદ્ધાંતનું તેને સારું જ્ઞાન હતું, પણ આકાશનું તેણે કદી નિરીક્ષણ કર્યું ન હતું. પ્રોફેસર નિમાયા બાદ જ તેણે તે કર્યું અને પછી તો દિવસેદિવસે તેને એમાં એટલો બધો રસ પડતો ગયો કે તે ખગોળમાં ઓતપ્રોત થઈ ગયો ને પરિણામે પોતાના નામથી ઓળખાતા 'ત્રણ કાયદા'ઓની એ વિદ્યાને ભેટ ધરી પોતાનું નામ પણ અમર કર્યું.

કેપ્લરે નિરીક્ષણ શરૂ કર્યું ત્યારથી જ તેને ગ્રહોની ગતિ આકર્ષી રહી હતી. તેમને સૂર્ય સાથે સબંધ હોવાનું એને લાગ્યું પછી તો એ એની પાછળ જ મંડ્યો. દિવસ ને રાત શ્રમ કરી તેણે ગ્રહોની કક્ષાના

માર્ગ નક્કી કરતા નકશા તૈયાર કર્યા ને તેની નકલ યુરોપના ત્યારના પ્રખ્યાત ખગોળજ્ઞ ટાઇકો બ્રાહેને મોકલી.

આજે એ નકશાઓ ભલે નકામા ગણાય, પણ ચોવીસ વર્ષના યુવાન જૉન કેપ્લરનું એ કામ કેટલો ઉત્સાહ બતાવે છે! ટાઇકો બ્રાહેએ પણ એ ઉત્સાહ સામે જોયું. તેને આ તરુણમાં રસ પડ્યો ને તેને લખ્યું: 'તું મારી પાસે આવ, તને કોઈ જાતની અગવડ નહિ આવે. તારું આ આશાસ્પદ નિરીક્ષણ અહીંની વેધશાળા સંપૂર્ણ બનાવશે.'

એ કાગળ આવતા પહેલાં તે બાર્બરા ફૉનમુલેક નામની સ્ત્રી જોડે પરણી ગયો હતો. માંદા અને મુફલિસ કેપ્લરને પત્ની ઉપરાંત પોતાના સાસુસસરાનો પણ ખૂબ કંટાળો રહ્યા કરતો. પણ ટાઇકો બ્રાહેનો જ્યારે બીજો કાગળ આવ્યો ને તેમાં તેણે લખ્યું કે 'અજાણ્યા તરીકે નહિ, પણ એક મિત્ર તરીકે હું તને બોલાવું છું' ત્યારે તો તેણે પ્રાગ જવાનું ચોક્કસ જ કરી નાખ્યું ને ઘણી રકઝકને અંતે પોતાની પત્નીને પણ સમજાવી.

પોતાને મળનારી મહાન વ્યક્તિના ખ્યાલોથી જૉન એટલો તો ઉભરાઈ ગયો કે રસ્તામાં જ તે માંદો પડ્યો ને એક ધર્મશાળામાં તેને આશરો લેવો પડ્યો. અજાણી વસતિમાં દવાદારૂ કરવાના, એટલે સાથે લાવેલી રકમ તો થોડા જ દિવસોમાં ખર્ચાઈ ગઈ. ઘરથી દૂર પડેલો અકિંચન જૉન આ પારકા પરદેશમાં પોતાને આશરે પડેલાં સ્વજનોને જોઈ વધુ હેબતાતો જતો હતો. તેવામાં તો ટાઇકોને ખબર પહોંચતા તેણે મદદ મોકલી આપી. સારો થતાં કેપ્લર પ્રાગ જઈ તેને મળ્યો. બંનેને એક જ ઉત્કંઠા હતી: આકાશના ઘુમ્મટના ભેદમાં ઊતરવાની.

પ્રાગમાં કેપ્લરની નજર આગળ ટાઇકોના નિરીક્ષણોનો અમૂલ્ય ખજાનો ખુલ્લો થયો. તેનામાં તાકાત ન હતી, પણ ખંત પુષ્કળ હતી. નિષ્ફળ જવું એ તેને મન નવેસરથી શરૂ કરવાની ચેતવણી હતી. ટાઇકોએ પણ કોપનહાગનમાંથી અપમાનિત થઈ પ્રાગમાં આવી ત્યાર પછી કેપ્લરની મિત્રતામાં જ બધો આશરો જોયો હતો. તેનો ભાવ હવે પહેલાં જેવો જલદ રહ્યો ન હતો. પણ બધી મદદ અને સગવડ છતાં કેપ્લરની સ્ત્રી તો ટાઇકોને ધિક્કારતી જ, કારણ તેણે જ તેને પોતાના ઘર ને સગાંવહાલાંથી છૂટી પડાવી હતી. તે હંમેશા પોતાના ધણીના કાન ભંભેરતી જ રહી ને એક દિવસ તો કેપ્લરને પણ લાગ્યું કે પોતામાં શક્તિ હોવા છતાં ટાઇકો જાણીજોઈને પોતાને આગળ આવવા દેતો નથી.

અચાનક એક દિવસ તે ટાઇકોની રજા લઈ ચાલી નીકળ્યો, પણ ગ્રાઝ જઈને ઊલટો વધુ દુઃખી થયો. સમયના વહેણ અને નિરાશાથી ઘડાઈ ગએલો ટાઇકો તેને ખરી પ્રામાણિકતાથી ચાહતો, એટલે તેના દુઃખની ખબર પડતાં જ તેને ફરી મદદ મોકલીને તેડાવ્યો અને તેની બધી ગેરસમજૂત ટાળી નાખી. વળી તેણે ડેન્માર્કના પ્રિન્સ રુડૉલ્ફ જોડે કેપ્લરની મુલાકાત કરાવી આપી ને પરિણામે કેપ્લરને 'શાહી ગણિતશાસ્ત્રી'નો ઈલ્કાબ અને થોડો પગાર પણ ચાલુ થયો. આમ આવક વધતાં કેપ્લરની પત્ની પણ કંઈક શાંત પડી.

એક ગમગીન રાત્રે એક બિછાનાની પાંગતની ઝીણી બત્તી આગળ કેપ્લર બેઠો હતો. બિછાના પર તેનો એકનો એક મિત્ર અને સહાયક ટાઇકો બ્રાહે મરણપથારીએ પડ્યો હતો. તેનો હાથ પોતાના હાથમાં લઈ તે બોલી રહ્યો હતો: 'આખી જિંદગી હું તારાઓ પાછળ મથ્યો છું. મારે એના માર્ગના ચોક્કસ કોઠા તૈયાર કરવા હતા. મેં એક હજાર તારાને માટે ધ્યેય બનાવેલું, પણ તેમાંથી સાતસો સાત જ પૂરા થયા છે. હું એ બધા યે પૂરા કરત, પણ મારા દેશ ને મારા રાજા મારી વિરુદ્ધ પડ્યા. હવે હું મારાં બધાં કાગળિયાં તને સુપ્રત કરતો જાઉં છું. અધૂરું રહેલું પૂરું કરી પ્રિન્સ રુડૉલ્ફના નામથી તું એ કોઠા પ્રસિદ્ધ કરજે.'

નીચી ઢળેલી આંસુભરી આંખે જૉને તે પ્રતિજ્ઞા કરવાનો મત આપ્યો ને ટાઇકોના પ્રાણ ઊડી ગયા.

કેપ્લરની ખ્યાતિ હવે વધવા લાગી હતી. બોહીમિયાના રાજા ને રોમના શહેનશાહે પણ તેને શાહી ગણિતિજ્ઞ નીમ્યો. પણ જેમ કીર્તિ વધતી ગઈ તેમ પૈસાની તંગી વધતી ગઈ. રુડૉલ્ફ તરફથી મળતા પૈસા પણ હવે બંધ થયા. આથી નછૂટકે કેપ્લરે જ્યોતિષશાસ્ત્રીનું કામ હાથ લીધું. જોકે એ તો માનતો હતો કે આકાશમાં મોટપણે ગેલ કરતા એ તેજપુંજોને એ પામર માણસો સાથે કશું લાગતું વળગતું નથી, પણ પોતાનો તથા કુટુંબનો પેટનો ખાડો તો પૂરવો જ રહ્યો ને?

અહર્નિશ રોકકળ કરતી રહેતી ગરીબાઈને હટાવવામાં જ તેના પુરુષાર્થનો મોટો ભાગ હવે ખરચાવા લાગ્યો. એવામાં વળી 'ત્રીસ વર્ષના યુદ્ધ' તરીકે ઓળખાતી લડાઈએ મધ્ય યુરોપ સળગાવ્યું. ધાર્મિક અસહિષ્ણુતા ત્યારે ખૂબ વધી ગએલી. જેસ્યુઇટોએ કેપ્લર પર પણ હલ્લો કર્યો. તેની લાયબ્રેરીને સીલ દઈ દીધા ને માત્ર રાજાના બચાવથી જ તે જેલમાં જતો જતો બચી ગયો.

દિવસો દિવસ વધુ ને વધુ ઘેરી બનતી મુફલિસીમાં પણ તે પોતાના કાર્યમાં શાંત ચિત્તે મંડ્યો રહ્યો. ભિખારી કરતા વધુ સારી તેની સ્થિતિ રહી ન હતી. એ સમયમાં તેણે 'Harmonices' નામનો ગ્રંથ પાંચ ખંડમાં બહાર પાડ્યો અને તે ઇંગ્લંડના રાજા જેમ્સ પહેલાને અર્પણ કર્યો. જેમ્સે તેને પોતાના દરબારમાં બોલાવ્યો, પણ તે ગયો નહિ. જોકે એ ગ્રંથમાંનો કેટલોક ભાગ વિજ્ઞાનની નજરે માહિતીઓ આપે છે, પણ ઘણોખરો તો ખાલી કલ્પનાની જ રમત લાગે છે. એ પુસ્તકમાં તેણે પૃથ્વીને જીવવાળી કલ્પી છે.'

ચાલુ માન્યતાઓને બદલે ખગોળમાં કોઈ સ્થાપિત સિદ્ધાંત દાખલ કરવામાં આવે એ એની પહેલેથી જ મનસા હતી. મંગળની કક્ષાનું તેણે જે નિરીક્ષણ આદરેલું તેના પરિણામે ખગોળવિદ્યાના બે મુખ્ય નિયમો: અંડાકાર કક્ષાઓ (elliptical orbits) ને સમાન (equal area)ના નિયમો તેણે સ્થાપિત કર્યા. પ્રકાશનો અભ્યાસ કરી તેણે પરાવર્તનના નિયમનો સ્ફોટ કર્યો. દૃષ્ટિભ્રમનો સિદ્ધાંત પણ તેણે જ ઊભો કર્યો, આકાશી દૂરબીન (astronomical telescope) બનાવવાનું પણ તેણે સૂચન કર્યું, પણ એ સિદ્ધાંતનો ઉપયોગ ન કર્યો. પાછળથી ઇંગ્લંડના ગૅસ્કોઈને તે પરથી જ દૂરબીન બનાવ્યું. 'મંગળની ગતિની આલોચના' નામક પોતાના ગ્રંથમાં તેણે ગુરુત્વાકર્ષણનો પણ સ્ફોટ કર્યો છે. પણ એ બધું એમ જ રહ્યું. પોતાના સિદ્ધાંતોને તે ચોક્કસ પાયે મૂકી શક્યો નહિ, કારણ તે મુફલિસ હતો ને એ મુફલિસી તેની પ્રતિભા પર હંમેશા રાખ વાળતી જ ગઈ.

ઈ. ૧૬૧૧માં રુડૉલ્ફના ભાઈ મૅથિયાસે મારી પગારની પાટી. સરકારી ખટપટોથી કંટાળી કેપ્લર ઑસ્ટ્રિયા ચાલ્યો. લિંઝ યુનિવર્સિટીમાં તેને જગ્યા મળી. આખરે સારુ ઠાણું આવ્યું માની તેણે શ્વાસ ખાધો. ટાઇકોને અપાએલા વચનની પૂર્તિ કરવાનો મોકો પણ હાથ આવેલો લાગ્યો. એ જ અરસામાં તેની પત્ની મૃત્યુ પામી. જિંદગીભર કદી પ્રેમનો શબ્દ ન ઓચરેલી એ પત્નીના જવા તેને ખાસ કશું ગુમાવ્યું હોય એમ ન (અનુસંધાન આગળ પાન ૯૨મે)

★ નાટિકા

# તીર્થયાત્રાનું ફળ

લેખક 'પ્ર'

[રંગમંચ: મેડી પરનો એક ઓરડો. એમાં હીંડોળાખાટ છે, ખુરશીઓ છે, સોફા છે, મેજ અને પાટલીઓ છે. એક સુખવાસી મધ્યમવર્ગી ગૃહસ્થના દીવાનખાનામાં હોય છે તેવી અને તેટલી શોભા ને સગવડની બધી સામગ્રી છે. એમાંનું એક બારણું બાજુના ઓરડામાં ને બીજું દાદર ઉપર પડે છે. પાત્રો: પચ્ચીસ અને પંદર વરસ વચ્ચેની ત્રણ બહેનો. મોટી મીરાં ગંભીર, વચલી હીરા ચંચળ અને નાની ઇન્દીરા લાડઘેલી છે. નાની હીંચકે ઝૂલે છે, વચલી આરામખુરશી પર પડી પડી વાંચે છે અને મોટી સોફા પર બેસી ભરત ભરે છે. અને પડદો ઊપડે છે. બંને ઓરડા ખુલ્લા થાય છે. બીજો ઓરડો પાણીઆરું છે ને પહેલો દીવાનખાનું છે. નાટક પહેલામાં શરૂ થાય છે.]

ઇન્દીરા: (પગની ઠેસે હીંચકો થોભાવી) બ્હેન!

મીરાં: (ભરત પરથી નજર ફેરવી) હં! શું?

ઇન્દીરા: ત્યારે હવે ભાઈ નહિ આવે?

મીરાં: નહિ કેમ આવે? જરૂર આવશે.

ઇન્દીરા: આવશે આવશે કરતાં તો આ સાડાબાર થવા આવ્યા. હું તો વાટ જોઈજોઈને થાકી.

મીરાં: (મંદમંદ સ્મિત સાથે) જેટલી વધારે પ્રતીક્ષા કરીશ, ભાઈ એટલા વધારે વહાલા લાગશે.

હીરા: (ચોપડીમાં જ મુખ રાખી) તે અત્યારે જ ભાઈ ક્યાં ઓછા વહાલા છે કે પછીથી વધારે વહાલા લાગશે?

ઇન્દીરા: બ્હેન! ભાઈ ભાતભાતની ભેટો લાવશે, નહિ?

મીરાં: જરૂર. દરેક તીર્થનું એકેક સંભારણું તો લાવશે જ લાવશે.

ઇન્દીરા: મને તો થાય છે કે ક્યારે ભાઈ આવે ને ક્યારે એમના પેટી પોટલાં ફેંદી વળું.

હીરા: (વ્યંગ ભર્યા હાસ્ય સાથે) હં! હવે સમજાયું કે એબી શા કારણે ભાઈ સારૂ અધીરી અધીરી થઈ રહી છે. તું તે ભાઈની વાટ જુએ છે કે (સભાર) ભા ત ભા ત ની ભે ટ ની?

ઇન્દીરા: (સરોષ) હા, ભાઈ હા. અમે થોડા જ ભાઈના ભૂખ્યા છીએ? અમે તો ભેટના જ ભૂખ્યાં. (છણકાભેર હીંચકો ચાલુ કરે છે)

મીરાં: (મીઠા ઠપકાના સ્વરે) હીરુ! બેબીને ચીડવ્યા વિના તને યે જંપ વળતો નથી?

હીરા: જેવું હોય તેવું કહીએ, એમાં એ આટલી ચિડાય શા માટે? પૂછો એના અંતરને કે મારી વાત ખરી છે કે ખોટી?

ઇન્દીરા: (ચાલુ હીંચકે—આવેશમાં) હા, પૂછો મારા અંતરને. જાણે મારા હૈયામાં ભરાઈ બેઠી હોય ને!

હીરા: તો શું હું ખોટું કહું છું?

ઇન્દીરા: (પૂર્વવત્) ના રે, તું ખોટું કહે? હીરાબહેન તો બીજા હરિશ્ચંદ્ર! એના શ્રીમુખમાંથી અસત્ય વચન નીકળે? પરંતુ હું ય જોઉં છું કે ભાઈ ભેટ વહેંચશે ત્યારે તે લેવા એ કંઈક ના પાડે છે તે.

મીરાં: હવે મૂકો એ માથાકૂટ. ભાઈની ગાડી મોડી થઈ લાગે છે. તમે બંને જમી લો.

[ઊભાં થઈ ભરતને સામેના મેજ પર નકીબંધ ગોઠવી દે છે]

ઇન્દીરા: (હીંચકો થોભાવી) તે બ્હેન! તારે નથી જમવું?

મીરાં: હું તો ભાઈની રાહ જોઈશ.

ઇન્દીરા: તો શું અમારાં જ પેટમાં બિલાડાં બોલે છે કે અમે ભાઈની રાહ ન જોઈ શકીએ?

મીરાં: જો, આ અગિયાર તો વાગ્યા (ટકોરા પડે છે). તમે ક્યાં સુધી ભૂખ્યા રહેશો?

ઇન્દીરા: (હીંચકો ચાલુ કરી) ભલેને અગિયારના બાર અને ઉપર બે વાગતા.

હીરા: (સસ્મિત) પણ બ્હેન! પછી ટાઢો કંસાર તારે ગળે નહિ ઊતરે.

ઇન્દીરા: (ખીજભર્યા સ્વરે) નહિ ઊતરે તો નહિ ખાઈએ. ભૂખ્યા રહીશું અમે અમારે. તમને કહેવા નહિ આવીએ, કે બહેન, આ એક કોળિયો કંસાર ગળે ઉતારી આપો. જ્યારે હોય ત્યારે મારી ખણખોદ કરવા તૈયાર. પણ બહેનબાના પગ તળે પાણીના રેલા વહે છે તે ભૂલી જાય છે. ભૂલી જ જાય ને? કારણ હીરાબહેન એટલે તો (સભાર) સકલગુણસંપન્ન સદ્ગુણની અવતાર!

હીરા: (અધવચ) બસ, બેબી બસ. આ તે તારા વર્ગની વિવાદસભા નથી કે ભાષણ આપવા મંડી પડી. લોકો કહે છે કે ભૂખ્યા માણસને ક્રોધ આવે છે; પરંતુ આ તો તારું મોઢું ઊઘડ્યું, જીભ છૂટી. (હસે છે)

ઇન્દીરા: (પૂર્વવત્ છણકાભેર) મારી જીભ છૂટી ને તારી સિવાઈ ગયેલી છે, નહિ? ભલે ભાઈ ભલે. અમે હવે નહિ બોલીએ. (હીંચકા ઉપરના ઓશીકામાં મુખ છુપાવવાની આડી પડે છે. તેના ડૂસકાં સંભળાય છે)

મીરાં: (પાસે જઈ પડખે બેસી ઇન્દીરાના બરડે હાથ ફેરવતાં) છાની રહે, બેબી છાની રહે. એ હીરા તો છે જ એવી.

હીરા: આવા લાડ લડાવીલડાવી તેં એને બગાડી મૂકી છે.

મીરાં: (સૌમ્ય ઉશ્કેરાટથી) હીરા! તું ચૂપ રહે છે કે નહિ? (મોટી બહેન બેબીને બેઠી કરી બગલમાં બેસાડે છે. બંનેની આંખમાં આંસુ ચમકે છે)

[બહાર મોટરનું હોર્ન વાગે છે. ત્રણે ચમકે છે. હીરા પુસ્તક ફેંકે છે, મીરાં આંસુ લૂછે છે. ઇન્દીરા નીચે ચોગાન ઉપર પડતી બારી પાસે દોડી જાય છે]

ઇન્દીરા: (ઉમળકાભેર) આવ્યા, ભાઈ આવ્યા!

હીરા: (પાછળ આવી છે તે) ક્યાં છે ભાઈ? આ તો મગન મહારાજ એકલા જ દેખાય છે.

મીરાં: (બારીએ આવી) હા.

ઇન્દીરા: નક્કી ભાઈ ગાડી ચૂકી ગયેલા.

હીરા: માનું નહિ. ભાઈ એટલે તો જીવતી ઘડિયાળ. ઘડિયાળ તો બગડે ત્યારે ય વખત ચૂકે, પણ ભાઈની નિયમિતતા તો અટલ ને અચળ. તે ગાડી ચૂકે જ નહિ.

મીરાં: ચાલે ત્યાં લગી તો જરૂર ના ચૂકે.

ઇન્દીરા: તો ગાડી જ આવી નહિ હોય!

હીરા: અને ગજન મહારાજ વાટ જોવી મૂકી ભાગી આવ્યા હશે?

[અહીં 'મારૂં શું ભાગી જવું હતું કે હું અધીરો થઈ ભાગી આવું?' એમ બોલતા મગનમહારાજ દાદર ચડે છે. ઉપર આવતાં જ ત્રણે બહેનો તેને ઘેરી વળે છે]

ઈંદીરા: (આતુર) તો શું ભાઈ જ નથી આવ્યા?

મગન: આવ્યા છે, બહેન, આવ્યા છે આકળા ન થા

ઈંદીરા: (મહારાજનો હાથ પકડી ઉતાવળે સ્વરે) તો પછી ભાઈને ક્યાં મૂકી આવ્યા?

હીરા: તમે કહ્યું નહિ હોય કે અમે ત્રણે કાગના ડોળે રાહ જોઈએ છીએ?

મગન. હું તે કહ્યા વિના રહું?

ઈંદીરા: છેક સવારથી અમે ભૂખ્યાંતરસ્યાં બેઠાં છીએ તે પણ કહ્યું હતું?

મગન. હા, કહ્યું હતું

મીરા: છતાં ભાઈ મારતી મોટરે વેર ન આવ્યા? ગજબ!

મગન: (વેદનાભર્યા સ્વરે) હા, બહેન! થયો તો છે ગજબ જ!

ત્રણે (ચમક અને કુતૂહલભર્યા અવાજે) હેં?!!

મગન (પૂર્વવત્) ભાઈએ મોટરમાં બેસવા ના પાડી

ત્રણે. (પૂર્વવત્) એમ?

મગન (પૂર્વવત્) મેં બહુ યે આગ્રહ કર્યો પણ તે એકના બે ન થયા પછી હું રહ્યો ચાકર માણસ, એટલે બધા વચ્ચે માલિકને કહું પણ કેટલું?

ઈંદીરા: (અધીરતાથી) તો પછી ભાઈ અત્યારે છે ક્યાં?

મગન તે ચાલતા આવે છે

હીરા ભાઈ પગપાળા આવે છે? તે તમે ક્યા મોટા રાજવંશી હતા તે મોટરમાં બેસીને દોડી આવ્યા? (હીરાના સ્વરમાં અકળામણ હોય છે)

મગન બહેન! મારી શી મજાલ કે ભાઈ પગે ચાલે ને હું બેસું મોટરમાં? પણ હું લાચાર હતો મને ભાઈએ બળજબરીથી બેસાડી મોકલ્યો છે.

મીરા (સોદ્વેગ) મને તો આમાં કંઈ સમજાતું નથી

મગન: મને પણ નથી સમજાતું, સિવાય કે—

ત્રણે બોલો બોલો

મગન. ભાઈ બદલાઈ ગયા છે

ત્રણે એમ?''

મગન. પહેલી નજરે તો મેં ઓળખ્યા પણ નહિ

મીરા તે ભાઈ શું માંદા થઈને આવ્યા છે?

ઈંદીરા તો તો ભાઈ સાવ દૂબળાપાતળા થઈ ગયા હશે

હીરા. છતાં તમે તેને પગે ચાલતા મૂકી આવ્યા? મીરાબહેન! હું મારતી મોટરે સામે જાઉં છું ને ભાઈને બેસાડી લાવું છું

મગન: બહેનો નાહક ચિંતા કરો નહિ. ભાઈ નથી દૂબળા કે નથી માંદા પડેલા ભાઈના દુશ્મન!

ઈંદીરા (દમ મૂકી) હાશ! સારું થયું બાકી મારો તો શ્વાસ ચડી ગયો હતો

મગન: ભાઈ માંદા નથી છતાં વાત છે શ્વાસ રુંધાઈ જાય એની.

હીરા: પરંતુ એ વાત શી છે તે તો કહો

મગન: ભાઈ સાવ બદલાઈ ગયા છે

હીરા: એકનું એક વાક્ય કેટલી વાર બોલશો? ગાયત્રીનું પારાયણ માંડ્યું જાણે

મગન: પણ બીજું શું કહેવું તે જ સમજાતું નથી

ઈંદીરા: તે આપણા ભાઈને થયું છે શું?

મગન: કહું? પણ મારા અભણનું કહેવું તમને હસવા જેવું લાગશે

મીરા. કહો, મહારાજ કહો. તમારે શું કહેવું છે?

મગન: ભાઈ પર કોઈએ ભૂરકી નાખી છે! જાદુ કર્યું છે!

હીરા: (ખડખડાટ હસી) શું સરસ નિદાન! મહારાજ તમે જાદુને ઓળખી કાઢ્યું તો હવે ભૂવા થઈને તેનો ઉતાર પણ કરો

મીરા હીરુ! આ હસવાનો વખત છે?

હીરા (પૂર્વવત્) તો કહો તો રડવા માંડું.

મગન. બહેન! તમે ભાઈને જોશો ત્યારે વગર કહ્યે જ રડવા માંડશો

ઈંદીરા તે મારા ભાઈને થયું છે શું? ઓ મારા ભા આ આ ઈ ..ઈ..

[રડે છે હીરા બારી તરફ ખસે છે]

મીરા રડ ના, ગાંડી વગર જોયેજાણ્યે અમંગળ જાપ ન કર

હીરા (ચિત્કાર કરી) ઓ બાપ રે!

બન્ને શું છે અલી? (બન્ને બારી પાસે દોડી જાય છે)

હીરા (રસ્તા ભણી આંગળી ચીંધી) જુઓ, જુઓ.

ઈંદીરા ઓ મા રે! આ તે ભાઈના મા હાલ!

હીરા: હાય રે! આ તે ભાઈ છે કે ભિખારી!

ઈંદીરા. ભાઈએ તે કપડાં પહેર્યાં છે કે ગુણપાટ!

મગન નથી ભાઈ ભિખારી કે નથી એનાં વસ્ત્રો ગુણપાટ બાકી એ ખાદી પહેરી છે

હીરા: એ તે ખાદી છે કે ગોદડીઆ બાવાની ગોદડી?

[એવામાં ભાઈ દાદર ચડી ઉપર આવે છે]

ભાઈ: હાશ! હું તો છેક થાકી ગયો!

મીરા થાકી જ જાવને ભાઈ! પગે ચાલવું તે આપણને ફાવે?

ભાઈ ખરું કહ્યું બહેન! છતે પગે પાંગળાને એ ક્યાંથી ફાવે?

ઈંદીરા: ભાઈ!

ભાઈ આવ બહેન! મને બેટ તો ખરી! બે મહિને મળ્યા તોપણ આઘીઆઘી કેમ રહે છે?

હીરા: ક્યાંથી ભેટે એ? આ તમારા પહેરણના રેછડા તો જાણે શાહુડીના પીંછા કાંટાની શૂળોને તે કોઈ ભેટે?

ઈંદીરા ભાઈ! તમને કોઈએ લૂંટી લીધા હતા?

ભાઈ: ના બહેન.

મીરા: તો પછી બે બૅગ ભરીને કપડાં લઈ ગયા હતા તે ક્યાં ગયાં કે આ આથરના ઝભ્ભા ઓઢી આવ્યા

ભાઈ એ તો આપ્યાં, જેને એની વધારે જરૂર હતી તેને

હીરા એટલે?

ભાઈ: હું જગન્નાથપુરીમાં હતો ત્યારે ત્યાં રેલ આવી હતી ત્યાં હજાર હજાર લોકો ટાઢે થરથરતા લાજ ઢાંકવાના વેંતના ટુકડાના અભાવે તેઓ તૂટ્યાંફૂટ્યાં ઝૂંપડાંમાં કે ધર્મશાળાના ઓસરીઓમાં લપાઈ રહેતા તડકામાં આવી હાડ પણ ફેડાવી ન શકતા એ જોયા પછી પણ હું બબ્બે બબ્બે બૅગ ભરીને કપડાં રાખું તો મારા જેવો નિષ્ઠુર કોણ હોઈ શકે?

મીરા: પણ પહેરવા જોગા એકબે જોડ તો રાખવા હતા

ભાઈ: તે તો આ મેં રાખેલાં જ છે. (પોતાની કફની ને ધોતી બતાવે છે.)

હીરા એને તે કોઈ કપડાં કહેતું હશે?

ભાઈ તો શું કહે?

હીરા ઢોરઢાંખરને ઓઢવાના ઓઢા.

ભાઈ. આ ઓઢાય મળ્યા છે તે મારા સદ્‌ભાગ્ય છે બાકી મેં તો કોટિકોટિ પ્રજાને આરપી નાગી ફરતી દીઠી છે.

હીરા. ફરતાં હશે નાગા જે ઢગના કાણા હશે તે

નહિ થાય.

રાધાઃ દિયરજી ! શંકરાચાર્યના કેરળ દેશમાં નાંબુદ્રી બ્રાહ્મણોના મુખમાંની વેદગંગામાં પણ સ્નાન કરી આવ્યા ?

માધવઃ હા ભાભી ! એ બ્રાહ્મણોના મુખમાંથી સાક્ષાત સરસ્વતી વહે છે. (પ્રેક્ષકો પ્રતિ) અને એ સરસ્વતી કેવળ વેદઋચાઓની જ ન હતી, એ બ્રહ્મદેવોના શ્રીમુખમાંથી ત્યાંની પંચમ જાતિ માટે ગાળ અને ગુસ્સાની સરસ્વતી પણ અસ્ખલિત વહે છે.

રાધાઃ આટલા બધા તીરથ કરી આવ્યા તો કોઇ દેવની મૂર્તિ લઇ આવ્યા છો કે નહિ ?

માધવઃ લાવ્યો છું. તે વિના આવું તો તીર્થયાત્રા કરી તોય શું ને ન કરી તોય શું ! (પ્રેક્ષકો પ્રતિ) હું દરિદ્રનારાયણ દેવની મૂર્તિ લઇ આવ્યો છું; મારા હૃદયમંદિરમાં સ્થાપન કરીને લઈ આવ્યો છું.

રાધાઃ કોઈ સાધુસંન્યાસી પાસેથી ગુરુમંત્ર પણ લાવ્યા હશો.

માધવઃ લાવ્યો છું (પ્રેક્ષકો પ્રતિ) એ મંત્ર નથી શિવ્યામનો કે નથી સીતારામનો પણ છે વંદેમાતરમનો.

રાધાઃ અને કોઇ વ્રતનીમ ?

માધવઃ વ્રત પણ લાવ્યો છું. (પ્રેક્ષકો પ્રતિ) એ વ્રત છે સાદાઇનું એ નીમ છે શ્રમનું ને સેવાનું.

રાધાઃ (બારીમાંથી બહાર જોતાંની) ઓ મા ! માધવલાલ, હવે તો પછીથી મળીશું. આ પેલો માંગ્ ફીકો તો નીકળી પડ્યા ફળિયામાં. ઘડી ની'રાં મૂકતો નથી, હરામખોરને

[જાય છે. માધવલાલ બહાર આવે છે ત્યાં બહેનો ગંભીર અને વિચારમગ્ન છે]

માધવઃ બહેનો, બહુ વિચારમાં પડ્યા કંઈ ?

મીરાઃ પ્રશ્ન જ એવો છે ને ભાઇ !

માધવઃ મારી વાત તમારા ગળે નથી ઊતરતી, ખરું ?

મીરાઃ (કરુણ સ્વરે) તમારી વાત ખોટી તો નથી, પણ વહેવારમાંથી ઊલટી છે. દુનિયા એને નહિ માને.

માધવઃ બહેન ! એ મહિના પહેલાં હું પણ એ દુનિયામાંનો જ એક હતો.

હીરાઃ (ચિંતાભર્યા સ્વરે) તો શું આજે દુનિયાથી જુદા પડી ગયા છો ?

માધવઃ એનો જવાબ હા ને ના બન્ને છે.

હીરાઃ (ગંભીર) એટલે ?

માધવઃ હું સુખવાસીઓના જગતથી જરૂર જુદો પડ્યો છું. પણ દુનિયા એટલે દશ ભાગ દુઃખી ને એક જ ભાગ સુખી. હું હવે એ દુઃખીઓની જમાતમાં ભેળાયો છું. તે હિસાબે હું જગતથી જુદો નથી પડ્યા. પરંતુ તેની વધારે નજીક ગયો છું.

હીરાઃ (પ્રેમવત્) તે ભાઈ, તમે અમને છોડી જશો ?

માધવઃ છોડી જાઉં કે રહું તે હવે સરખું છે. હું તમારી પાસે રહીશ, છતાં આપણા વચ્ચે અંતર હશે મોટું. તમે કોરમું તમે ખાશો પક્વાન તો હું ખાઇશ બટકું. તમે પહેરશો હીરાચીર તો હું પહેરીશ હાથની ખાદી. તમે ફરશો ગાડીમાં તો હું ફરીશ પગપાળો. તમે જશો ફૂલવાડીમાં તો હું જઇશ હરિજનવાડે. તમારા પગમાં હશે મખમલની મોજડી તો મારા પગમાં હશે વાટમાંના કાંટા-કાંકરા. તમે સુશો છપ્પરપલંગ પર તો હું સૂઈશ સાદી સાદડી પર.

ત્રણે. ભાઈ ! અમે તમને જુદા થવા નહિ દઇએ.

મીરાઃ જેવા તમે તેવા અમે.

હીરાઃ દેશના દુઃખે તમે ભેખ લેશો તો અમે ય બનશું ભરણું.

હીરાઃ તમને બટકું ભાવશે ને અમને ય મીઠું લાગશે.

માધવઃ મીરા ! તારી આ કોમળ કાયા પર ખરબચડી ખાદીથી ઉઝરડા પડશે.

મીરાઃ ભલે પડતા. પરંતુ તેથી કોઈ બચ્ચે દગાબાજની આંતરડી તો ઠરશે ને ?

માધવઃ હીરા ! પછી રોજ હવા ખાવા જવા નહિ મળે.

હીરાઃ ભલે નહિ મળે. ભારતમાતાનાં કોટિ કોટિ સંતાનો રોજ હવા ખાવા ક્યાં જાય છે ?

માધવઃ હીરા ! બટકું ખાવાની હોંસ કરે છે પણ રોજ અરધી ભૂખી ઊઠીશ.

હીરાઃ ભલે હું કંઈ નહિ તો અરધું પરધું તો ખાઇશ જ ખાઈશ. ભૂખ્યા જ રહેતા ને ભૂખ્યા જ સુતા લોકો કરતા તો હું લાખે સુખી હોઇશ.

ગગન : હે પ્રભુ ! આજે મારી તીર્થયાત્રા ફળી છે ! [પડદો પડે છે]

જીવી જાણનારા ] ૨૦ [ જે માનવજીવનનું સાચું મૂલ્ય શીખવી ગયા

# કલકત્તાનો વીર પુરુષ

ભવાનીપુર નામે કલકત્તાના પરામાં નરેન્દ્રચન્દ્ર કુંડુ કરીને એક સાધારણ જુવાન રહેતો હતો. એક દિવસ તે પોતાને દફતરે જવા નિકળ્યો તો રસ્તામાં એક ગટર ખોલી હતી, અને કેટલાક મજૂર એક મુકાદમની દેખરેખ નીચે કામ કરતા હતા. ત્યાં એકાએક અંધેરાડી બોલી ગઇ, કેમ કે એક મુસલમાન મજૂર બાકા (manhole) આગળથી ચાલતાં ચાલતાં ઝેરી વાયુથી બેભાન થઇ ગટરમાં પડી ગયો. આથી બીજા મજૂરોએ રાડારાડ કરી મૂકી અને મૂંઝાયેલો મુકાદમ પણ એમને ને પછી બીજા મજૂરને કહેવા મંડ્યો, કે નીચે જાઓ, ને તમારા સાથીને બચાવો. પણ સાક્ષાત્ મૃત્યુને ભેટવા કોણ તૈયાર થાય ? કોઇ ગટરમાં ઊતર્યું નહિ. ને અંદર પડેલા મજૂરને બચવાની આશા રહી નહિ. નરેન્દ્રચન્દ્ર આવી પહોંચ્યા. શું બન્યું છે તે સમજી ગયા. પોતાનો ટકલો, ટોપી, ને જોડા ઉતાર્યા, અને ગટરમાં ઊતર્યા. એક મિનિટ તો એને કોઇએ દીઠો નહિ. મુકાદમે ચારેકોર નજર કરી તો એક માણસનું માથું એના જોવામાં આવ્યું એટલે એકમે મજૂરની મદદથી એણે દોરડું અંદર ઉતાર્યું, અને નરેન્દ્રચન્દ્રના તથા એની બાથમાં મજૂર હતો તેના શરીરને ફરતું વીંટ્યું. પછી ઝટ ઝટ બેયને બહાર ખેંચી કાઢ્યા, પણ દુર્ભાગ્યે બેમાંથી એક જીવતો નહોતો. એમ જણાતું હતું, કે નરેન્દ્રચન્દ્રે અંધારામાં મજૂરને ગોત્યો હશે, ને બાથમાંથી છોડી દૂર એને ઝાલ્યો હશે તથા એને બાથમાં લઇને ફૂટપગથીયાની મદદથી બહાર નીકળવાની આશા રાખી હશે, પણ મદદ આવી પહોંચે તે પહેલાં ઝેરી વાયુને વશ થયો હશે.

નરેન્દ્રચન્દ્રના અપૂર્વ આત્મભોગના સ્મારક દાખલ ભવાનીપુરમાં ખાંભી ઊભી કરી છે, તેમાં એના જન્મની (૨૨ માર્ચ, ૧૮૮૧)ને મરણની (૧૦ મે, ૧૯૦૩)તારીખ નીચે પર કાંઈ ચિહ્ન આપ્યું છે.

(દ્વિજેન્દ્રનાથ નિયોગીના અંગ્રેજી ઉપરથી) દે. વા.



# રેડિયોઘર

## હિંદમાં બ્રોડકાસ્ટિંગનો ઈતિહાસ

રેડિયો એ આધુનિક વિજ્ઞાનનું એક અગત્યનું ફળ છે—અંગ છે. આપણા પુરાણોમાં આકાશવાણીનો જ ઉલ્લેખ આવે છે તે આજના રેડિયોના જેવી જ કોઈ યંત્રચાલિત યોજના હોઈ શકે એમ ઘણા માને છે. બ્રહ્મણો દ્વારા કરાવવામાં આવતી શ્રાદ્ધ, તર્પણ આદિ ક્રિયાઓનું ફળ 'ઈથર' મારફતે સ્વર્ગવાસી પિતૃઓને પહોંચતું હોય એમ પણ કહેવાનું માનવું છે.'

પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં રેડિયો જેવી કોઈ વસ્તુ હશે કે નહિ તેની આ વાત બાજુએ મૂકીએ, તોપણ રેડિયોની શોધ અદ્ભુત છે એમ તો સર્વ કોઈ સ્વીકારશે. બ્રોડકાસ્ટિંગ મથક કે રેડિયો–ઘર પરથી બોલવામાં આવતા શબ્દો આપણે તાર કે અન્ય કોઈ પણ વસ્તુના જોડાણ વિના ઘેર બેઠા રેડિયોમાં સાંભળી શકીએ છીએ એ શાથી કેમ બને છે, બ્રૉડકાસ્ટિંગ મથકની કેવી યોજના હોય છે અને કાર્યક્રમોને હવામાં કેમ વહેતા મૂકવામાં આવે છે તેની આછી રૂપરેખા નીચે આપી છે.

આપણે જાણીએ છીએ કે ધ્વનિના મોજાં હવામાં અમુક અંતર સુધી જ પહોંચી શકે છે. કોઈ માણસ બોલતો હોય તો આપણે તેને થોડેક છેટેથી સાંભળી શકીશું. જો તે મોટેથી બોલતો હશે તો તેનો અવાજ જરા વધુ દૂર જઈ શકશે. તે બૂમ કે ચીસ પાડશે તો તેનો અવાજ તેથી યે વધારે દૂરથી સાંભળી શકાશે. પણ આખરે અમુક અંતર પછી ધ્વનિના મોજાં મરી જાય છે. બહુ દૂર સંદેશા મોકલવા માટે ધ્વનિના એ મોજાં મોજાં કારગત નીવડતાં નથી. વળી આપણી શ્રવણેંદ્રિય વિધવિધ જાતના અવાજોને જુદા પાડી પોતાને જે અવાજ સાંભળવો હોય તે જ સાંભળી શકે એવી શક્તિ ધરાવતી નથી. દરેક જાતનો કોલાહલ એકસાથે જ સાંભળી શકાય છે. તેથી દૂર સંદેશા મોકલવા માટે ધ્વનિના મોજાંનું વિદ્યુત દ્વારા કોઈ રૂપાંતર કરવું જોઈએ. બ્રોડકાસ્ટિંગ મથકમાં એ પ્રમાણે કરવામાં આવે છે. વળી બ્રોડકાસ્ટિંગ પદ્ધતિમાં એવી યોજના હોવી જોઈએ કે જે રેડિયો–ઘરનો કાર્યક્રમ આપણે સાંભળવો હોય તે જ સાંભળી શકીએ. મુંબઈના રેડિયો–ઘરનો કાર્યક્રમ સાંભળવો હોય તો તે જ સંભળાય, દિલ્હી કે બીજા કોઈ રેડિયો–ઘરનો અવાજ તે વખતે ન સંભળાય. વિદ્યુત અને લોહચુંબકના સિદ્ધાંતોનો ઉપયોગ કરવાથી આ કાર્ય સરળતાથી થઈ શકે છે.

રેડિયો–ઘરનો સ્ટુડિયો મોટા ધ્વનિનિરોધક (sound proof) ઓરડાઓનો બનેલો હોય છે. દરેક ખંડમાં એકેક માઈક્રોફોન ગોઠવેલું હોય છે. દીવાલો તથા છત ધ્વનિશોષક બનાવવામાં આવી હોવાથી બહારનો ઘોંઘાટ ખંડમાં પ્રવેશી શકતો નથી અને તેથી માઈક્રોફોન અન્ય ઘોંઘાટો ગ્રહણ કરતું નથી. જમીન જાડી જાજમોથી આચ્છાદિત કરવામાં આવી હોવાથી પડઘો પડતો નથી અને પડઘા માઈક્રોફોન પર અસર નીપજાવતો નથી. સ્ટુડિયોના દરેક ખંડનું જોડાણ ટેલીફોન દ્વારા કૉન્ટ્રોલ રૂમ (control room) સાથે કરવામાં આવ્યું હોય છે. કૉન્ટ્રોલ રૂમમાં દરેક ખંડના માઈક્રોફોનનું જોડાણ કરતા તાર અને તેને લગતી ચાંપોની ગોઠવણ કરી હોય છે, એટલે નિયામક (controler) જે બેઠેલા કે જ્યાં જ્યાંના અવાજો હવામાં રેલાવવા હોય તેના ખંડના માઈક્રોફોનનું જોડાણ કાયમ રાખી અન્ય માઈક્રોફોનનું જોડાણ કાપી શકે છે. વળી જેનો કાર્યક્રમ ચાલતો હોય તેને ટેલીફોન દ્વારા યોગ્ય સૂચનાઓ પણ આપી શકે છે.

જ્યારે માઈક્રોફોનના સ્વરપટ ઉપર ધ્વનિનાં તરંગો અથડાય છે ત્યારે તેમાં તેવા જ વિદ્યુતના તરંગો ઉત્પન્ન થાય છે. આમ ઉત્પન્ન થએલા વિદ્યુતના તરંગોની શક્તિ અતિ અલ્પ હોવાથી તેમને ઍમ્પ્લીફાયર (amplifier)માં લઈ જવામાં આવે છે, જ્યાં તેમની શક્તિ અનેકગણી વધી જાય છે. ઍમ્પ્લીફાયર રેડિયોની જુદીજુદી જાતની વાલ્વ (valves)ની એક સાંકળીનું બનેલું હોય છે. વાલ્વમાંથી વિદ્યુતનો પ્રવાહ એક જ દિશામાં જઈ શકે છે, એટલે માઈક્રોફોનમાંથી આવતા વિદ્યુતના તરંગો પાછા માઈક્રોફોન તરફ ન જતા આગળ વધે છે. વાલ્વનો બીજો એક ગુણ એ છે કે તે વિદ્યુતની શક્તિ અનેકગણી વધારી શકે છે. એટલે ઍમ્પ્લીફાયરમાં જેમ વધારે વાલ્વ હોય તેમ વિદ્યુતના તરંગો વધુ બળવાન બને.

વિદ્યુતના બળવત્તર થએલા આ તરંગોને ત્યાર પછી મૉડ્યુલેટર (modulator)માં લઈ જવામાં આવે છે. અહીં તેમની સાથે મોટી આવૃત્તિસંખ્યાની ચલમાન વિદ્યુતના તરંગો (high frequency alternating currents) મેળવવામાં આવે છે. આ ક્રિયાને 'મૉડ્યુ-




૧ ધ્વનિના આંદોલનો
૨ માઈક્રોફોન
૩ ટ્રાન્સ્મિટિંગ યંત્ર
૪ રેડિયો–ઘરની એરિયલ
૫ રેડિયો રીસીવરની એરિયલ
૬ રેડિયો રીસીવર
૭ લાઉડસ્પીકર
૮ લાઉડસ્પીકરમાંથી નીકળતો ધ્વનિ



**રેડિયો કેમ ચાલે છે?** (ગયે વર્ષે ૧૯૪૨ના અંકમાં આપેલું આ ચિત્ર આ સાથેનો લેખ સમજવામાં મદદકર્તા થઈ પડશે એ ઇરાદે ફરી પ્રકટ કરીએ છીએ 'વર્લ્ડ ઑવ વન્ડર' ઉપરથી) સ્ટુડિયોમાં વાગતા વાજિંત્રના કે બોલનારના સ્વરના તરંગો અબરખના ડાયાફ્રામ (સ્વરપડદા) સાથે અફળાઈ તેની અંદરના કાર્બનનાં છૂટા કણોને દબાવે છે જેથી બે વીજળીક છેડાઓ (ઇલેક્ટ્રોડ)માં વિદ્યુત વહેવા લાગે છે. એ પ્રવાહ સર્કિટ Aમાંથી ટ્રાન્સ્ફૉર્મરમાં થઈને સર્કિટ B દ્વારા એક ગ્રિડ (અંકુશ)માં જાય છે, જ્યાં સર્કિટ C મારફત એક હાઈ વોલ્ટેજ બૅટરીનો પ્રવાહ તેને મળીને પ્લેટ ઉપરથી પહેલા ઍમ્પ્લીફાયરમાં લઈ જઈ અવાજને વધુ બળવાન બનાવે છે ત્યાંથી કંટ્રોલ બોર્ડ પર બીજા ઍમ્પ્લીફાયરમાં આવતા અત્યંત જોરદાર બનેલા એ પ્રવાહને જોઈતા કાબૂમાં લઈ તેને પ્રમાણપુરઃસર ટ્રાન્સમિટિંગ સ્ટેશન પર એક તાર મારફત મોકલવામાં આવે છે. અહીં ફરી એક વાર ટ્રાન્સમીટર દ્વારા એ સ્વરને ખૂબ બળવાન બનાવી તેના અદૃશ્ય આંદોલનોને ઊંચાઊંચા એરિયલ સ્થંભો દ્વારા દુનિયાભરમાં વહેતા મૂકવામાં આવે છે અને અવકાશમાંના એ સ્વરતરંગોને આપણા ઘર પરના એરિયલ ઝડપી લઈને, નીચેની હારમાં બતાવ્યા મુજબ, ફરી પાછી શરૂઆતની ક્રિયાઓ પ્રમાણે ગ્રિડમાં હાઈ વોલ્ટેજ બૅટરી વડે તેને મોટા કરી ટ્યૂનિંગ કોઈલ અને સ્પીકર દ્વારા આપણા રેડીઓમાંથી બહાર પાડે છે, જે આપણા કાન પર અથડાતાં, સ્ટુડિયોમાં બોલાયા મુજબ જ આપણને સંભળાય છે

રાજપુતાના સમુદ્ર નીચે ગયા હતા. આર્ય પ્રજામાં એ વેળા વરુણ દેવની હાક વાગતી. એ દેવ સાગરનો સ્વામી હતો ને તેથી એ સાગર-ભાગ 'વરુણ સમુદ્ર' કહેવાવા લાગ્યો.

મોહેં જો ડેરોની સૈન્ધવી સંસ્કૃતિ તે આર્ય પ્રજાની હતી એમ હું માનું છું. આર્યોનો રાજ્યાય ઇતિહાસ સૂર્યવંશથી શરૂ થયો છે. એના આદિ પુરુષ વૈવસ્વત મનુના પુત્ર ઇક્ષ્વાકુએ સિંધુ નદી જ્યાં એ સમુદ્રને મળતી ત્યાં પોટલક નામનું પાટનગર વસાવ્યું. હાલ એ સ્થળે હૈદરાબાદ આવેલું છે. ઇક્ષ્વાકુના એક પુત્રનું નામ 'કુશ' હતું. તેના વંશધરો કુશ પ્રજા કહેવાયા. એ કુશોના સમયે વરુણ સમુદ્ર નાનો બની આનર્તસાગર બન્યો ને કુશો નૈઋત્ય કરતા પશ્ચિમાઈ વસ્યા. હાલ જ્યાં બેટ દ્વારકા છે ત્યાં આગળ તેમની પાટનગરી કુશસ્થલી હતી. આનર્તસાગરને ખિટ્ટીખિટ્ટની આ પ્રજા બેબીલોનિયાની વસતી થઈ પછી બાદ બાકી 'કુશ-પુત્રો' Cushitesના નામથી તેમનો ઉલ્લેખ વિસ્તાર્યો છે.

સૂર્યવંશમાં ઇક્ષ્વાકુ પછી નવમી પેઢીએ કુવલાશ્વ રાજા થયા. તે વેળા આસીરિયાના અસુરો સુરાષ્ટ્ર અને આનર્ત સારસ્વત હિસ્સામાં પેસી ચૂક્યા હતા. તેમના એક આગેવાન મધુએ ગુજરાતથી માંડી યમુનાના કાંઠા સુધીના પ્રદેશ ઉપર રાજ્ય સ્થાપ્યું હતું. એણે જ પહેલવહેલી મથુરા નગરી (મૂળનામ મધુપુરી) વસાવી હતી. એના પછી બેબીલોનિયા તરફથી એના જમાઈ યાદવ હર્યશ્વ આવ્યો. મધુએ તેને આનર્ત, સુરાષ્ટ્ર અને અનૂપનું રાજ્ય આપી દીધું.

આ વખતે આનર્તસમુદ્ર (કચ્છના રણના સમુદ્ર)ને કાંઠે ઉજ્જાલક પ્રદેશમાં ઉત્તંક આદિ અનેક ઋષિઓ તપ કરતા હતા. મધુનો પુત્ર ધુંધુ તેમને બહુ ત્રાસ આપવા લાગ્યો. પુરાણો કહે છે કે તે ઉજ્જાલક પ્રદેશ આગળ સમુદ્રમાં પેઠો ને એથી એ સાગરની વચ્ચે આવેલા બેટ (કચ્છ) ઉપરના પર્વતો અગ્નિ વરસાવવા લાગ્યા, પ્રચંડ ધરતીકંપ થવા લાગ્યા ને આનર્તસાગર સુકાવા લાગ્યો. એને ઋષિઓની વિનંતિથી સૂર્યવંશી રાજા કુવલાશ્વે સમુદ્રમાંથી ધુંધુને શોધીને માર્યો ને એથી તેને 'ધુંધુમાર'નું બિરુદ મળ્યું.

સૂર્યવંશમાં કુવલાશ્વ પછી ૪૧ની પેઢીએ અયોધ્યામાં રામનો અવતાર થયો. રામે લંકા ઉપર આક્રમણ કર્યું જતી વેળા બાણ મારી સમુદ્રને સૂકવી નાખેલો એ બનાવ ખરી રીતે તો આનર્તસાગરના સુકાવા વિષે છે. વાલ્મીકિ મુનિએ કવિત્વના પ્રવાહમાં તણાઈ રામના જીવનને પરાક્રમોથી ભરપૂર બનાવવા કચ્છનો રણસાગર સુકાયાની પૂર્વપરંપરાને રામ સાથે જોડી કાઢી લાગે છે. રામાયણના યુદ્ધકાંડમાં મુનિ વાલ્મીકિ લખે છે કે એ સાગરને સિંધુ અને સરસ્વતી નદીઓ મળતી ને તેને ઉત્તર કાંઠે આભીર (હાલના આહીરો) વસતા હતા. મહાભારત તેમજ ગ્રીક પ્રવાસપોથીઓમાં જણાવ્યા પ્રમાણે આનર્ત-સાગરને ઉત્તર કાંઠે એ પ્રજા વસતી હતી.

રામાયણ અને મહાભારતના બનાવોના કાળ વચ્ચેના ગાળામાં ઉત્તર ગુજરાતમાં શ્રીમાળના પ્રદેશ પર આ આનર્તસમુદ્રના મોજાં ઘુ-કાયા હોય એમ શ્રીમાળ માહાત્મ્ય ઉપરથી જાણવા મળે છે. હજી પણ એ પ્રદેશના ખડકો ઉપર સમુદ્રના ઘસારાનાં ચિહ્નો સ્પષ્ટ નજરે પડે છે.

મહાભારતનું યુદ્ધ ઈ. પૂર્વે પંદરમા સૈકામાં થયેલું કહેવાય છે. યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ભાગ લેવા શ્રીકૃષ્ણ દ્વારકાથી હસ્તિનાપુર ગયેલા તે વખતે આબુના રાજા શિશુપાલના ભાઈ સાલ્વે દ્વારકા પર આક્રમણ કરેલું અને શ્રીકૃષ્ણે હસ્તિનાપુરથી પાછા આવી કચ્છના રણ-સાગરમાં સાલ્વનો વધ કર્યો એ હકીકત મહાભારતમાં મળી આવે છે.

ઈ. પૂર્વે દસમા સૈકામાં પેલેસ્ટાઇનમાં સૉલોમન નામે એક ઘણો પ્રતાપી અને બુદ્ધિમાન રાજા થયો હતો. બાઈબલમાં લખ્યા પ્રમાણે એ રાજા હિંદની વસ્તુઓ લાવવા માટે ઓફીર નામના પૂર્વ કિનારાના કોઈ બંદરે વહાણોના કાફલાઓ મોકલ્યા કરતો. વિદ્વાનો પશ્ચિમ હિંદનું એક પ્રાચીન બંદર 'સૌવીર'ને ઓફીર (આહીર, સૌવીર-સોફીર) માને છે. બૌદ્ધ ગ્રંથ મિલિન્દ પન્હોમાં જણાવ્યા પ્રમાણે કચ્છના રણસાગરમાં હાલ જ્યાં પારકર દ્વીપકલ્પ છે ત્યાં આ બંદર આવેલું હતું.

ઈ. પૂર્વે ચોથા સૈકામાં હિંદ છોડતી વેળા ઍલેક્ઝાંડરનો સૈનિક કાફલો આપણા રણસાગરમાંથી પસાર થયેલો હોવાની નોંધ ગ્રીક પ્રવાસ-પોથીઓમાં મળી આવે છે.

ઉપરના બનાવોના સમય અને ઈ.સ.ના બીજા સૈકાની વચ્ચેના ગાળામાં થયેલા ધરતીકંપાદિ કુદરતી ઉપદ્રવોને લઈને ફરી પાછી કચ્છના રણસાગરની કાયા ફરી બની ને વળી તેની સપાટી ઊંચી ઉપસી આવી. ગ્રીક ગ્રંથ પેરિપ્લસનો કર્તા આ વખતની સ્થિતિની વિગત આપે છે. તે કહે છે કે રણસાગરના અમુક અમુક વિસ્તારોમાં વહાણો ચાલી શકતાં નહોતાં.

કચ્છના રણના હાલ બે વિભાગ છે: સિંધ અને કચ્છની વચ્ચેનો ભાગ તે મોટું રણ, અને કચ્છ, કાઠિયાવાડ તથા ગુજરાત વચ્ચે આવેલો ભાગ તે નાનું રણ કહેવાય છે. બંનેના સંગમ પર માવનપુરની પશ્ચિમે બેરાળા દ્વીપકલ્પ આવેલો છે ને કચ્છ તે બંનેને જુદા પાડે છે.

પેરિપ્લસની હકીકત દ્વારા જણાય છે કે તેના સમયમાં મોટા રણ ઉપરનો જળવિસ્તાર સુકાતો જતો હતો, પણ નાના રણ ઉપર તો છેક ચાવડાઓના રાજ્યકાળ સુધી દરિયાનાં મોજાં ઊછળતાં રહ્યાં છે ને વહાણવટું ખેડાયા કર્યું છે. ઈ.સ. ૬૪૦માં ચીનો મુસાફર હ્યુએન ચ્યાંગ ગાંટીકાથી શ્રીમાળ તરફ જતા માર્ગમાં એ સાગરવિસ્તાર લંઘ્યો હતો. સિદ્ધરાજના રાજ્યકાળમાં લખાયેલા સરસ્વતીપુરાણમાં નાના રણમાં પાણી હોવાની નોંધ મળતી નથી, પણ આસપાસની નદીઓના પૂરનાં પાણીના ભરાવાને લઈને તે વહાણવટાને માટે ઉપયોગી તો છેક અકબરના રાજ્યકાળ સુધી રહ્યા છે.

કચ્છનો એ રણસાગર, ઝિંઝુવાડાના ત્રિકોણક બેટ આગળથી, સામુદ્રધુનીના આકારે ગુજરાત અને કાઠિયાવાડની વચ્ચે થઈ, નળ સરોવરને પોતાના અંગમાં સમાવતો, ખંભાતના અખાતને જઈ મળતો હતો. એ તો છેક મુગલ કાળ સુધીની હકીકત છે. ગુજરાત અને કાઠિયાવાડ વચ્ચેની આ સામુદ્રધુનીને મુગલ જમાનાની નાળમાં પ્રવાસે આવેલા યુરોપિયનો સિંધુ નદીનો પ્રવાહ લેખતા. ઈ. ૧૫૦૩માં આવેલા વાર્થેમાએ અને ઈ. ૧૬૭૨માં આવેલા બાલ્ડેયસે એ હકીકત લખી છે. આ પછી એ સામુદ્રધુની માત્ર ચોમાસું ને તે પછીના થોડાક માસ સુધી વહાણવટા માટે કામ લાગવા લાગી. છેક ૧૬૯૮ સુધી વર્ષમાં છ માસ તો ઘોઘાના વહાણો પાટણવાડે આવી ત્યાંનો કપાસ ભરી લઈ જતા એમ સરકારી દફતરો ઉપરથી જણાય છે. ૧૮૧૩ની સાલમાં રૉયલ એશિયાટિક સોસાયટીના જર્નલના લેખ લખતા મૅકમર્ડો જણાવે છે કે તેના સમયમાં વર્ષના છ માસ કાઠિયાવાડ ગુજરાતથી છૂટું રહે છે ને કચ્છના રણ તથા ખંભાતના અખાતના વિસ્તાર વચ્ચે એક સામુદ્રધુની અસ્તિત્વમાં આવી જાય છે. ઈ.સ. ૧૮૨૦ના ધરતીકંપના પરિણામે કાઠિયાવાડ કાયમને માટે દ્વીપ મટી ગુજરાત સાથે



કચ્છના રણસાગરમાં ફરતા વહાણોને લાંગરતી વખતે જેની સાથે બાંધી રાખવામાં આવતા તે સોળકના દરવાજા પથ્થરોમાંનો એક—ત્રિકોણક બેટ, ઝિંઝુવાડા

સંધાઇ દ્વીપકલ્પ બની રહ્યો. આ બનાવ પછી જ ઇ સ ૧૮૯૨માં વીરમગામથી વઢવાણ સુધી રેલવેના પાટા નાખી શકાયા ને ત્યાર પછી ધોળકા-ધંધુકા વચ્ચે નંખાયા. હજી પણ અતિવૃષ્ટિના સમયે ગુજરાત અને કાઠિયાવાડ એકબીજાથી જુદા પડી જાય છે, બને બેવડે લાઇનો ડૂબી જાય છે, કચ્છના રણથી તે ખંભાતના અખાત સુધી નળકાંઠા ઉપર થઈ વિશાળ જળપ્રવાહ વહેવા લાગે છે ને તેની નીચે ભાલની ધરતી ઢંકાઈ રહે છે. સને ૧૯૨૭માં એમ જ બનેલું

કચ્છના રણસાગરના આ અવનવા ઇતિહાસને સ્મરણમાં ઘૂંટતો ઘૂંટતો હુ બે માઈલનો રણનો વિસ્તાર વટાવી ઝિલ્લાણંદ બેટના નાકે આવી પહોંચ્યો. ચાર બાજુ કારમો સુનકાર વ્યાપી ગયો હતો. માનવીનું નામનિશાન જણાતું ન હતું; અરે, પ્રાણી કે પંખી પણ દેખાતાં નહોતાં બેટ ઉપર ચોમેર જંગલ ઊગેલું હતું અને જ્યાંત્યાં થોડાક ગોંદિગે અને દહેરીઓનાં ખંડિયેર નજરે પડતાં હતાં જરા આગળ ચાલ્યો કે રસ્તાની નજીક એક મોટો બાંધેલો કૂવો દેખાયો બાંધણી તાજી હતી કોઈ પ્રાચીન કૂવાનો જીર્ણોદ્ધાર કર્યો હોય એમ લાગ્યું એ કૂવા આગળ બેસી મે સાથે રાખેલો નાસ્તો કર્યો ત્યાં અચાનક ક્યાંકથી એક માણસ નહાવા આવી ચડ્યો તેની પાસેથી આ સ્થળ અને પ્રદેશ વિષે કંઈક જાણવા મળશે એમ ધારી હું તેની પાસે જઈ વાતો કરવા લાગ્યો. ગામડાના માણસોના રિવાજ મુજબ તેણે પહેલાં તો મારી જ્ઞાતિ પૂછી ને પછી મારા પ્રશ્નોના ઉત્તરો આપવા લાગ્યો

'અગાઉના વખતમાં રણ દરિયો હતું એ વાત ખરી છે?' મેં પૂછ્યું

'હા બાપજી, (સાહેબ ને મહારાજ મટી હવે હું બાપજી બન્યો) વાત તો ખરી. ખારાઘોડામાં અગરિયા રણની સપાટીમાં ઊંડા ખાડાઓ ખોદે છે ત્યારે ઘણીવાર મગરમચ્છના હાડકાં મળી આવે છે આખા રણ ઉપર મીઠાની જાડી પોપડી બાઝેલી છે તે જ કહી આપે છે કે અગાઉ અહીં દરિયો હતો; નહિતર આ મીઠું આવે ક્યાંથી? જોતા નથી સમુદ્રફીણના ઢગલાબંધ કકડા રણની સપાટી ઉપર વેરાયલા દેખાય છે

'મગરમચ્છના હાડકાં અહીં ઝિંઝુવાડામાં નથી મળતા?'

'અહીં ક્યાં કોઇ મીઠું પકવે છે તે ખાડા ખોદે? એ તો ખાડા ખોદે તો જ મળે ને?'

'વારુ, જ્યારે અહીં દરિયો હતો ત્યારે, કહે છે કે, વહાણો ચાલતાં એ વહાણોની કાંઈ નિશાનીઓ હાલ છે ખરી?'

'જુઓ, સામે કાકે નામ (ઝિંઝુવાડા)ની આતમ દે પેલો ટીંબો દેખાય છે. ત્યાં ઝિંઝુવાડાના બંદરની ગોદી હતી વહાણો ત્યાં આવીને નાંગરતાં ને આ ઝિલ્લાણંદ બેટમાં ખારવાઓ રહેતા'

'હાલ એ ગોદી અને વહાણો નાંગરવાની ત્યાં શી નિશાનીઓ છે?'

'મોટાં કાણાંવાળા પથરા હજી ત્યાં ખોડાએલા પડ્યા છે એ કાણાઓમાં લોઢાનાં જાડાં કડાં પરોવેલાં હતાં. ખારવાઓ આ કડાઓમાં વહાણોના રાંઢવાં બાંધી તેમને અટકાવી રાખતા'

'એ ટીંબા સિવાય બીજે ક્યાંય એવા પથરા મળે છે ખરા?'

'હોવે, અહીં પણ છે, ચાલો દેખાડું.' નાહી ધોઇને એ માણસ મને નજીકમાં લઇ ગયો અને એક એવો પથરો દેખાડ્યો.

'એમાં કાણું તો છે, પણ કડું ક્યાં છે?' મેં પૂછ્યું.

'અમે નાના હતા ત્યારે એ કડાઓ જોડે રમતા. પછી તો આ ગામના દરબારોએ બધાં કડાં કઢાવી લીધાં' હવે મારા પ્રશ્નોનો અંત આવ્યો જાણી એ માણસ મને સામા પ્રશ્નો કરવા લાગ્યો:

'તમે ક્યાંથી આવો છો, બાપજી?'

'અમદાવાદથી.'

'અહીં કોઇ સગાં વહાલાં છે?'

'ના, મુસાફરીએ નીકળ્યો છું'

'ક્યાંની મુસાફરી?'

આ પ્રશ્નનો ઉત્તર હું શો આપું? ઝિંઝુવાડાથી રણના કાંઠાનો પ્રવાસ મારે કરવો છે એટલું જ હું જાણતો હતો. પહેલો મુકામ ક્યાં કરવો તેની પણ મને ખબર નહોતી. વળી શા માટે મુસાફરીએ નીકળ્યો છું તે તો હવે કોઇને જણાવવો જ નહોતો, કારણ કે એ કહેવાથી મને ઘણા આકરા અનુભવો થયા હતા

'આમ રણને કાંઠેકાંઠે ઓતરાદે થોડેક દૂર જવું છે'

'ત્યારે એમ કહોને કે વાછડા દાદાની માનતા ઉતારવા આવ્યા છો.'

'હા;' ચાલો ત્યારે વાછડા દાદાની માનતા જ ઉતરવા દો, એમ મેં મનમાં વિચાર્યું.

'બાપજી, વાછડા દાદાના પરતાપની શી વાત થાય? છેક વાગડ ને ઝાલાવાડથી લોકો ટોળે મળી માનતાએ આવે છે ને જુઓ, તમારા જેવા શેઠિયા છેક અમદાવાદથી ચાલ્યા આવ્યા છે વાછડો દાદો કાંઇ જેવા તેવા છે?'

'વાછડા દાદા અહીંથી કેટલા છેટા? ને ત્યાં જવા માટે કોઇ ભોમિયો મળશે ખરો?'

'બાપજી, ફતેપુર સુધી તો રણને કાંઠેકાંઠે ચાલવું પડે છે અને ત્યાંથી રણની વચ્ચે પેસી ચાર ગાઉ ચાલ્યા પછી એક બેટ ઉપર વાછડા દાદા આવે છે અહીંથી સાત ગાઉ થાય. પીવાનું પાણી સાથે રાખજો પરસાદી વહેંચવા માટે પાંચ શેર લાડુ ને એક નાળીએર બજારમાંથી લઈ લેજો ભોમિયો જોઇતો હશે તો સાથે હું આવીશ'

ભોમિયાનો પ્રશ્ન તો એની મેળે ઊકલી ગયો, પણ પાંચ શેર લાડુની પ્રસાદીનો પ્રશ્ન મને મૂંઝવવા લાગ્યો, કારણ મારે ક્યાં માનતા ઉતારવી હતી? પણ જો આમ ને આમ ત્યાં જઈશ તો લોક શકામાં પડશે ને ફરી હેરાન થવું પડશે, એટલે પાંચ શેર લાડુનો ખર્ચ કરી ત્યાં એ વહેંચી દેવામાં જ સારું છે એમ મેં વિચાર્યું

'ત્યારે, તમે સવારે ૪ા વાગ્યે ઝિંઝુવાડાને ગોંદરે આવી પહોંચજો. બરોબર પાંચ વાગ્યે આપણે નીકળી જવું છે પહેલાં તો મારે, તમે જે પેલો વહાણોની ગોદીનો ટીંબો બતાવેલો છે તે જોઈ લેવો છે ત્યાર પછી આપણે વાછડા દાદાના મારગે વળી જઈશું. જોજો, રખડાવતા નહિ!'

'એમ તે હોય બાપજી, શું બોલો છો?' કહી એ માણસ જતો રહ્યો અને હું ઝિલ્લાણંદ બેટના નિર્જન વિસ્તારોમાં પુરાતત્ત્વસંશોધન કરવા જ્યાંત્યાં ભટકવા લાગ્યો.

(ચાલુ) અમૃતલાલ વ પંડ્યા

---

## સ્વીકાર

### બાલવિનોદ કાર્યાલયનાં પુસ્તકો

**કનૈયો, રાજહંસ, ધનિયો,** દરેકના ૦-૩-૦; **ચોપગાંની દુનિયા** (ભાગ-૨): લેખક—રમણલાલ ના. શાહ, ૦-૬-૦; **ગલો ગાંધી:** લેખક—રતિલાલ વિઠ્ઠલદાસ દલાલ, ૦-૩-૦, **બટમોગરો:** ૦-૬-૦; **હાસ્યતરંગ:** ખંડ ચોથો, ૦-૬-૦; બધાંના સંપાદક તથા પ્રકાશક—નાગરદાસ ઈ પટેલ, બાલવિનોદ કાર્યાલય, ગલાલ

# જીવનનું પરોઢ ભાગ ચોથો



## પ્રકરણ ૧૯મું

### દિવાળી

દિવાળી પાસે આવતી જતી હતી. અંગ્રેજી આંકડે ચાર હજાર માઈલ દૂર, સાતસાગરને પેલે પાર પડેલા પ્રવાસીઓની દિવાળી ટાઢે ઘર બેઠાં થતું તો કેમ બને? એમ છતાં નાતાલમાં ડરબન જેવાં નગરોમાં અને ફીનિક્સ જેવા એકાંત જંગલમાંયે દિવાળીએ દરેક ઉભરાઈ રહેતો. આંગણે છંટકાવ થતો, રંગોળી પુરાતી, ચૂલે તાવડા ચડતા અને અઠવાડિયાઓ સુધી જાતજાતના ફટાકડાની તડાફડી બોલતી. એમને વચ્ચે મોટેરાં અને મુરબ્બીઓને પગે લાગવાની પરંપરા ચાલતી અને દિન તેમજ મોઢાં મીઠાં થતાં ને આપણા ઉત્સવો ત્યાં અમારે માટે એવી ચીજ હતી કે જે વડે હજારો માઈલ અંતર છતાં જાણે પોતાની ભારતમાતાના ખોળામાં જ ઊછરી રહ્યા હોઈએ એવું અમ બાળકોને લાગતું. માતૃભાષા અને પરંપરાના તહેવારો એ બે જ ચીજો એ પરદેશમાં અમારામાં હિંદીપણું ખાંડી ખાંડીને ભરતા હતા.

પરંતુ જ્યારે અમારાં માબાપ, સગાંસંબંધી, દોસ્ત અને સહાધ્યાયીઓ સઘળાં જ છૂટાં પડી ગયાં હતાં ત્યારે અમ બાળકોની દિવાળી કેવી વીતે? જ્યારે મગનકાકાએ કહ્યું કે 'આ દિવાળીએ, છોકરાઓ, તમે ફટાકડિયા નહિ માગો ને?' ત્યારે અમારાં મોઢાં વીલાં પડી ગયાં, અને થયું, બા નથી, કાકી નથી, બીજીઓ નથી, જે સુંદર સુંદર વાનીઓ બનાવી આપે. તેઓ જેલમાં છે તેથી ખાવાની મજા આપણે લઈએ, એ સારું પણ નહિ. પરંતુ ફટાકડા શા માટે નહિ? એ તો નાના બાળકોની વસ્તુ છે. મોટેરાઓને ફટાકડા વિના કંઈ જેલમાં વધુ દુઃખ નહિ થાય. શા સારુ મગનકાકા ફટાકડાની ના પાડતા હશે? એ મજા તો બાર મહિને એકવાર મળે છે. ફટાકડા વિનાની તે વળી દિવાળી હોય? પણ મારામાં એટલું સાહસ ન હતું કે મનની વાત મગનકાકા પાસે જઈ રજૂ કરું. નવીને તો એકેએક નાનેથી માંડી મોટા સુધી સૌ બાળકોને પટાવીને પોતાના મતના કરી લીધા. એક નવીનચંદ્રે રજા મેળવી લીધી કે 'જો મારા પિતાજી ડરબનથી ફટાકડા મોકલશે તો હું ફોડીશ, અને બબ્બે ચાર્ચાર બધાને આપીશ પણ ખરો.' નવીન રોવામાં શૂરો હતો અને દિવાળીએ રોઈ દિવાળી બગાડે નહિ એ બીકે મગનકાકાએ એને એટલી રજા આપી. આને મેં એમ મનાવ્યું કે ઠીક નહિ, ઝાઝા નહિ તો એનાએ ફટાકડિયા તો ગમશે!

ધનતેરસ આવી ને અમે લાંબી દોરી સાથે લાડવાની પાતળી પૂરી બાંધીને જમ ધુરાવ્યો. મગનકાકાએ છાપખાનાના આકરા કામમાંથી યે વખત મેળવી અમારી વચ્ચે વધુ કલાકો આપવા માંડ્યા. મન રમાડે રમતો, દોડાદોડીની શરતો અને વિનોદ આદર્યા. જેલવાસીઓ છૂટીને આવે ત્યાં સુધી અમારે સૌએ અઠવાડિયાના છ દિવસ અલૂણું પાળવાનું રહેતું એ બંધન ઢીલું કર્યું ને દિવાળીનું આખું અઠવાડિયું ભાતભાતનું ફરસાણ બનાવીબનાવીને મગનકાકાએ અમને પીરસ્યું. મગનકાકા જેમ બધી કારીગરીમાં કુશળ હતા એમ રસોડામાં પણ પૂરતા પ્રવીણ હતા. એ દિવસોમાં એમણે વણેલી પોળી ઝીણી જાળીની ફૂલવડી માટે બહુ બારીક—ટોપરાના ખમણ જેટલી ઝીણી ચાંપ વડે ગમાડી હતી એવી કારીગરી આટલાં વર્ષો વીત્યાં તો યે ત્યાર પછી દેખવાનું મને સાંભરતું નથી. હું બનતો ન હોઉં તો મગનકાકાએ પોતે એક પણ સ્વાદ કર્યો ન હતો. તેમનું અલૂણું તો ચાલુ હતું, પણ અમને બાળકોને એટલા લડાવ્યા હતા કે અમને દિવાળીમાં માબાપનો વિયોગ મુદ્દલ ખૂંચ્યો નહિ. મગનકાકાનું કડક અનુશાસન અને એમનું નીતરતું વાત્સલ્ય જે બાળકોને સાંપડ્યું હોય તે આખી જિંદગી એ ધન્ય પળોને સંભાર્યા કરે તો યે ઓછું છે.

દિવાળી આવવાની હતી ત્યારે અમારી સ્થિતિ વચ્ચે જતી હતી. અમને બીજાં બધાં દુઃખ કરતાં દિવાળીનો આનંદ નહિ માણવાનો એ કલ્પનાનું દુઃખ વિશેષ હતું. પરંતુ જ્યારે મગનકાકાએ દિવાળીનો ઉલ્લાસ ઘટવા ન દીધો અને દિવાળી વીતી ગઈ ત્યારે અમારા જીવ ઠામ પડ્યા અને ફરી જેલવાસીઓના ત્રણ માસના પૂરા થવાના અને તેમના છૂટી આવવાના દિવસો ગણવા લાગ્યા.

દિવાળી પછી કે દિવાળી પહેલાં (આજે મને બરાબર યાદ નથી) જેલમાંથી બે કાગળો આવેલા. ડરબનની જેલમાંથી રાવજીભાઈના ને મેરિત્સબર્ગની જેલમાંથી મારી બાનો. રાવજીભાઈ પટેલનો કાગળ અંગ્રેજીમાં અનેક પાનાનો હતો અને એમાં એક પાના જેટલો ભાગ જેલવાળાઓએ છેકી નાખ્યો હતો. એ છેકેલ રાવજીભાઈના સુંદર અક્ષર ઉપર ફુટપટ્ટીથી દોરેલી સીધી લીટી હોઈ નીચેનું લખાણ અમે ઉકેલી શકતા હતા. થોડી અડીખમ મરજીના આવા વેઢિયાપણા ઉપર અમે સારીપેઠે મજાક ઉડાવી. રાવજીભાઈના પત્રથી જણાયું કે તેઓ સૌ ઠીકઠીક લહેરમાં હતા.

મારી બાનો કાગળ ગાગ પર હતો ને પણ અંગ્રેજીમાં હતો. મારી બા મને ગુજરાતીમાં ન લખી શકે,—એને અંગ્રેજીમાં જ લખવું પડે એ મને ખટક્યું. મને થયું શું ગિરમિટ પોલીક આપણી જેલમાં હોય તો પોતાના દીકરા વૉલ્ડોને ગુજરાતીમાં કાગળ લખે? વૉલ્ડોને પોતાની બાનો કાગળ અંગ્રેજીમાં નહિ ને ગુજરાતીમાં મળે તો તેને કેવું ઓછું આવે? આ મુલકમાં જેલના ઉપરી ગોરાઓ છે તો શું થયું? પોતાનું કામ કાઢવાને માટે પેલા હડતાલિયાઓને આઠી ફીનિક્સથી પાછા લઈ જવાને ગોરા માજીસ્ટ્રેટો આવ્યા ત્યારે પોતાની ગરજે તો બબ્બે ઇંટરપ્રેટર (ઇન્ટરપ્રીટર)—દુભાષિયા—તેઓ પોતાની સાથે લાવ્યા હતા! જો ગોરાઓને હિંદી કેદીઓને જેલમાં રાખવા છે તો શા સારુ તેમના કાગળો તપાસી આપનાર ગુજરાતી હિંદી તામિલ દુભાષિયા નથી રાખતા? આમ મારી બાનો કાગળ આવતાં આનંદને બદલે મને ખેદ થયો.

અમે બાળકોએ તો દિવાળી માણી, પણ મગનકાકાને માથે કામના પહાડ વધતા જ જતા હતા. અમારે ત્યાંથી ગિરમીટિયા જતા ગયા હતા, નવા કેદીઓ જ આવતા હતા અને એમને ન સાંખી મૂકનાર માજીસ્ટ્રેટોનો પહેરો પણ લાગેલો જ રહ્યો હતો, એટલે અમને થોડી ફુરસદ મળી ગઈ પણ મગનકાકાનું શરીર ઘસાતું જતું હતું. એમનો પહાડી સાદ ઝીણો બન્યો જતો હતો. લાંબી માંદગીમાંથી ઊઠ્યાનો આભાસ આપે એટલા દૂબળા તેઓ થયા હતા. છતાં એમની પ્રસન્નતા ને ચહેરાનો પ્રતાપ ઘટ્યા ન હતા,—ઉલટા વધ્યા હતા. બીજી તરફ હજુ આમ ને આમ એમને કેટલા મહિના—કદાચ વરસ—ખેંચવાં પડશે તે કોઈ કહી શકે

એમને હતું. જેમ ચાર હજાર હડતાલિયાઓ સાથે બાપુજીએ નાતાલથી ટ્રાન્સવાલમાં કૂચ ચલાવી ત્યારે રોજ સવારે ને સાંજે મગનકાકા કુસ્તવાર નાખતા કે 'બાપુ પકડાય તો સારું, એ કેદ સાવ ભુકાઈ ગયો છે અને આમ ઝાઝા દિવસ નહિ નભે.' એમ હું ને દેવદાસકાકા હવે મગનકાકા વિષે પણ એ જ ચર્ચા કરવા લાગ્યા: 'મિ. વેસ્ટ પકડાયા, હવે મગનકાકા જેલ ભેગા થાય તો સારું; એમને તો નથી રવિવારની રજા કે નથી દિવાળીની મજા. હવે તો બાપુજી કે જેલ, બેમાંથી કોઈ એમને માથેથી ભાર હળવો કરી કાઢીને સોંપે તો સારું

બીજી તરફ મગનકાકાને અમારા ભણતરની ચિંતા વધતી જતી હતી. દિવાળીની રજાઓ અને ગજા વચ્ચે તેમણે એકબેવાર કહ્યું કે 'હું તો તમને સમય નથી આપી શકતો, પણ તમારે પોતાની મેળે ભણતર ચલાવવું જ જોઈએ ' અને દિવાળી પછી તો નિસાસા નાખતા બોલ્યા કે 'બીજું તો કંઈ નહિ, પણ હું પકડાઈ જાઉં તો તમને ભણવાનો સમય તો મળે આ ઉમરમાં ગણિત ને વાચનલેખન કાચા રહી જશે તો પછી એ કેમ તૈયાર થઈ શકશે? હું છું ત્યાં છાપાના ને બીજાં કામોમાં તમારે સંડોવાઈ રહેવું પડે છે હું પકડાઈ ગયો એટલે છાપું બંધ થશે ને તમને ભણવાનો વખત મળી રહેશે. બેત્રણ મહીના ન ભાગો તે ચાલે, પણ આ લડત તો ખૂબ લંબાશે. એ દરમ્યાન તમારું ભણતર મુદ્દલ રોકાઈ રહે એ ઇચ્છવા જેવું નથી ' આમ કહી તેઓ સવારે કે સાંજે મહા પરાણે અર્ધો કલાક મેળવી અમને ભણાવવા બેસતા. બે કે ત્રણ દિવસ આવો વર્ગ ચાલતો, ત્યાં કાર્યક્રમ તૂટી પડતો ને કંઈક નવું કામ આવીને ઊભું રહેતું. આમ અનેક વાર થવાથી મારો ભણવાનો ઉત્સાહ સાવ ભાંગી ગયો હતો. મને થતું કે હવે વર્ગ ચાલતા નથી ને નાહકના શા સારુ ભણવાની લપ લઈને મગનકાકા બેસે છે? બધા જેલમાંથી આવી જશે પછી નીરાંતે ભણશું ત્યાં સુધી લાંબી છુટ્ટી આપી દે તો શું ખોટું? અમે ક્યાં રઝળીએ છીએ? કામ તો કરીએ છીએ ને? પણ મગનકાકાનો ઉત્સાહ મોળો પડે એવો ન હતો. નિરાશ થવાનું તો તેઓ જાણતા જ ન હતા.

એવામાં એક પરોઢે મેં એમને હજામત કરતા જોયા. એમની દાઢી બે અઢી મહીનામાં વધીને ઘાડી થઈ ગઈ હતી દાઢી સાફ થતાં તેઓ નવા જ માણસ જણાયા નાહીને એમણે પોતાનો ચમકતો સૂટ અને મારી કાકીની ગૂંથેલી બદામી રંગની નેકટાઈ પહેર્યાં તપાસ કરતાં મને ખબર પડી કે એ દિવસ માટે તેઓ ડરબન જતા હતા, મિ. વેસ્ટે મળવા બોલાવ્યા હતા ફીનિક્સમાં ગાઉટજફબગ તથા બીજે હડતાલિયાઓ પર જે અત્યાચાર થયા હતા તે સબંધી ચળવળ ચલાવવામાં મિ. વેસ્ટ ડરબનમાં પોતાનો સમય આપતા હતા. મગનકાકાને શ્રી સુઝીઁદ સબંધી જાણકારી આપવાની હતી. આ બહાને ચ મહિનાઓને અંતે મગનકાકાને કામના બોજામાંથી છૂટીને એ દિવસ ટહેલી આવવાનું મળ્યું એથી અમે ગેલ થયા

ડરબન જઈ આવ્યા પછી તરત જ મગનકાકાએ જાહેર કર્યું કે 'આ નહિ ને આ પછીને સોમવારે આપણી મોટી જમાતની પહેલી ટુકડી જેલમાંથી છૂટશે.' આ પછી, એ સૌને જેલને દરવાજે લેવા કોણ જશે ને અહીં કામ કરવા કોણ રોકાશે એ ચર્ચા ચાલી. બેત્રણ દિવસ-ની સવારસાંજની લાંબી ચર્ચાને અંતે એમ ઠર્યું કે કોઈએ ડરબન ન જવું આવનારા જેલને દરવાજેથી છૂટીને પોતાની મેળે અહીં એક આંટો આવી જશે. અહીંથી થોડા છોકરાઓ જેલને દરવાજે વહેલ કરવા જાય અને થોડા અહીં કામમાં ગૂંથાઈ રહે એ સારું ન કહેવાય.

પણ અમારો ઠરાવ પડ્યો રહ્યો. ભગવાનની યોજના કંઈક બીજી જ હતી અમે ધારતા હતા કે હજી તો આ બધાં દુઃખ જાણે કેટલી યે છમાસી અને કેટલા યે વર્ષો સુધી ચાલશે; પણ ભગવાનને તો એ દુઃખને આટોપી લેવાનું નક્કી કરી દીધું હતું તેની અમને કશી કલ્પના ન હતી.

(ચાલુ)

પ્રભુદાસ છગનલાલ ગાંધી




### હરીફાઈનું પરિણામ

પહેલું ઇનામ: (મોકૂફ); બીજું ઇનામ 'ગરગિરી'-શ્યામલાલ પટેલ(અમદાવાદ), ત્રીજુંઇનામ 'માતા'-મઝહરમાસ્તર(પાલનપુર)

નોંધપાત્ર (૧) 'નિર્જીવ નળિયા'-હારમ સુતાર (નડિયાદ), (૨) 'વિસામો'-કંચનરાય અમીન (અમદાવાદ)

કેટલીકવાર એકનાએક ચિત્રો ફરીફરી હરીફાઈમાં મોકલવામાં આવે છે આ વખતે એક ભાઈએ જાપાનીઝ જાહેરાતના પોસ્ટકાર્ડના બે ટુકડા કરી તે ચિત્રો પોતે ઉપજાવ્યા છે એમ દર્શાવવાનો પ્રયાસ કર્યો છે એનો અર્થ એટલો જ કે હરીફો ઇનામ અગર પ્રસિદ્ધિ માટે ઝંખે છે. આ આશય નિંદ્ય છે આપણી પ્રજામાં કળા પ્રત્યે અભિરુચિ ખીલવવા અને ફોટોગ્રાફીનો અભ્યાસ વધારવા માટે આ હરીફાઈ યોજાઈ છે ભવિષ્યમાં દરેક તરુણ પોતે જાતે શોધેલું અને પકડેલું જ ચિત્ર હરીફાઈમાં મોકલે એવો અમારો આગ્રહ છે.

બીજું ઇનામ જીતનાર ભાઈ શ્યામલાલ પટેલે 'ગરગિરી' ચિત્રમાં સુપ્તાવસ્થામાં પગલાં માટની મોઈ મારવાડી યુવતીનું મુગ્ધ દર્શન આબાદ ઝડપ્યું છે. કોઈ છબી પાડે છે તેનું અચાનક ભાન થતાં સ્ત્રી-સહજ લજ્જા, વિનોદભરી સ્મિત ને આનંદ ચિત્રમાં ખૂબ ઊતર્યાં છે. પાત્રનો પહેરવેશ તથા ઘરેણાં ચહેરા પરના ભાવને અનુરૂપ હોવાથી પાત્રનું ચરિત્રનિરૂપણ બરાબર લાગે છે, ગયાજન અને ટેકનીક ઉત્તમ પ્રકારની છે

ભાઈ મઝહર માસ્તરે, બાળકને હેતુ તેડી રમતે ચાલી જતી મોઈ મજૂરણ(માતા)ની તસવીર ઉતારી છે, પરંતુ ચિત્રમાં નામ પ્રમાણે ભાવ નથી ચિત્રરચના કઢંગી છે બાળક-ચિત્રનું મુખ્ય લક્ષ્ય છે, તેમ છતાં માતાની નજર ચિત્ર બહાર કોઈ બીજી જ વસ્તુ તરફ હોવાથી બંને પાત્રોનું ભાવદૃષ્ટિએ એકીકરણ થતું નથી માની મલ-કાતી મુખમુદ્રા બાળક તરફ ઢળેલી હોત તો ચિત્ર સારું બનત ફોટો-ગ્રાફીનો ક્રિયાભાગ સારો છે. પેન્ક્રોમેટિક ઇમલ્શનવાળી ફિલ્મ અને પીળા ફિલ્ટર (Yellow filter)ના ઉપયોગથી ભૂરા આકાશ તથા પાત્રની ઘઉંવર્ણી ચામડીના વર્ણભેદ (tones) એકરંગી (mono chrome) પ્રિન્ટમાં બરાબર આવ્યા છે

દેશી નળિયાંના ઢગલામાં છાયાપ્રકાશથી ઉપજતી રચના દર્શા-વતું ભાઈ હારમ સુતારનું 'નિર્જીવ નળિયાં' ચિત્રનો વિષય તદન મૌલિક છે. દરેક ચિત્રકારે મૌલિકતા તથા ભાવનિરૂપણ તરફ વધારે ધ્યાન આપવું જોઈએ રસ્તે અને પ્રેરણાત્મક કુદરત વચ્ચે લેવાયેલા 'વિસામો' ચિત્રમાં ભાઈ કંચનરાયે પાત્રો અને દૃશ્યને સાથે લેવાનો પ્રયાસ કર્યો છે. પરંતુ તે પાત્રો કે દૃશ્ય એમાંથી એકેયનું આકર્ષણ સચવાયું નથી. પાત્રોને પણ જરૂરના પ્રમાણ નાનાં રાખી જરા દૂર જઈ દૃશ્યને તેમણે ઝડપ્યું હોત તો સરસ ચિત્ર રચી શકાત

બલવન્ત ભટ્ટ



# સંસારનાં શહેરો

## ૩૦-બટેવિયા

જાપાને આ માસમાં જીત્યું એ જાવાનું પાટનગર બટેવિયા આખા ડચ ઈસ્ટઈંડીઝની રાજધાની હતુ જાવાનુ એ મુખ્ય ને મોટામાં મોટું બંદર, એ ટાપુના વાયવ્ય કિનારે ચિલિવૉંગ અથવા જાકત્રા નદીના મુખ પર આવેલુ છે

પાસિફિક મહાસાગરની ડચ હકૂમતોના કેન્દ્રસમ આ નગરનો ઇતિહાસ બહુ પુરાણો નથી ઈ ૧૬૧૭માં ડચ ગવર્નર જનરલ પીટર બૉથે જાકત્રામાં એક કોઠી નાખી એનુ મંગલાચરણ કર્યું, અને એની પછી આવેલા જાન પીટર્સ કોએને આજના શહેરનો પાયો નાખ્યો ઈ.૧૬૯૯માં ત્યાં ભીષણ ધરતીકંપ થયો સાલક નામનો જ્વાળામુખી ફાટ્યો અને તેની ચોમેરની નદી કાદવથી પુરાઈ ગઈ પરિણામે ત્યાંના હવાપાણી બગડી ગયા અને શહેર ઉજ્જડ થઈ જવા બેઠું ઈ.૧૭૩૦ થી ૧૭૫૨ સુધીના બાવીસ વર્ષમાં લગભગ ૧૧ લાખ માણસો ત્યાં મરી ગયા. પણ પછી પરિસ્થિતિ સુધરતી ગઈ અને ૧૮૦૮માં ત્યાંના ગવર્નર માર્શલ ડેન્ડેલ્સે જૂના નગરના કિલ્લા અને પુરાણી વસાહતોનો નાશ કરી હાલના તેના નવા નગર વેલ્ટેવરેડનનો પાયો નાખ્યો ઈ ૧૮૧૧માં અંગ્રેજોએ બટેવિયા જીતી લીધેલુ. પણ ૧૮૧૪માં થએલી સંધિથી પાછુ હોલાંડને સોંપ્યું.

આજે તો તેના હવાપાણી ઠીક ગણાય છે. સામાન્ય હવામાન ત્યાં ૮૦ ડિગ્રી રહે છે ને સરેરાશ વરસાદ ૭૫ ઈંચ પડે છે, પણ ભર ચોમાસામાં ૧૩૬ સુધી પહોંચી જાય છે.

૧૯૨૫માં બટેવિયાની વસતિ લગભગ ત્રણ લાખની હતી, જેનો દસમો ભાગ યુરોપિયનો ને યુરેશિયનોનો હતો યુરોપિયનોમાં મુખ્યત્વે ડચ છે પ્રજામાં મલાયન, ચીન, આરબ વગેરે છે, પણ મોટો ભાગ ચીનાઓનો છે અને તે ઘણા જ ઉદ્યોગશીલ છે

શહેરના ત્રણ ભાગ છે. એક બંદર ટાન્જોન્ગ પ્રીઓક, જે જાવાના ટાપુના તદ્દન છેવાડાના પશ્ચિમ ખૂણા પર એક વિશાળ ઉપસાગરના મો પર આવેલુ છે, બીજુ ત્યાંથી અંતરાળમાં પુરાણું બટેવિયા શહેર, જે ચિલિવૉંગ નદીના બન્ને કાંઠે નહેરો અને ખાબોચિયાવાળી ભેજવાળ ભૂમિપર વસેલુ છે તે આ પરિસ્થિતિનો ડચ લોકોએ ઠીક ઉપયોગ કરી લીધો છે, અને પોતાના દેશ હોલાંડમાં કર્યું છે તેમ એ નહેરોનો ઉપયોગ વ્યવહારમાર્ગો તરીકે થાય તે રીતે તેની બન્ને બાજુએ મકાનો બાંધેલા છે. એ જોઈને આપણને શ્રીનગર કે વેનીસનો જ ખ્યાલ આવે આજે તો ભેજવાળ હવાપાણીને લીધે ઊજળી વસતિ ત્યાં વસતી નથી મકાનોનો નીચેનો ભાગ વખારો તરીકે અને ઉપરનો માળ મધ્યમ તથા ગરીબ વર્ગના વસવાટ તરીકે વપરાય છે

બટેવિયાનો ત્રીજો અને ખરો ભાગ તે જરા વધુ અંતરાળમાં વેલ્ટેવરેડન નામનુ આધુનિક પદ્ધતિએ વસેલુ ગામ છતાં જૂનુ બટેવિયા પણ આખુ અવ્યવસ્થિત નથી. માત્ર ચીના વાસ સિવાય એના બધા રસ્તા સીધા અને દોરીછટ છે અને ઘણાખરા પહોળા છે ડચ લોકોએ એ વસાવ્યું તે કાળનાં હોલાંડની બાંધણીના કેટલાંક પુરાણાં સુન્દર મકાનો હજી નજરે પડે છે. કેન્દ્રીય મેદાન પર આવેલા ટાઉનહૉલ પાસે પુરાણી શિલ્પમૂર્તિઓવાળો પ્રાચીન પીનાંગ દરવાજો, પોર્ચુગીઝ દેવળ વગેરે જોવાલાયક છે. ચીના, આરબ, જાપાનીઝ, મલાઈ અને ગરીબ યુરેશિયનો એ એની મુખ્ય વસતિ છે. યુરોપિયનોની તેમજ ઉચ્ચ સ્થિતિના પૂર્વદેશીઓની મોટા ભાગની વસાહતો, હૉટેલો, ક્લબો, થીએટરો, હૉસ્પિતાલો, સરકારી ઑફિસો, બૅંકો, મોટી વેપારી પેઢીઓ વગેરે બધુ વેલ્ટેવરેડનમાં આવેલુ છે એ બધા સુન્દર મકાનો ઉપરાંત ત્યાં વૉટર્લૂ પ્લેઇન અને કૉનિંગ્સ પ્લેઇન નામના બે મેદાનો આવેલા છે, જેની વચ્ચે, પાણીની ખાઈથી વીંટાએલો પ્રિન્સ હેન્ડ્રિકનો પુરાણો કિલ્લો છે લશ્કરી અને વૈદકીય કૉલેજો તથા બીજી શાળાઓ ઉપરાંત અહીંની વિખ્યાત સંસ્કારપ્રચારક સંસ્થાઓમાં રૉયલ સોસાએટી નામની કલા ને વિજ્ઞાનની સંસ્થા, રૉયલ નૅચરલ હિસ્ટરી સોસાએટી નામનુ પ્રકૃતિ મંડળ ને એક ખગોળ મંડળ પણ છે શહેરની દક્ષિણે ૩૫ માઈલ પર બીટેનઝોર્ગમાં આવેલા બોટાનિકલ ગાર્ડન દુનિયાભરમાં પ્રખ્યાત છે.

બટેવિયા અંતરાળ પ્રદેશના બધા મુખ્ય સ્થાનો સાથે અદ્યતન રેલવે સાધનોથી સંકળાએલુ છે અને ૧૮૭૭માં બંધાએલુ એનું સુંદર અને સગવડભર્યું ટાન્જૉન્ગ પ્રીઓક બંદર જગતના દરિયાઈ વ્યવહારમાર્ગોના પૂર્ણ સંપર્કમાં રહે છે તથા આ ટાપુઓની નિકાસનો સતત પ્રવાહ વહેવડાવ્યા કરે છે, જેમાં ખાંડ, ચોખા, ગીહુ, તંબાકુ, રબર, તેજાના, વેનીલા, મરી, કાચા ચામડા, નાળિયેર, કોપરા અને કોપરેલ, ગુંદર, ડામર, છોગો, રંગના કાચા કરિયાણા, બેન્ઝૉઈન, કપૂર, મીણ, મગફળી, મીસગ, ગૅમ્બીઅર, કલાઈ, તાંબુ, આયોડાઈન, મૅંગેનીઝ, ગંધક, સોનુ, રૂપુ, હીરા, પેટ્રોલ, અને કિવનાઈન મુખ્ય છે. જાવા ટાપુમાં થતી આ વિવિધ અને વિપુલ સમૃદ્ધિ જોઈ એના પર કોની દાઢ ન સળકે?



નહેરો અને ખાબોચિયાનો ઉપયોગ કરી શ્રીનગરની માફક વસેલુ પુરાણુ બટેવિયા

## નવાં પુસ્તકો

કટાક્ષ કાવ્યો: લેખક અને પ્રકાશક— દેવકૃષ્ણ પીતાંબર જોષી, દેવભુવન, પટેલ-ચૉક, સીહોર, કાઠિયાવાડ ૨—૦—૦, નફાકારક હુન્નરો (ભાગ ત્રીજો): સંપાદક અને પ્રકાશક—મૂળજી કાનજી ચાવડા, મીતુનગર (કચ્છ) ૩—૦—૦, રઘુવંશ: અનુવાદક—ચતુરભાઈ ગોવિંદભાઈ પટેલ, હેડમાસ્તર, મ્યુનિસિપલ સ્કૂલ, શોભારામ સુરતીની પોળ ખાડિયા, અમદાવાદ ૨—૦—૦.

# જૉન કેપ્લર

(અનુસંધાન પાછળ પાન ૭૮થી) જણાયું. એ નિરાધાર બાળકોને તેણે સંભાળી લીધાં ને થોડા વખત બાદ એક અનાથ બાળિકા જોડે લગ્નથી જોડાઈ ગયો

હવે ફુરસદનો બધો સમય તે ટાઇકોના કોઠાઓ સુધારવા પાછળ ખર્ચવા લાગ્યો એ સમય દરમ્યાન ગ્રહો, તેમની ગતિ ને કક્ષાઓ પર એક પછી એક એમ તેણે ત્રણ સિદ્ધાંતો સ્થાપ્યા, જે તેના નામથી આજે 'કેપ્લરના ત્રણ કાયદા'ને નામે ઓળખાય છે ગુરુત્વાકર્ષણનો જ્યારે સ્ફોટ પણ નહોતો થયો ત્યારે, લિંઝના એક અંધારે ખૂણે આવેલા ઘરમાં, ગંધ મારતા દીવા પાસે કલાકોના કલાકો એમ પાનાનાં પાનાં ભરનાર એ ખગોળશાસ્ત્રીને જોઈને હરકોઈના મોંમાંથી ઉદ્ગાર નીકળી પડે કે 'આ તે માણસ છે?!'

એના પરિશ્રમ ને પ્રામાણિકતાએ છેવટે નહિ અમર ફળની હોય એમ લાગ્યું ને ટાઇકોના 'રુડોલ્ફાઇન કોઠા' છાપવા માટે ડેન્માર્કના પ્રિન્સે થોડાક ફ્લૉરિન આપવાનું કહ્યું. પણ એટલા નાણે એ કોઠા બહાર પડે એ અસંભવિત હતું. કેપ્લરની અશક્તિ વધતી જતી હતી એને મિત્રધર્મ નેવે મૂકાઈ જાય એ બીકે તેણે કોઈપણ ઉપાયે કોઠા છપાવવા પૂરતાં નાણાં એકઠાં કરી લીધાં એ નાણાં તેણે ક્યાંથી મેળવ્યાં તેની કોઈને ખબર નથી, પણ ઈ. સ. ૧૬૨૭માં તેણે ટાઇકોના કોઠાઓ જગત સમક્ષ ધર્યા એ હકીકત છે

આ કોઠાઓની કીમત એટલા પરથી જ સમજી શકાશે કે ત્યાર બાદ સૈકા સુધી નાવિકો તેના આધારે જ સફર ખેડતા હતા. ટાઇકોના બધા કોઠાઓ પાછળ શ્રમ લઈ કેપ્લરે તેને ચોક્કસ ને સંપૂર્ણ બનાવ્યા હતા ટસ્કનીના ગ્રાન્ડ ડ્યૂકે આવું મહત્ત્વનું કામ કરવા બદલ સોનાનો અછોડો તેને ભેટ મોકલાવ્યો, પણ કમનસીબીનું એ ચિહ્ન સાચવી રાખવા જેવી હાલત પણ તેની રહી ન હતી ભૂખે મરતા બચી જવા માટે કેપ્લરે તો તરત તેના ખુરદા કરી નાખેલા!

ઓગણસાઠ વરસની હવે તેની વય થવા આવી હતી બધાં વર્ષો તેણે પરિશ્રમ કર્યો હતો—એવો કે જેથી તેને કશો અંગત લાભ નહોતો થયો, અને એનો બદલો? સમ્રાટો ને વિદ્યાપીઠો તેને ઇલકાબ આપી શકી હતી, તેનું માન વધારી શકી હતી, પણ રોટીની ફિકરમાંથી તેને મુક્ત કરી શકી ન હતી પળિયાં આવતાં સુધી તેણે નિરાશ શ્રમ સેવ્યો પણ પછી તો કંટાળ્યો બૅરોડાકગની છેલ્લી વિદાય લઈ તેણે લિંઝ શહેર છોડ્યું

આ વિદાય તેની આખરી વિદાય જ હતી. આખર મંજિલે તે હવે ઉપડવાનો હતો. બધી ખાનાખરાબી સહ્યા છતાં જેમ જિંદગી લંબાતી ગઈ તેમ નિરાશા વધતી જ જતી લાગી. તેની ફરીસો ફોકટ ગઈ, કાલાવાલા યે નકામા નીવડ્યા ત્યારે હવે બીજો કયો માર્ગ લઈ શકાય તેવો હતો?

વિજ્ઞાની ને ફિલસૂફ જૉન કેપ્લર જેવો કરુણ વર્તાતો કોઈ મુસાફર કદાચ લિંઝ નગરના પાદરમાંથી પસાર નહિ થયો હોય. તેના નખાએલા ચહેરામાં, તેની વિકળ આંખોમાં ટીપાએલી માનવતાનું રહસ્ય નજરે ચડતું

નવેંબર મહિનો હતો સૂમ પાંદડાં ને નાગી ડાળખીઓ વચ્ચે પવનનું પણ આશ્વાસન પામ્યા વિના કેપ્લર ચાલ્યો જતો હતો. વધુ ને વધુ આગળ ચાલ્યો તેમ વધુ ને વધુ ઠંડો પવન વાતો ગયો, ને પછી તો એથી યે વધુ ઠંડો વરસાદ તે સામે જોડાયો એ બધાનો સામનો કરવાની શક્તિ જૉનમાંથી હણાઈ ગઈ હતી. શક્તિ રહી હતી માત્ર ઘોડાના જીન પર સૂકા પાંદડા જેમ ચૂંટી બેસવાની રૅટિસ્બૉન પહોંચ્યો ત્યાં સુધીમાં તો તાવની ધીમી ચમક પણ તેની આંખોમાં આવી લાગી

લોથપોથ બની રાત ગાળવા તે રૅટિસ્બૉનની ધર્મશાળામાં ગયો. બીજે દિવસનો સૂરજ ઊગ્યા છતાં કેપ્લર પથારીમાંથી ન ઊઠી શક્યો. મોઢાની ઊની બાફ વચ્ચે અનેક શબ્દો તેના મોંમાંથી સરવા લાગ્યા હળવે હળવે તે પણ અસ્પષ્ટ બન્યા ન કહી શકાય એટલી ઝડપે તેનો અંત આવ્યો ૧૬૩૦ના નવેંબરની એ ૧૫મી તારીખ હતી.

ખગોળને જીવન ધ્યેય બનાવી જગતમાં તેના જ્ઞાનનો પ્રકાશ રેલાવનારી જે પ્રારંભિક પ્રતિભાઓ પશ્ચિમમાં થઈ ગઈ તેમાં કેપ્લર આગલી હરોળમાં હતો ટાઇકો બ્રાહે, ગૅલીલિયો ને ન્યૂટન પણ એવા જ હતા, પણ બ્રાહેને પ્રિન્સની ગ્રાન્ટ મળતી, ગૅલીલિયોની પીઠ તેના સહાયકર્તા ડ્યૂકથી મજબૂત હતી ને ન્યૂટનને રાજ્યનો આશ્રય હતો પણ રૅટિસ્બૉનની ધર્મશાળામાં મરેલા આ કેપ્લરને તો જિંદગીભરમાં ન કોઈ આશ્રયદાતા મળ્યો કે ન તેની રોટીની ચિંતા ટળી

# કલાકારનો ધર્મ

(અનુસંધાન પાછળ પાન ૬૦થી) કશું ઠોકી બેસાડી શકાય નહિ આપણે જે વ્યક્તિથી આકર્ષાયા હોઈએ તે વ્યક્તિ પાસે જઈએ અને તેની પાસેથી પ્રેરણા મેળવીએ. આમ કરવાથી પોતાનું વ્યક્તિત્વ જતું રહેવાનો જે ભય રાખવામાં આવે છે તે તો નિર્મૂળ છે આપણે એક દીવાની જ્યોતથી બીજો દીવો પ્રગટાવીએ છીએ એ ઉપરથી કોઈ એમ ન કહી શકે કે બીજો દીવો એ પહેલાની નકલ છે બીજો દીવો દીવો તો છે જ, પણ તે સ્વયં પેટી શક્યો નથી, તેને પ્રગટાવવા માટે પહેલાની મદદ જરૂરી છે

બીજી વસ્તુ તે શ્રદ્ધા છે. કોઈપણ વ્યક્તિમાં જો આપણને શ્રદ્ધા ન હોય તો તેના ગુણો આપણે ગ્રહણ કરી શકતા નથી, તેના દોષો જ તરત ગ્રહણ કરી લઈએ છીએ અશ્રદ્ધાનું કારણ પોતાનો અહંકાર છે પ્રત્યેકની પાસેથી કંઈ ને કંઈ શીખવાનું તો રહે જ છે, એટલે આપણે હમેશાં ગુણગ્રાહી અને વિશાળ દૃષ્ટિવાળા થવું જોઈએ દોષ જોવાની ટેવ પાડવાથી ને ટીકાખોર થવાથી કલાના શિક્ષણમાં હમેશાં વાંધો આવે છે

જ્ઞાન મેળવવા માટે વિચારબુદ્ધિ પણ હોવી જોઈએ ગુરુ પાસેથી પ્રેરણા પણ ભિન્નભિન્ન રીતે મળી શકે. કોઈ પ્રતિભાવાન શિલ્પી પાસે રહેવાથી કે કોઈ ઉત્કૃષ્ટ શિલ્પસૃષ્ટિ જોવાથી પણ પ્રેરણા મળી શકે પણ ફક્ત 'ફૅશન' માટે, કીર્તિ મેળવવા માટે કે ધન મેળવવા માટે કોઈપણ પદ્ધતિ કે આદર્શોનું અનુકરણ કરવું ઉચિત નથી આજે શિલ્પની બાબતમાં ખોટી સમજૂતી અને મતભેદનો જે ભ્રમ ઉપસ્થિત થયો છે તેનું મૂળ કારણ તો એ છે કે શિલ્પનું યથાર્થ સ્વરૂપ કોઈ જાણતું નથી, તેના બાહ્યાડંબરથી જ બધા ભોળવાઈ જાય છે

માણસોના દરેક મંડળને પોતાની વિશિષ્ટતાઓ તો હોય જ, એટલે અમુક મંડળ સાથે આપણો મેળ ન ખાય એટલા જ કારણસર તે મંડળ ખરાબ છે એમ કહેવું ઠીક નથી કમળ સારું છે, પણ ગુલાબ આપણને ગમતાં નથી માટે તે ખરાબ છે એમ આપણે ન કહેવું જોઈએ. એના કરતાં તો આપણે ગુલાબને ન જોવું જ સારું છે. આવી તકરાર ઘણુંખરું એક જાતની રૂઢિચુસ્તતાને લીધે જ ઊભી થાય છે બીજું એક કારણ એ છે કે દરેક માણસ પોતાની જાતને બહુ અગત્ય આપે છે અને પોતે બધું જ જાણતો હોય એવો ડોળ કરે છે. કીર્તિ અને ધનની બાબતમાં પણ આટલો જ તીવ્ર મતભેદ જોવામાં આવે છે પણ કલાકાર જો પોતાની શિલ્પસમૃદ્ધિથી ઐશ્વર્યવાન

થાય તો આવા તુચ્છ કારણે ઊભો થતો મતભેદ કંઈ નહિ

ઘણાને એમ રહ્યા કરે છે કે આજ કયે માર્ગે જઈએ, ક્યા વિષય હાથમાં લઈએ? આટલા દિવસ સુધી તો અવનીબાબુની પદ્ધતિ અને વિષય ચાલ્યાં છે. અત્યારે નથી એકે વિષય નવો, ન નથી એકે પદ્ધતિ નવી, એટલે જ બજારમાં 'કલાકાર'નું નામ સહેલાઈથી મળી શકે છે આનુ કારણ એ છે કે યોગ્ય શિલ્પપ્રેરણાનો અત્યારે અભાવ છે અને કોઈપણ વ્યક્તિ તરફ ખરા હૃદયનું આકર્ષણ નથી. આનુ પરિણામ 'ફેશન' ને પ્રદર્શનમાં જ આવે છે. જે નઈ જાણતા નથી, જે આપણી સંસ્કૃતિની વિરુદ્ધ છે, તેમના તરફ તો ન આકર્ષાવું જ ઉચિત છે

અહંકાર, ક્રોધ, સ્વાર્થપરાયણતા અને અજ્ઞાનથી ઘણા સારા તત્ત્વો વેડફાઈ જાય છે. જેઓ ઘણા ગુણવાળા અને ઉચ્ચ શિલ્પી સ. ગયા છે તેમજ હયાત છે તેમને આજે મારી પ્રાર્થના છે કે તમામ આશીર્વાદથી અમારા મનમાં જે દીનતા છે, જે અહંકાર છે, તે દૂર થાઓ, પોતપોતાની શિલ્પસાધનામાં બધા આગળ વધો અને હૃદયાનંદને પ્રગટાવો'

મૂળ લેખક : **શ્રી નંદલાલ બસુ**

'પ્રવાસી'માંથી અનુવાદકો : શ્રીમતી સાધના ઘોષ અને શ્રી પ્રફુલ્લ ઠાકોર

# Our Friends Abroad

## પરદેશી મિત્રોના પત્રો

'કુમાર' મારફત આ પત્રમિત્ર મેળવનાર કનુભાઈ મો. પટેલ, બાદરણ

3, Pownall Street,
Masterton (New Zealand) 4-11-41

પ્રિય કનુ,

ગયે અઠવાડિયે જ તમારા તરફથી ઇચ્છેલો પત્ર મળ્યો. તમે ફરી લખ્યું તેથી હું બહુ જ આનંદ પામી. મેં તો થોડા વખત પહેલાં તમને પત્ર લખ્યો છે, છતાં તમે લખો છો કે મળ્યો નથી, એટલે માનવું પડે છે કે હિંદુસ્તાન પહોંચતા માર્ગમાં જહાજ સાથે તે ડૂબી ગયો. જેનું ગમે તે થયું, પણ આ પત્ર તો તમને વખતસર પહોંચશે જ એવી આશા રાખું છું.

હું હાથે લખવાને બદલે ટાઇપરાઇટર પર પત્ર છાપું છું તે તમને વિચિત્ર લાગે છે; પણ હું જે રાત્રિશાળામાં જાઉં છું ત્યાં મને ટાઇપ-રાઇટર વાપરવાની રજા મળી છે, એટલે તમને પત્ર લખવાની એ એક સરસ તક ગણું છું

મેં તો હવે શાળા છોડી દીધી છે અને માસ્ટરટનના એક જાણીતા સ્ટોરમાં નોકરી કરું છું, એ સ્ટોરનું નામ હ્યૂગો ઍન્ડ શેરર છે. ત્યાં જોડાયે મને હજુ એક જ મહિનો થયો છે, પણ મજા પડે છે રોજ સવારે સાડા આઠે હું કામે ચડું છું અને બપોરે સવા બારથી સવા વાગ્યા સુધી ઘેર જમવા જાઉં છું. સાંજે પાંચ વાગ્યે કામ પતાવી દઉં છું દર અઠવાડિયે મને અરધા દિવસની રજા મળે છે, કારણ કે ન્યૂઝીલાંડમાં અઠવાડિયે અડતાલીસ કલાક કામ કરવાનું હોય છે સોમથી ગુરુ સુધી બપોરના વખતે કામ કરી શુક્રવારે રાત્રે નવ વાગ્યા સુધી હું કામ કરું છું. એટલે ત્યાં સુધીમાં મારું કામ ચાળીસ કલાકથી વધે છે

ગયે અઠવાડિયે અમારા નવા ગવર્નર અને તેમનાં બાનુ માસ્ટર-ટનની મુલાકાતે આવ્યાં હતાં. પાર્કમાં તમામ બાળકો તેમનું ભાષણ સાંભળવા એકઠાં મળ્યાં હતાં, અને બપોરે બધા વેપારીઓ તથા દુકાનવાળાઓએ બે વાગ્યાથી ત્રણ વાગ્યા સુધી કામકાજ બંધ રાખ્યું હતું એટલે બધાને તેમનું ભાષણ સાંભળવાની અને તેમને જોવાની તક મળી. તેમણે બધી નિશાળોને એ દિવસની છુટ્ટી આપી એટલે તો બધાંને બહુ જ ખુશાલી થઈ

આવતું અઠવાડિયું 'લેબર વીક-ઍન્ડ' ગણાય છે. સાધારણ રીતે અમને અરધો શનિવાર અને રવિવાર છુટ્ટી મળે છે, પણ 'લેબર વીક-ઍન્ડ'માં અમને તે સાથે સોમવારની પણ રજા મળશે. ને પછી-ના અઠવાડિયામાં પણ એક વધુ છુટ્ટી કાર્ટરટનના મેળા માટે મળશે. તમામ હિંદુસ્તાનમાં આવા મેળા થાય છે ખરા? ને દિવસે અહીં તો ઘોડાં, ટટ્ટુઓ, બળદો, વછેરા અને એવાં પશુઓનો મોટો જલસો થાય છે. તે વખતે તેના સંગમાં બીજી મજાઓ પણ ગોઠવાય છે જાતજાતની ગાયનમંડળીઓ, નૃત્યમંડળો, સિનેમાઓ, ખુરશી-વિમાન (એટલે તમે એક ખુરશીમાં બેસો અને યંત્ર ચાલે તેવા જ તમે જાણે હવામાં ઝૂલતા નીકળો) અને એવું બીજું એટલું બધું હોય છે કે કહેતાં પાર ન આવે. ઘોડાની અને ટટ્ટુઓની સવારીની હરી-ફાઈઓ પણ થાય છે. આવી એક હરીફાઈમાં મને એક વાર સુંદર 'ડિનર સેટ' (ભોજનના વાસણો) ઇનામમાં મળી હતી અને એક બળદનું વજન અટકળથી કહી આપવામાં ત્રણ પાઉન્ડ મળ્યા હતા વજનના અંદાજની આ હરીફાઈ પણ દર સાલ થાય છે.

હિંદુસ્તાનમાં તમને ઘણી ફિલ્મો જોવા મળે ખરી કે? આવતે અઠવાડિયે અહીં Gone with the wind નામની એક સરસ ફિલ્મ આવવાની છે. એ આખી ફિલ્મ રંગથી ભરપૂર છે અને ચાર કલાક ચાલે છે. મેં આ ફિલ્મ ન્યૂઝીલાંડના પાટનગર વેલિંગ્ટનમાં જોઈ હતી અને મને બહુ જ ગમી હતી.

હું ને મારી મિત્ર સોમ ને બુધવારે રાત્રિશાળામાં જઈએ છીએ અને શૉર્ટહૅન્ડ તથા ટાઇપિંગ શીખીએ છીએ સોમવારે સાંજે સાતથી નવ સુધી શૉર્ટહૅન્ડ અને બુધવારે તે જ સમયે ટાઇપિંગ હોય છે.

ગયા શનિવારે અહીંની 'લિટલ થીએટર સોસાઇટી' નામની સંસ્થાએ 'ધ લૉર્ડ ક્રિશ્ટૉફર—બીન' નામનું મજાનું નાટક ભજવ્યું. તે ખૂબ જ વિનોદપૂર્ણ હતું અને દરેક જણને બહુ આનંદ આવ્યો. હિંદુ-સ્તાનમાં તમને ઘણાં નાટકો જોવાનાં મળે છે?

આવતે મહિને 'ઇન્ટર-હાઉસ એસોસીએશન' નામનો એક પ્રસંગ થવાનો છે. માસ્ટરટનના દરેક ધંધા તરફથી નવ છોકરીઓની ટીમ તેમાં મોકલવામાં આવે છે અને તે દરેક એકબીજી સાથે કવાયત, કૂચ, દડાની રમતો અને બીજી ઘણી બાબતોમાં હરીફાઈ કરે છે અમારી દુકાનની ટીમને એક સુંદર રૂપેરી પ્યાલો મળ્યો છે અને ટીમની દરેક સભ્યને તેની એક ઝીણી આવૃત્તિ ભેટ મળેલી છે

વારુ, કનુભાઈ, આ પત્ર તમને મળશે ત્યારે નાતાલના દિવસો હશે, એટલે આ તકે જ તમને ખુશાલ નાતાલ અને સાલમુબારક ચાહું છું

આ પત્ર તમને સલામત પહોંચે અને આ નવા પત્રની જેમ ગુમ ન થાય એવી આશા છે.

તમારી તરફથી જેમ બને તેમ જલદી જવાબ મળવાની રાહમાં

તમારી ન્યૂઝીલાંડની પત્રમિત્ર ગ્રેન્ડા (Grenda)

એ-નું સરનામું : Miss Catherene M. Inman
3 Leon Ave. Eastwood (N. S. W. Australia)



# મધુકરી

(ભાગી બહાર)

અને દિન આજ મને વિદ્યુતિહીન સિંધુ હસે,
હસે ઝરણ આંગણા રહેલ આજ જ્યાં આથડે,
વિધાય દૂર બીજથી ગગન નેત્રનું એ હસે,
વિધાઈ અપડાળને ત્યમ હસું હમેશાં જગે

—પ્રહલાદ પારેખ

## સુંગ બહેનોની ત્રિપુટી

ચીનના અધિનાયક ચાંગ કાઇ-શેકના સહધર્મચારિણી શ્રીમતી મે-લિંગ, એ ત્રણ સુંગ બહેનોની ત્રિપુટીમાં સૌથી નાની બહેન છે. સૌથી મોટી બહેન શ્રીમતી આઇ-લિંગ ચીનના નાણાપ્રકરણી પ્રધાન ડૉ. એચ એચ કુંગની સ્ત્રી છે, અને વચેટ શ્રીમતી ચિંગ-લિંગ આધુનિક ચીનના સર્જક ડૉ. સન યાટ સેનની પત્ની થાય. આ ત્રિપુટીએ નૂતન ચીનને બીજી સ્વતંત્ર પ્રજાઓમાં માનવંતુ સ્થાન અપાવવા અગ્રભાગ લીધો છે.

એમના પિતાએ અમેરિકામાં શિક્ષણ લીધું. ગ્રેજ્યુએટ થઈને વતન આવી એમણે એક સુંદર શિક્ષિત સ્ત્રી સાથે લગ્ન કર્યું. પતિ-પત્ની બંને ક્રિશ્ચિયન હતાં ને એમનો ગૃહસંસાર બહુ સુખરૂપ હતો.

આ સુંગ દંપતી એકમેકના પૂરક હતાં. શ્રી સુંગ હતા આવેશમય, ઉત્સાહી અને ભાવનાશીલ. શ્રીમતી સુંગ હતાં સ્વસ્થ, ઠરેલ અને વ્યવહારકુશળ. વળી શ્રીમતી સુંગ વિશદ વિચારક હતાં અને જે કામ હાથ ઉપર લેતાં તેને મુશ્કેલીઓ પાર કરીને પણ પૂરું કરવાની આવડત રહેતી. એમનાં સંતાન માતાને ચાહતાં અને પિતાને પૂજ્ય માનતાં. આ બહેન-ત્રિપુટીને વળી એક ભાઈ-ત્રિપુટી પણ હતી. બાળકોને શિક્ષણ આપવા સુંગ દંપતી અમેરિકા જઈ રહ્યું અને એક ભાઈ તથા ત્રણ બહેનોને ભણવા રાખી પાછું ચીન આવ્યું.

સૌથી મોટી બહેન પોતાની માતા પેઠે સ્વસ્થ, વહેવારુ અને મોભો જાળવનારી છે, સ્વભાવે આકરા હોવા છતાં આકર્ષક અને મનોહર છે. કુટુંબમાં એ મુરબ્બી અને મોવડી છે.

સ્વ. ડૉ. સન યાટ સેન વખતોવખત સુંગકુટુંબને ઘેર આવતાજતા. તે વખતે ડૉ. સેન ચીનના નેતા હતા. મોટી બહેન આઇ-લિંગ મંત્રી તરીકે એમની સાથે જાપાન ગઈ. ત્યાં એણે ડૉ. એચ એચ કુંગ સાથે લગ્ન કર્યું. એમનો પુત્ર ડેવિડ આજે બૅંક ઑફ ચાઇનાનો ડાયરેક્ટર છે. શ્રીમતી કુંગ શાંઘાઇમાં એમના વેપારધંધાને ખૂબ આગળ વધારી રહ્યાં છે અને પોતાના રાજ્યપ્રકરણી જ્ઞાનને લઈને એ પોતે નામચીન બન્યાં છે.

વચેટ ચિંગ-લિંગ બાલ્યાવસ્થામાં શાન્ત અને નમ્ર હતી. વળી એ કલ્પનાભરી ને હીરની કેશ જેવી દેખાતી હતી. પરંતુ જ્યારે એની આદર્શભાવના કેળવાઈ ત્યારે એ ખડક જેવી નિશ્ચલ બની ગઈ. પોતાને ઘેર ઘણીવાર એ ડૉ. સન યાટ સેનની વાતો ધ્યાન આપીને સાંભળતી. ત્યારથી એના મનમાં દૃઢ પ્રતીતિ થઈ ગઈ કે ચીનને સ્વતંત્ર કરવાનો ક્રાન્તિ સિવાય બીજો કોઈ ઉપાય નથી.

અભ્યાસ પૂરો કરીને અમેરિકાથી એ ચીન પાછી વળી ત્યારે રસ્તામાં પોતાની નાની બહેન મે-લિંગને અને ડૉ. સન યાટ સેનને મળવા એ જાપાન ઊતરી. ત્યાં એ પણ ડૉ. સેનની મંત્રી બની, એટલું જ નહિ પણ ક્રમેક્રમે ડૉ. સેનની ગાઢ મિત્ર, સલાહકાર અને પત્ની પણ બની. ડૉ. સેન એના કરતાં સત્તાવીસ વરસે મોટા હતા, પરંતુ એમનું દાંપત્ય ખૂબ ચેતનવંતુ ને વહાલસોયું હતું. લાગલાગટ નવ વર્ષ સુધી તેઓ બંને ચીનને બંધનમુક્ત કરવાને મથ્યાં. શ્રીમતી સેન ગૃહિણી તરીકે જ રહેતી અને જાહેર જીવનમાં ન આવતી, પરંતુ પતિના અવસાન બાદ એણે અધૂરું પતિકાર્ય ઉપાડી લીધું છે. એ છૂટથી ભાષણો આપે છે અને નવરચનાની પ્રવૃત્તિ ચલાવે છે.

ડૉ. સન યાટ સેન રશિયન સમાજવાદના પક્ષપાતી હતા અને એ દિશામાં કામ કરીને તેણે પોતાની જિંદગી ખર્ચી નાખી હતી, પણ એમના મૃત્યુ બાદ સેમના સાળા ટી. વી. સુંગ તથા ચાંગ કાઇ-શેકને લાગ્યું કે ચીનનું કલ્યાણ સાધવું હોય તો યાંકીઓના સલાહકારોથી ચીનને ઉગારવું રહ્યું, તેમણે આ વાત જ્યારે શ્રીમતી સેનના જાણવામાં આવી ત્યારે એને લાગ્યું કે પોતાના પતિનું જીવનકાર્ય


સુંગ બહેનોની ત્રિપુટી: આઈ-લિંગ, ચિંગ-લિંગ અને મે-લિંગ

શાસ્ત્રીઓ તથા પુરાન્વેષકોનું એક મંડળ આ હિમયુગોને લગતી શોધખોળ હિંદમાં કરી ગયું છે. એ હિમયુગના પ્રભાવથી હિંદમાં આમલી હદીનો માળ બેઠો અને ઉત્તર હિંદની સામે જ આવેલા ગુજરાત વગેરે પ્રદેશો એ હદીને લઈ વસવાટ કરવા યોગ્ય રહ્યા નહિ. કુદરતના આ કોપના કારણે ઉત્તર ગુજરાતમાં વસી રહેલો આદિમાનવસમાજ કાં તો નાશ પામ્યો ને કાં તો એ પ્રદેશ છોડીને બીજે ક્યાંક જતો રહ્યો. ઇ. સ્માં આદિમાનવ સંસ્કૃતિનો આદી અંત આવ્યો.

પછી તો પચાસેક હજાર વર્ષો સુધી એક પછી એક કેટલા એ હિમયુગોના ઉપદ્રવો ઉત્તર હિંદમાં ચાલુ રહ્યા ને તેના પરિણામે ગુજરાતની વસ્તી જીવનવિહોણી પડી રહી. એ સમય દરમ્યાન, ખાસ ઉત્તર ગુજરાત જે લોએસ (Loess) નામની અત્યંત ઝીણી ગોરાડુ માટીથી ઢંકાએલું છે તેના લગભગ સોઢસો ફૂટ જાડા થરો એ પ્રદેશ પર પવનની ક્રિયાથી બંધાયા કર્યા. એ થરોમાં ક્યાંય કોઈ પણ પ્રકારના જીવની નિશાનીઓ જણાતી નથી. આ માટીની ઉત્પત્તિ પણ ઘણી રહસ્યમય માલૂમ પડી છે. ક્યા સ્થાનમાંથી અને કેવી રીતે એ માટી ઊડીઊડીને ઉત્તર ગુજરાત ઉપર પથરાઈ છે એ કોયડો હજી હવે ઉકેલવાનો છે.

ઉત્તર હિંદ પરના હિમયુગોનો અંત આવતાં ગુજરાતમાં એ ગોરાડુ માટી (લોએસ)ના થરો બંધાવાની ક્રિયા પૂરી થઈ અને તેની સાથે જ વાતાવરણ પણ વસવાટ યોગ્ય બન્યું. આ લાંબા ગાળા દરમ્યાન વિકાસક્રમને વઈ આદિમાનવ હાથના જેવો મનુષ્ય બની ચૂક્યો હતો અને તેની પાષાણ સંસ્કૃતિ ઘણી જ પ્રગતિ સાધી ચૂકી હતી. પાષાણ સંસ્કૃતિનો એ વેળા છેલ્લો તબક્કો હતો. એ સંસ્કૃતિ સાથે કોઈક અજાણ્યા પ્રદેશથી એક મોટો માનવ સમુદાય ગુજરાતમાં આવી પહોંચ્યો અને આ લોએસના બંધાએલા ટેકરાઓની હારમાળાઓ ઉપર પોતાના વસવાટો માંડી દીધા. આ લોકો મોટાં હથિયારોને બદલે નાનાં તેમજ કળાપૂર્ણ હથિયારો અને તીક્ષ્ણ ચાકાં વાપરતા, માટીનાં વાસણો ચાકડા ઉપર ઉતારી પકવીને ઉપયોગમાં લેતા અને ઝૂંપડીઓ બાંધીને રહેતા. પાષાણયુગના છેલ્લા તબક્કાની સંસ્કૃતિ ધરાવનારા એ નવા લોકો માનવકુળના ક્યા વર્ગના હતા, કેવી રીતે તેમની સંસ્કૃતિનો અંત આવ્યો અને તેમની એ સંસ્કૃતિ પછી ક્યારે ગુજરાતમાં ધાતુયુગની સંસ્કૃતિનું આગમન થયું ઇત્યાદિ કોયડાઓ હજી હવે ઉકેલવાના છે.

આ સંશોધન આંતરરાષ્ટ્રીય મહત્ત્વનું થયેલું કહેવાય અને તેની ઝીણીઝીણી વિગતો, બાકી રહેલા સંશોધન પછી, અહેવાલ બહાર પડશે ત્યારે આપણને જાણવા મળશે.

(શ્રી અમૃતલાલ વ. પંડ્યાએ મુંબઈના ગુજરાત સંશોધન મંડળ આગળ ગઈ તા. ૨૧-૨-૪૨ના રોજ આપેલા ભાષણનો સાર)

## પતંગિયાની પાંખના ઑટોફોટોનો કોયડો

પતંગિયાની પાંખનો 'ઑટોફોટો' લેવાની રીત આ પ્રમાણે છે. એ માટે કૅમેરા કે અજવાળાની જરૂર પડતી નથી. જે પાંખનો ફોટો લેવાનો હોય તેને ડાર્કરૂમમાં જઈ ફોટોગ્રાફિક પ્લેટની ફિલ્મ બાજુ પર બરાબર દબાવીને મૂક્યા બાદ, પ્લેટને અપારદર્શક કાગળમાં વીંટાળી પેટીમાં અમુક સમય હાલે નહિ એમ મૂકી રાખવી, ત્યાર પછી બીજી પ્લેટોની જેમ એ પ્લેટને ધોવાથી પેલી પાંખનો પૂરેપૂરી વિગત વાળો, નસો અને ટપકાં તથા બીજાં ચિહ્નોથી બરાબર અંકિત થએલો ફોટોગ્રાફ મળી રહે છે. આમ મેળવેલો ફોટોગ્રાફ સામાન્ય રીતે પૉઝિટિવ હોય છે, પરન્તુ કોઈ વખત નેગેટિવ પણ આવે છે. આવા ઑટોફોટો માટે કંઈ ખાસ બનાવટની પ્લેટની જરૂર પડતી નથી. પ્લેટ અને પાંખનો સંયોગ ઓછામાં ઓછા બે દિવસ અને વધારેમાં વધારે ત્રીસ દિવસ રાખવો પડે છે. ઉપરાંત પકડાએલા પતંગિયાની, એટલે ત્રીસ દિવસ જૂની પાંખોનો પણ ફોટો લઈ શકાય છે.

આમ આવો ફોટો પડવો એ એક કોયડો ગણાય. એ વિષે વિવિધ અનુમાન કરવામાં આવે છે. એક અનુમાન એવું છે કે પતંગિયાની પાંખમાંનું કોઈ અજ્ઞાત તેજકિરણ પ્લેટ પર અસર કરવાથી છબી પડે. આવું કિરણ એક વખત સૂર્યતેજમાં રહેલા પતંગિયાની પાંખમાંથી તો આવતું નથી ને? એ પ્રશ્નનો નિકાલ કરવા અંધારામાં જ ઉછેરેલાં અને કદી યે સૂર્યપ્રકાશ નહિ પામેલા પતંગિયાની પાંખનો જ પ્રયોગ કરવામાં આવ્યો હતો અને છતાં ઑટોફોટો લઈ શકાયો હતો.

બીજું અનુમાન એવું છે કે કોઈ રાસાયણિક તત્ત્વની હાજરી પાંખની રૂવાંટીમાં રહેલી હોવાને લીધે, પાંખ અને પ્લેટનો સંયોગ થતાં ફોટોને આવશ્યક એવી પરિસ્થિતિ પેદા કરીને છબી ઉપજાવે છે. પરન્તુ સર્વમાન્ય થઈ પડે એવું કારણ જડ્યું નથી.

ન્યૂયોર્ક ખાતે ઍન્ટોમૉલૉજિકલ સોસાઇટીની સભામાં શ્રી ગ્રીએ આ પ્રમાણે લેવાએલા ફોટો રજૂ કર્યા હતા.

ધંધાદારી તેમ ફોટોગ્રાફીમાં રસ લેતા સજ્જનો આ હકીકત પર વધુ પ્રકાશ નાખે એ ઇચ્છવાયોગ્ય છે. —ગ. હ. દેસાઈ

## પંચમહાલના ભીલોને લગતી શોધખોળ

મુંબઈના ગુજરાત સંશોધન મંડળ તરફથી ગુજરાતની મૂળ પ્રજાઓને લગતી જે શોધખોળો થવાની છે તેનો પ્રારંભ આ શિયાળામાં પંચમહાલ જિલ્લાના ભીલો સબંધી સંશોધનથી કરવામાં આવ્યો છે. લખનૌ યુનિવર્સિટીના પ્રો. ડી. એન. મજમુદાર, મુંબઈની શેઠ ગોરધનદાસ મેડિકલ કૉલેજના પ્રો. ડૉ. જી. એમ. ફુકલકર અને શ્રી પોપટલાલ ગો. શાહે, ભીલસેવામંડળના સહકારથી આ કાર્ય કર્યું હતું અને હવે થોડા સમયમાં જ તેનો અહેવાલ બહાર પડશે.

---

## 'બાલશક્તિ ગ્રંથાવલિ'નાં પુસ્તકો

**ઉંદરમામા:** લેખક—મસ્ત ફકીર, ૦-૫-૦; **પોપટની મુસાફરી:** લેખક—ધીરતન લટકારી, ૦-૫-૦, **ચાંદામામા:** લેખક—નાગરદાસ ઈ. પટેલ, ૦-૬-૦, ત્રણેના સંપાદકો ઇન્દુલાલ હ. મહારી અને ધીરતન લટકારી, પ્રકાશક, બાલશક્તિ કાર્યાલય, મોડાસા (એ. પી. રેલવે)

## નવજીવન કાર્યાલયનાં પુસ્તકો

**રચનાત્મક કાર્યક્રમ.** લેખક—ગાંધીજી, ૦-૨-૦, તેયાર્તી કન્યાને શ્રી નરહરિ પરીખના ગુજરાતી પુસ્તકનો હિંદી અનુવાદ કરનાર—કાશીનાથ ત્રિવેદી, ૦-૮-૦, **દેશી રાજ્યોનો પ્રશ્ન:** લેખક—ગાંધીજી, ૧-૮-૦, **લોકમાતા:** લેખક—કાકાસાહેબ કાલેલકર, ૦-૬-૦, **ટૉલ્સ્ટૉય અને શિક્ષણ** અનુવાદક પાંડુરંગ વિઠ્ઠલ વળામે, ૦-૮-૦, **રચનાત્મક કાર્યક્રમ**—કેટલીક સૂચનાઓ રાજેન્દ્રબાબુના અંગ્રેજી પુસ્તકનો અનુવાદ, ૦-૩-૦, **સર્વોદય** રસ્કિનના અંગ્રેજી પુસ્તકને આધારે લખનાર—ગાંધીજી, ૦-૩-૦, સૌનેના પ્રકાશક—નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ, સદ્વોધજ્ઞાનકમ્ (અર્થ હરિના ત્રણે શતકોમાંથી શ્લોકોની ચૂંટણી) સંપાદક કાકાસાહેબ કાલેલકર, ૦-૧૨-૦, **મારું ગામડું** લેખક બબલભાઈ પ્રા. મહેતા, ૦-૧૦-૦ બંનેના પ્રકાશક ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

# આ મહિનો (માર્ચ) ઇતિહાસમાં

**તા. ૧** પોતાની વિશિષ્ટ પદ્ધતિના જીવનચરિત્રો અને તેમાં યે મહારાણી વિક્ટોરિયાના ચરિત્ર વડે અંગ્રેજી સાહિત્યમાં નામ કાઢનાર અંગ્રેજ લેખક લિટન સ્ટ્રાચીનો જન્મ, ઈ. ૧૮૮૦. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના એક જાણીતા સેવક સર રિચર્ડ સ્ટ્રાચીના એ પુત્ર અંગ્રેજી સાહિત્યમાં આગળપડતું સ્થાન ધરાવે છે.

**તા. ૬** અંગ્રેજી સાહિત્યમાં વિચારપૂર્ણ એટલી જ રંગદર્શી કવિતા લખનાર વિખ્યાત કવયિત્રી અને જાણીતા અંગ્રેજ કવિ રૉબર્ટ બ્રાઉનિંગની પત્ની ઇલીઝાબેથ બૅરેટ બ્રાઉનિંગનો જન્મ, ઇ. ૧૮૦૬. એની અનેક કૃતિઓમાં 'સૉનેટ્સ ફ્રૉમ ધ પોર્ટુગીઝ' નામનો સૉનેટોનો ગુચ્છ (જે કવિ બ્રાઉનિંગ સાથેના સ્નેહને પ્રેરાએલા) શ્રેષ્ઠ ગણાય છે

**તા. ૯** મહાત્મા ગાંધીજીએ અમદાવાદની યોજના સૌપહેલા જાહેર કરી, ઇ. ૧૯૨૦

**તા. ૧૨** નાઝીઓએ રાજરમતથી ઑસ્ટ્રિયા કબજે કર્યું, ઇ. ૧૯૩૮.

**તા. ૨૦** અમદાવાદના મીલમજૂરોએ માલિકો સામેની હડતાળમાં વિજય મેળવી ૩૫ ટકાનો વધારો મેળવ્યો અને ગાંધીજીએ ઉપવાસ છોડ્યા ઇ. ૧૯૧૮.

**તા. ૨૧** 'કાળા કાયદા'ને નામે હિંદભરમાં હડધૂત થએલું 'રૉલેટ બિલ' ૩૫ વિ૦ ૨૨ મતે પસાર થયું, ઇ. ૧૯૧૯.

**તા. ૨૪** હિંદ પરના અંગ્રેજ વર્ચસ્વ વિષેના પોતાના તલસ્પર્શી ગ્રંથો તેમજ અનેકમુખી લેખન પ્રવૃત્તિઓથી જાણીતા થએલા સમર્થ વિદ્વાન વામનદાસ વસુ (મેજર બી. ડી. બસુ) નો જન્મ, ઈ ૧૮૬૭

**તા. ૨૭** નાશિકની 'ભોંસલે મિલિટરી સ્કૂલ' નામની જાણીતી લશ્કરી શાળા ગ્વાલિયરના મહારાજાને હાથે ખુલ્લી મુકાઈ ઇ. ૧૯૩૮.

**તા. ૩૦** રૉલેટ બિલના કાળા કાયદા સામે દિલ્હીમાં હડતાળ અને તેને પરિણામે નિર્દોષો પર ગોળીબાર, ઇ. ૧૯૧૯.

**તા. ૩૧** ફ્રેન્ચ ફિલસૂફ અને ગણિતી રેને ડેકાર્ટિસનો જન્મ, ઇ. ૧૫૯૬ 'પ્રિન્સિપીઆ ફિલૉસૉફી' અને 'મેડિટેશન્સ ડ પ્રીમા ફિલોસોફિયા'માં તેના પરિપક્વ વિચારો મુકાયા છે. ઇ. ૧૬૫૦ના ફેબ્રુઆરીમાં સ્ટૉકહોમ મુકામે તેનું અવસાન થયું

આ મહિનાની વ્યક્તિવિશેષ

**વામનદાસ વસુ (મેજર બી.ડી. બસુ)**

વીસમી સદીના પ્રભાતે પોતાની વિવિધ પ્રતિભા ને પ્રવૃત્તિથી અમાનૂભૂમિ બંગાળને નરપુંગવોની જે હારમાળાએ ઉજ્જવળ ગૌરવવંતી બનાવી છે તેમાં કુશલ અને નિરાળું



વ્યક્તિત્વ ધરાવનાર મહાસમર્થ વિદ્વાન શ્રી વામનદાસ વસુનો જન્મ ઇ ૧૮૬૭ની ૨૪મી માર્ચે લાહોરમાં પંજાબ સરકારી કેળવણી ખાતાના સુશિક્ષિત કાર્યકર બાબુ શ્યામચરણ વસુને ત્યાં એમના છેલ્લા સંતાન તરીકે થયો. પાંચ માસના બાળ વામનને મૂકી પિતા સ્વર્ગવાસી થયા બાદ મંગલસ્વરૂપ માતા ભુવનેશ્વરીદેવીએ અત્યંત તંગી અને કારમું દારિદ્ર્ય વેઠી બે પુત્રો અને બે પુત્રીના ઉછેર તથા શિક્ષણનો બોજ ઉપાડી લીધો. શીલવતી અને બુદ્ધિમતી માતાના સુસંસ્કાર બાળકોના ઊછરતા માનસ પર ચિરઅંકિત થયા.

ઇ. ૧૮૮૨માં મૅટ્રિક્યુલેશન પસાર કરીને વામનદાસ લાહોરની મેડિકલ કૉલેજમાં દાખલ થયા, પરંતુ પ્રસૂતિવિદ્યામાં નાપાસ થયા ત્યારે એમના મોટા ભાઈ શ્રીશચંદ્રના અને બહેન જગતમોહિનીના પતિ તારાચંદ દાસના પ્રોત્સાહનથી ૧૮૮૮માં વધુ અભ્યાસ માટે ઇંગ્લંડ ગયા ને ત્યાં એલ. એમ. એ., એમ આર સી એસ ને આઇ.સી એસ.ની પરીક્ષાઓ પસાર કરી અંદર હરિફાઇની લશ્કરી તાલીમ લઇ 'કિંગ્ઝ કમિશન' મેળવ્યું.

સન ૧૮૯૧માં એ સ્વદેશ પાછા ફર્યા ને સાથે જ મુંબાઇ ઈલાકાના મેડિકલ ખાતામાં એમની નિમણુક થઈ એમની સોળ વર્ષની નોકરીનો મોટો ભાગ સુદાનની લડાઈના રણક્ષેત્રોમાં વ્યતીત થયો અને એ દરમિયાન લેવાએલા અતિશ્રમને કારણે એમનું આરોગ્ય લથડ્યું ઇ. ૧૯૦૭માં નોકરીમાંથી નિવૃત્તિ મેળવી પેન્શન લઇ નબળી તબિયતે ને સહકુટુંબ સ્વવતન અલ્લાહાબાદ આવી રહ્યા

પરંતુ એમનો નિવૃત્તિકાળ તો ખરેખરો પ્રવૃત્તિકાળ બની રહ્યો ધનસંચય કે સુખવૈભવ એ આ સાધુચરિત પુણ્યપુરુષનું જીવનધ્યેય ન હતું. એમનું એકમાત્ર ધ્યેય હતું ભારતભાગ્યને ઘડનારા નવાંનવાં બળોની જનની સમી સાહિત્યસેવાનું, જેની સિદ્ધિના શ્રી વસુ છેક છેલ્લી ઘડી સુધી પુરુષાર્થી સાધક રહ્યા

જીવનભર એમણે વિદ્યાની અખંડ ઉપાસના કરી અને અસંખ્ય ગ્રંથો તથા લેખો લખ્યા એમના ઐતિહાસિક પ્રકાશનોની સામગ્રી તો ખરેખર એમની પ્રતિષ્ઠા બની ગઇ અલ્લાહાબાદમાં પાણિની ઑફિસ નામ સંસ્થા કાઢી સંસ્કૃત વ્યાકરણ, 'સિદ્ધાન્ત કૌમુદી'નું ભાષાન્તર વગેરે ઉત્તમ કોટિની પ્રકાશનમાળા પ્રગટ કરી 'અપુષ્પ વનસ્પતિ'ની તથા 'હિંદના વૈદ્યકીય રોગો'ની પોણા બસો રૂપિયાની કીમતની ગ્રંથમાળા પ્રસિદ્ધ કરી ' જેનાથી એ ભારતવાસીઓમાં ઘેરઘેર જાણીતા થયા ને 'હિંદમાં ખ્રિસ્તી સત્તાનો ઉદય'ના પાંચ ગ્રંથ, અને 'હિંદમાં ખ્રિસ્તી સત્તાની જમાવટ', સાથે બીજા ઘણા ગ્રંથો એમણે લખ્યા છે

હિંદી હાથવણાટના સાતસો નમૂનાના ટુકડાઓનો મોટો સંગ્રહ કુલ અઢાર ગ્રંથોમાં એમણે સંઘર્યો છે આવી અપૂર્વ ને વિવિધ સાહિત્યસામગ્રી પ્રગટ કરીને માત્ર એ બેસી રહ્યા નથી; પરંતુ એ બધીને એઓ કોઇ ને કોઇ ચાલુ સંસ્થામાં કે નવી સંસ્થાઓ સ્થાપીને ચિરસ્થાયી બનાવી ગયા છે

માતૃભાષા બંગાળી ઉપરાંત અરબી, ફારસી, સંસ્કૃત, અંગ્રેજી, હિંદી, ઉર્દૂ, સિંધી, પંજાબી, કાશ્મીરી, પુશ્તુ, નેપાળી, ગુજરાતી અને મરાઠી ભાષાઓ એ જાણતા સ્વભાવે નીડર, સ્પષ્ટવક્તા અને જેટલા સ્વમાની તેટલા જ સ્વદેશાભિમાની હતા. જલિયાંવાલા બાગની કતલના સમાચાર સાંભળ્યા ત્યારે અનેક રાતો સુધી એ ઊંઘી નહિ શકેલા

અજ્ઞાન ને પરતંત્ર માનસનું તમસ જ્યારે ચોપાસ ફેલી રહ્યું હતું ત્યારે ઉજ્જવળ ભાવિની ઝાંખી કરી નવયુગના પ્રબળ તેજકિરણો પ્રગટાવવા જિંદગીભર વસમી તપશ્ચર્યાવાળો અખંડ પુરુષાર્થ સાધનાર અને ઇતિહાસ, વૈદ્યક, વનસ્પતિવિદ્યા, આરોગ્ય, અર્થશાસ્ત્ર, ધર્મ, તત્ત્વજ્ઞાન સાહિત્ય, કળા—એવા જ્ઞાન ને સાહિત્યજીવનના વિવિધ ક્ષેત્રોમાં અખંડ વિદ્યોપાસના કરી એ બહોળા વાચન અને મર્મગ્રહી અભ્યાસના ફળરૂપ વિદ્યાની અવિરત માગ જેવા લખાણો અને ગ્રંથો વહેંચતા ગયા જનાર એ સમર્થ વિદ્વાનનું ઈ ૧૯૩૦ના સપ્ટેમ્બરમાં અવસાન થયું



**ગામડાની ઉત્તરાયણ** — ચિત્રકાર એચ. પી. પરેશ

આ તરુણ ચિત્રકારે ચિત્રમાં પ્રસંગોચિત વાતાવરણ બહુ સારું જમાવ્યું છે, માત્ર વેષભૂષાઓને એણે જરૂર કરતાં વિશેષ અલંકારી બનાવી છે

## મુંબાઈ આર્ટ સોસાયટીના જાન્યુઆરી માસમાં ભરાએલા પ્રદર્શનમાં રજુ થએલાં ચિત્રો



**નદીકિનારે**
ચિત્રકાર પી આર રૉય

આ વર્ષના પ્રદર્શનમાં ચિત્રકળાના આલેખનકૌશલ્ય અને પ્રસંગાનુસારી ચિત્રસંયોજનવાળી ઉત્તમ કૃતિઓ રજૂ કરનાર તરીકે આ કલાકારે રૂપાનો ચન્દ્રક મેળવ્યો છે આ અંકના મુખચિત્ર તરીકે આપેલું રંગચિત્ર પણ એમની જ કૃતિ છે. શાન્ત, સ્વચ્છ આલેખન અને રમણીય તથા કાવ્યમય રીતે રજૂ કરેલાં પાત્રો સાથે ઊઠતી મધુર વિચારની લહરીઓ, એ એમનાં ચિત્રોનાં અનેરાં આકર્ષણો હતાં.

(ફોટો: મુંબાઈ આર્ટ સોસાયટીના સૌજન્યથી)





**ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ**

(વિવરણ માટે જુઓ પૃ. ૯૭)

ડાબી બાજુથી 'ગરીબી'—શ્યામલાલ પરીખ (અમદાવાદ) બીજું ઇનામ, વચ્ચે 'માતા'—મગનલાલ માસ્તર (પાલનપુર) ત્રીજું ઇનામ, છેલ્લે 'નિર્જીવ નળિયાં' હાસમ સુતાર (નડિયાદ), નોંધપાત્ર




### કેટલીક જયંતી-ટિકિટો

યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકાએ જુદાજુદા રાજ્યોની શતાબ્દીઓ તથા વિવિધ પ્રસંગોની જયંતીઓને સ્મરણાંકિત કરવા કાઢેલી ૩ સેન્ટની ટિકિટો—અનુક્રમે વર્મોન્ટ પ્રાંતની સ્થાપનાની ૧૫૦મી જયંતીના સ્મરણમાં કાઢેલી તેની રાજસભાના મકાનવાળી ટિકિટ, અમેરિકાના મધ્ય પ્રદેશને સૌ પ્રથમ વીંધીને એની જીતને સરળ બનાવનાર બહાદુર સ્પૅનિશ સાહસસફરી કોરોનાડોની ચોથી શતાબ્દી ૧૯૪૦માં ઉજવાઈ તે પ્રસંગની એ સફરીની છબીવાળી ટિકિટ, અમેરિકન રાજબંધારણમાં હબસી ગુલામોની મુક્તિ વિષે ૧૩મી કલમ સુધારાયાના પ્રસંગની ૭૫મી જયંતીના સ્મરણમાં કાઢેલી, હબસી પર આશીષ વર્ષાવતા લિંકનની છબિવાળી ટિકિટ, ૧૯૪૦માં વ્યોમિંગ પરગણાની ઉજવાએલી ૫૦મી જયંતી વેળા કાઢેલી ટિકિટ, જેમાં વચ્ચે સમાન હક્ક પ્રબોધતી સ્વતંત્ર્યદેવી, અને બંને બાજુએ એ પ્રાંતના બે મુખ્ય ઉદ્યોગો (ઢોર ઉછેર અને જંગલ)ના પ્રતીક સમા તેના બે ધંધાદારીઓની છબિ છે, ઉત્તર, મધ્ય અને દક્ષિણ અમેરિકાએ સંયુક્ત થઈને કાઢેલા 'પાન અમેરિકન યુનિયન'ની ૫૦મી જયંતીના સ્મરણમાં કાઢેલી એ ત્રણે દેશની દેવીઓનો રાસ આલેખતી ટિકિટ, ૧૯૪૦માં ઉજવાએલી ઈડાહો પરગણાની ૫૦મી જયંતીના સ્મરણમાં કાઢેલી, એ પરગણાની રાજસભાના મકાનવાળી ટિકિટ, ૧૯૪૦માં પૉની એક્સપ્રેસ (ઘોડા પર ટપાલ લઈ જવાની પદ્ધતિ)ની ૮૦મી જયંતી ઉજવાઈ તેના સ્મરણમાં કાઢેલી ટિકિટ, એમાં વચ્ચે મારંમાર ઘોડે દોડતા ટપાલીનું ચિત્ર છે, અને ઉપલી બાજુ ડાબે ખૂણે ઘોડાના મોઢાના હાડપીંજરનું (૧૮૬૦ની સાલ સાથે) તથા જમણે ખૂણે વાઢેલા કણસલાના ઢગલાનું (૧૯૪૦ની સાલ સાથે) એવાં બે પ્રતીક છે તે એમ દર્શાવે છે કે ૧૮૬૦માં જે મુલક અનેક ઘોડાઓના પ્રાણ હરનારો ભયંકર વેરાન હતો તે આજે ફળદ્રુપ બની ગયો છે

(શ્રી હરિલાલ ઍંકરના સંગ્રહમાંથી)

વિદ્યાર્થીઓ, વેપારીઓ, વકીલો અને બીજા મગજનું કામ કરનારાઓને એના સેવનથી અજાયબ જેવું પોષણ મળે
નાનાં-મોટાં, માંદાં-સાજાં નબળાં-સબળાં સ્ત્રી-પુરુષ, સૌ કોઈ એનું સેવન કરી શકે છે.

# તમે વાપરી જોયું છે?

# કેસરીજીવન

# ઝંડુનું

## મહારસાયન

રસસિંદૂર, અભ્રક, કેસર, કસ્તુરી અને બીજાં દીપન, પાચન, તથા પૌષ્ટિક ઔષધ મેળવી લીલાં રસદાર આમળાંમાંથી બનાવેલું
**સુશોભિત સુવાસિત સ્વાદિષ્ટ અને પૌષ્ટિક ચાટણ**

**તેનું નિયમિત સેવન**
લાંબું આયુષ્ય તથા સારી સ્મરણશક્તિ આપી શરીરમાં બળ, તેજ ને ચેતન પૂરે છે.




**કીમત**
પા રતલના પૉટનો રૂ. ૧ાા
અરધા રતલના પૉટના રૂ. ૨ાા
એક રતલના પૉટના રૂ. ૫)

કારખાનું: મથાનીરોડ મુંબાઈ—૨૩

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિ.**

દુકાન: જૂની મહાજનવાડી મુંબાઈ—૨

અમદાવાદના એજન્ટ ભોગીલાલ બ્રધર્સ · ગાંધીરોડ

ઑર્ડર આપતી વખતે, જાહેરખબર 'કુમાર'માં વાંચી હતી એટલું જણાવજો




ઘણા લાંબા વખતથી જે અત્યંત કાળજીપૂર્વક તૈયાર થઈ રહ્યો હતો તે

**અભિનવ ચિત્રસંગ્રહ બહાર પડી ગયો છે.**

## રંગ ને રેખામાં કુમાશભર્યું

**કવિત્વ વહાવનાર કલાકાર શ્રી રસિકલાલ પરીખનાં**

આમાં સંગ્રહાએલા ૨૧ પૂર્ણરંગી અને ૩૪ સાદા ચિત્રો પછી ભાગ્યે જ એમનું કોઈ સંગ્રહયોગ્ય ચિત્ર રહી જવા પામ્યું હશે એવી રીતે પસંદગીથી આ સંગ્રહને સમૃદ્ધ કરવામાં આવ્યો છે. ને ઉપરાંત કલાકારે ઉત્તરોત્તર કરેલી કલાસાધનાનો પરિચય આપતી એમની ચરિત્રરેખા છે.

**ઑઇલ અને વૉટર કલર, પેન્સિલ અને પેન-ઍન્ડ-ઇંક સ્કેચ, સ્ટેપલ વર્ક, વૂડકટ, સૉફ્ટ બ્રશસ્કેચ આદિ. એમની કલમ ને પીંછીનો કસબ દર્શાવતા બધા પ્રકારના નમૂના એમાં છે.**

**ચિત્રકલાના વિદ્યાર્થીઓ તથા કલાશોખીનોના સંગ્રહ માટે એ અમૂલ્ય ચીજ છે.**

જન્મજયંતી, લગ્નોત્સવ આદિ શુભ પ્રસંગે તેમજ વારતહેવારે આપી શકાય તેવી મોંઘી ભેટ ઊંચા આર્ટપેપર ઉપર છાપેલું અને રૂપેરી રંગની ઝલક સાથે ત્રણ રંગમાં છાપેલા ભભકભર્યા પૂંઠા સાથેનું પાકી બાંધણીનું, કુમારના કદનાં મનોહર રૂપરંગ ધરાવતું પુસ્તક છતાં

**કિંમત ત્રણ જ રૂપિયા (રજિ. પોસ્ટેજ ૦–૬–૦) કુમાર કાર્યાલય · રાયપુર · અમદાવાદ**

---

સર્વ માન્ય !!

આજકાલ સૌ કોઈ શિયાળામાં શક્તિસંગ્રહ માટે

## રક્ત વર્ધક

વાપરે છે તદુપરાંત

અષ્ટવર્ગચ્યવનપ્રાશ સુવર્ણમાલિનીવસંત,

મકરધ્વજગુટી વગેરે શક્તિદાયક ઔષધો મગાવો




---

# રંગલહરી

મધુરી લહરે જીવનને રંગમય કરતાં આઠ રંગચિત્રો

અને

# નૃત્યરેખા

પ્રસન્નતા ને ઉદ્રેકભર્યા જીવનભાવોને રંગભરી રેખાવલિમાં મૂર્ત કરતાં આઠ ચિત્રો



બંનેની
નવી આવૃત્તિઓ
બહાર પડી છે

કીંમત દરેકની રૂપિયો દોઢ · પોસ્ટેજ જુદું

**કુમાર કાર્યાલય અને જાણીતા વિક્રેતાઓ**






મા

કલાકાર · શ્રી યામિની રાય

એમના પરિચય માટે જુઓ 'આપણા કલાકાર' નામે વિભાગ

આવતી કાલનાં નાગરિકોનું પત્ર

શ્રી રવિશંકર મહાશંકર રાવળ ✱ સંપાદક · બચુભાઈ રાવત

૨૨

એપ્રિલ'









**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક બચુભાઇ રાવત, તંત્રી અને પ્રકાશક રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂ ૬, બ્રહ્મદેશના રૂ ૬ા, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના મુંબાઇમાં. કુમાર ઑફિસ, ૧૩૬-૧૪૨ મેડોઝ સ્ટ્રીટ, ... અથવા રાવળ બ્રધર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ. વડોદરામાં : નૂતન કો...

કુમારમાંનાં સર્વ લખાણો ચિત્રો અને ફોટો ...



ફોટો • આબીદમિયા સૈયદ]
'પૉપ્યુલર ફોટોગ્રાફી'ની હરીફાઈમાં શ્રી આબીદમિયા સૈયદે ૩૬,૦૦૦ હરીફોમાંથી આ ચિત્ર ઉપર ૧૦મું ઇનામ જીત્યું હતું.

ભૂતકાળની ભભક



[ફોટો • અખ્તર કે. સૈયદ
કૅમેરા: રોલાઇકોર્ડ II; લેન્સ ૩.૫ ટ્રાયોટાર, એક્સપોઝર: ૧/૩૦ સેકંડ f ૧૧; ફિલ્ટર: લાઇટ યલો; ફિલ્મ: કોડાક સુપર એક્સ; તડકામાં લીધેલું.



શુક્રવારની ગુજરી

ચિત્રકાર : રત્નપ્રભા મોદિયા

વર્ષ ૧૯ કુમાર અંક ૪

એપ્રિલ • ૧૯૪૨

# સીમન સીરાનિયન*

• રથોદ્ધતા •

મેદની ઉલટતી સમુદ્ર શી
ઘૂઘવી તરણીને ડુબાડવા
ઇશુના જીવનની અનેકમાં
કોઇ કંપિત હૃદે વિચારતાં:
'શી વિધે અમિતકાય ભાર આ
કૂસનો વહી શકે ?'
પડે ઇશૂ
ઠોકરાઇ. તહીં મેદની મહીં
જોઇને તરુણ કોઇ, એ વદે:
'તાત, ભાર હળવો કરીશ તું?
શ્રેયભાજન જરૂર તું થશે.'
સીમને ક્રુસ લીધો. ઇશૂ ખભે
હાથ મૂકી પથ એ પૂરો કરે.
ધન્ય એમ સહપાન્થ જીવને
કોઇના થઇ વહાવવો પડે
ભાર એ ન; જીવિતવ્ય સાધના.

હરિશ્ચન્દ્ર ભ. ભટ્ટ

*ઇશુને સજા કરાવી વધસ્તંભ તરફ લઈ જવા ઊપડેલી ક્રૂર માનવમેદનીમાં જે થોડા લાગણીવાળા હતા તેમાંનો એક એ જુવાન હતો. વધનો સ્તંભ આરોપી પાસે ઉપડાવવાના રિવાજ મુજબ ક્રૂસ ઉપાડીને ચાલતો ઇશુ ભાર અને થાકથી ઠોકરાઈ પડ્યો તે વેળા સીમન તરફ જોઈ તેણે પોતાનો ભાર હળવો કરવા માગણી કરી. સીમને ક્રૂસ ઉપાડી લીધો અને ઇશુએ એને ખભે હાથ મૂકી પંથ પૂરો કર્યો. બાઈબલના આ હૃદયસ્પર્શી પ્રસંગને સૉનેટની છેલ્લી લીટીઓમાંનું જીવનસ્પર્શી વિધાન વધુ અસરકારક બનાવે છે કે 'એમ કોઈના જીવનમાં સહપાન્થ થઈને વહેવો પડે એ 'ભાર' નથી પણ જીવિતવ્યની સાધના છે' ગઈ એપ્રિલે ઇશુનું ક્રૂસારોહણ થયું હતું એ આ કાવ્યની આ અંક માટેની પ્રસંગોચિતતા ('અવતારના સાથી' એ નામના ઇશુજીવન વિશેનાં બાર કાવ્યોના હવે પ્રકટનાર ગુચ્છમાંથી)

# આકળ

આકળ વિષેની એક નવી સુન્દર કલ્પના

• શિખરિણી •

જુવાનીને જોમે ઝળઝળ જળાવી જગતને
ઉનાળે આખા યે અવનિઉરને આકુળ કર્યું.
પછી પશ્ચાત્તાપે સદય હૃદયે વિશ્વભરને
નહવાડયું ને ઠાર્યું જળજળ કરી; દૈયું ન ઠર્યું.
શિયાળે રૂપેરી હિમઝનિ છવાઈ ડુંગરની,
ઠરે હૈડે હૈડે ખટક ખટકે જોબન તણી.
ફરી એના તાપે ગકળ મૃદુ અંગે બળતરા
હવે અંગેઅંગે, વિમળ થઇ;—તે આકળ ઝરે

પ્રભુદાસ કાલિદાસ વ્યાસ

# બન્ધો !

એક નવા જ શિરાફરની કાવ્યગમ્નિઓની
પિછાન કરાવતુ પહેલુ કાવ્ય

• મિશ્રજાતિ •

યુગોજૂના બધન સ્નેહના એ,
બધુત્વના સુંદર ગીતનાં?
રાચી રહ્યા માતની ગોદમાં ને
સગે લીધા ધાવણ સમાનતાનાં
પવિત્ર ઉચ્ચાર કુરાનના ને
રાગે વહ્યા શ્લોક ગીતાતણા યે,
સુષુપ્ત હૈયા મહીંને જગાડી
બન્યાં હતાં દર્પિત ડંખનાથી
સ્નેહાર્દ્રબાવો વળી બંધુહૈયે
ભીંજવતા માતની આંખ હર્ષે.
બન્ધો! વિસ્યા કાળની આ કથા જ ?
અને વહ્યાં શોણિતહેજ આજ
વધારતાં અંતર આતશોનું?
સહી શકે આ નવ માતૃહૈયુ
ને આજ ઊઠી તવ બંધુહારે
પ્રજાળશો ના તવ ધામ? માને
હશે હવે હર્ષ ડરે વહેતાં
સંતાનનાં શોણિત? શોકઘેર્યાં
એના નહિ લોચન શું નિહાળે?
બુઝાવશો આમૃત ઝેર માટે?

હૈદરઅલી હુસેન જીવાણી

# સિંધુ ને સિંધુડો

સિંધુ ઉલ્લાસતો ભરતી એમાં ચડી
રેણ ને કાંગરા બાંધે એ
મોતીના બિંદુડાં જલફુવારા રચી
વેરતો ત્યાં ન લેખાં ગણાં યે
ગેહ કે કાંગરા રાચતા ત્યાં નથી
દીપને તેમને ત્યાંય તો એ.
સિંધુડો આત્મસાગરતણો સ્ફેરનો
જીવન છો જ્યહથી બાંધતું રહે
જીવન કે ગેહ છો વિશ્વના ગેહનાં
સિંધુ ને સિંધુડો સ્ફેરમાં રહે.

'લ'

આવતી કાલનાં નાગરિકો માટેનું અદ્યતન માસિક



ઉત્તર ભારતના કલાકેન્દ્રોના સંપર્ક અર્થે તંત્રીએ કરેલી સંસ્કાર-યાત્રામાં કલકત્તાનું વર્ણન આગળ ચાલુ

હિંદી કળાના આગેવાન વિવેચકોને જો પૂછો કે આજે હિંદી કળાની પ્રગતિના મોખરે નવીનતા કોણ સર્જી રહ્યું છે, તો મોટે ભાગે શ્રી યામિનીકુમાર રાયનું નામ દેવાશે. ગ્રામજનતાના કલાસ્વરૂપો અને પ્રકારોને અપનાવી તેના વ્યાકરણ પર સાદા રંગ અને રૂપના ભેદકણો યોજનાર આ કળાકારનું નામ હમણાં જ કલાચર્ચામાં દેખાવા લાગ્યું છે, પણ એની વીસ વર્ષની એકાંત તપશ્ચર્યાના પરિણામે એને જ સામાજિક પ્રતિષ્ઠા અને સમૃદ્ધિના અધિકાર મળવા જોઈએ તેથી તે વંચિત જ રહ્યા છે એમ કહી શકાય. એમનું સરનામું મને શ્રી નાગુશીબાબુએ આપ્યું, એટલું જ નહિ પણ મારા વિષે તેમણે પાછળથી એક પરિચયપત્ર પણ પોસ્ટ કરી દીધો હતો.

**કલાકાર જમનબાબુ**

બાગબજારના ઉત્તરે નદીઘાટ આગળથી અમૃતબજાર પત્રિકાની ઑફિસ પાસે અમે પહોંચ્યા ત્યાં જૂનું બંગાળી જીવન જોવા મળ્યું. કેથી રસ્તાઓ સુધી કાલિમાતાની પૂજનો સમારંભ ગોઠવાઈ ગયો હતો. ભજેલા તેમજ ધંધાર્થી બંગાળી નરનારીઓ ઘાટ પર કરી ગોરોના પૂજાવિધિના કડકાણામાં ઉમેરો કરતા જનઆવ કરી રહ્યા હતા. તેમને કોઈને પૂછતા કલાકાર યામિનીબાબુના ઘરનો પત્તો મળ્યો નહિ. એવામાં ખાખી લૂગડાવાળો એક પોસ્ટમૅન મળ્યો. તેને પૂછતા ઉમંગથી તેણે કહ્યું 'હા હા, ચલો મેરી સાથ, મૈં આપકો જમનબાબુકા ઘર પર લે જાઉં.'



ભારતના કોઠામાંથી ઉત્પન્ન થએલા રંગ અને લાવણ્યરેખાઓમાં નવા જ છંદ અને નવા જ લય સાધતી યામિની બાબુની કલાકૃતિનો નમૂનો

તેની કારગીરીમાં સંગ આપતા અમે એકમે વચ્ચેથી ગલીઓ વટાવી પાછળના ગૃહસ્થ લત્તામાં પહોંચ્યા ત્યાં તેણે એક વડીલ નાનું ઘર બતાવ્યું ને કહ્યું 'વો ખિડકી ખોલ દેના, જમનબાબુ વહાં બૈઠે હી હોંગે.'

બારણે આગળ જઈ અવાજ કર્યો, એટલે તેમણે પોતે જ આવીને બારણું ઉઘાડ્યું અને અંદર નાના ચોકમાં આગળ પ્રવેશ કરાવ્યો. બંગાળી સગાયથી બંગાળી ઘરોમાં સ્ત્રીઓનો પાકો પડદો જળવાય છે, એટલે મુલાકાતે આવનારને ઘરના સ્ત્રીવર્ગનું દર્શન દુર્લભ રહે એવી આ તરફના ઘરોની રચના હોય છે. તોપણ જમનબાબુની કલાદૃષ્ટિએ એ ઘરને પણ નવીન રચનાથી એક સુંદર નાનું ચિત્રાલય બનાવી દીધું હતું. પ્રવેશના બારણા પર જ તેમના અનોખા પ્રકારના ચિત્રો ઉચિત રીતે ગોઠવેલા હતાં તેની સચોટ છાપ પડી. પછી અંદર નદી જેવી ચાલમાં થઈ પોતાની બેઠકમાં તે અમને લઈ ગયા ત્યાં ચુરી બને બાજુની ભીંતો અનેક કૃતિઓથી ભરપૂર કરી મૂકી હતી. તેમના ૧૮'×૯'ના નાનકડા દીવાનખાનામાં બંગાળી રીત મુજબ પાટ અને તકિયાની રચના હતી. ભીંતો ચિત્રોથી ખીચોખીચ ભરી હતી, પણ ગોઠવણીની ખૂબીથી તે દીપતી હતી. અજંતાની કોઈ નાની ઓરડી હોય એમ જ માની લ્યો! માત્ર કલાના સ્વરૂપનો ભેદ એ હતો કે પેલી કોઈ સુવર્ણયુગની સંસ્કારભરી ચમત્કારભરી ચિત્રભાષા છે તો અહીં ગ્રામવાસીઓને પસંદ પડતા ઘેરા રંગો અને જાડી રેખાઓના જુદાજુદા રંગપટોમાં વિવિધ વિષયો રચેલા હતા. બીન અને સારંગીની રાગરાગણીઓની સૂક્ષ્મતા અને વનરાઈમાંના વાંસળીના સૂર પૂરતી વાંસળી કે ગોપના ગીત-સુગવટમાં ભેદ છે, છતાં બંને કળાના જ પ્રકારો છે એવો જ અનુભવ શ્રી યામિની રાયની કળામાં થયો.

બાવન વર્ષની ઉંમરના એ પીઢ પુરુષના સ્મિત હાસ્યે અમને અંતરનો આવકાર આપ્યો. તેમણે કહ્યું કે 'પ્રથમ તો હું યુરોપી શૈલીનો જ ઉપાસક હતો. જે વખતે અવનીન્દ્રનાથ ટાગોરની મંડળીની બોલબાલા હતી તે વખતે હું શ્રી પર્સી બ્રાઉનના હાથ નીચે પશ્ચિમી ઢબના પોર્ટ્રેટ (તસ્વીરો) અને લૅન્ડસ્કેપ (દૃશ્યચિત્રો) કરી રહ્યો હતો. પણ આજથી વીસ વર્ષ પહેલાં મને લાગ્યું કે આપણા પ્રાંતમાં અને ગામડાંમાં લોકો જે કળાથી પોતાની રસવૃત્તિનું પોષણ મેળવે છે તે હાથ ન કરી શકાય તો આપણી આ નવી કળાના ગ્રાહકો કે પ્રશંસક નકલી શિક્ષિતો સિવાય કોઈ નહિ હોય. ભારતના કોઠામાંથી જે રંગ અને લાવણ્યરેખાઓ ઉત્પન્ન થયા છે તેની ઊર્મિ અને ક્રિયા પ્રગટ કરાય તો આજે જે ભેદ નવીન શિક્ષિતો અને ગ્રામજનતાના વચ્ચે પડ્યો છે તે દૂર થાય અને રાષ્ટ્રીય સંસ્કૃતિ સમર્થ બને. પણ આ કળાને કોણ અપનાવે? યુનિવર્સિટીઓ અને કળાશાળાઓના વિરાટ અને બેપરવાઈની હદ નથી. કલકત્તાના વર્તમાનપત્રોમાં મારા માટે સ્થાન નથી. કોઈ સ્વાભાવિક કલાવિવેચકે કે વિદ્વાન યુરોપિય

ઠીક વખત લીધો. સંમેલન તરફથી દર વરસે નાટ્યપ્રયોગો ગરબા વગેરેના ઉત્સવો પ્રસંગોપાત થાય છે, તેમા સ્ત્રીઓ પુરુષો ને બાળકો સરખો જ ભાગ લે છે. થોડા વખત પહેલા સાહિત્યસભા અને સંમેલનીના સભ્યો વચ્ચે ક્રિકેટ મૅચ યોજાઈ હતી અને શ્રી ચાપશીભાઈ જેવા પણ મેદાને પડયા હતા એ સિવાય આવા મંડળો ગુજરાતના પરોણાઓને સૌનો પરિચય કરાવી આપવાની સુંદર સેવા બજાવે છે અને પ્રાંતિક અસ્મિતાને પોષી જાગ્રત રાખે છે

## પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાય

● ભવાનીપુરમા મારા ઘણા અંગત સ્નેહીઓ પણ હતા, શ્રી લક્ષ્મીશંકરભાઈ જોષી, શ્રી રામનારાયણભાઈ આચાર્ય, શ્રી મોહનભાઈ પુરોહિત વગેરે કલકત્તાના જૂના જોગી સમા છે, અને શ્રી ચાપશીભાઈના ભાઈ શ્રી દ્વારકાદાસ પણ ત્યા જ વસે છે આ બધાની સહાય ન હોત તો કલકત્તામા જુદાજુદા સ્થળો શોધી કાઢવાં ને વખતસર શરીરયંત્રને પોષણ આપવુ મુશ્કેલ પડે એમ હતુ ખાસ કરી કલાકાર પ્રમોદબાબુનુ ઘર શોધતા મને ખરેખરી ચીની શ્રી રામનારાયણભાઈ આચાર્યના સુપુત્ર હરિભાઈ જે ફિલ્મ ડિરેક્ટર અંબુભાઈ આચાર્યના નાના ભાઈ થાય તે સાથે હતા તેમને પણ, કલકત્તાના પોતે જાણીતા છતા, ખૂબ પૂછપરછ કરવી પડી. કોઈ દૂરના અસલ બંગાળી પરામા રેલવેનો દાદર ઓળગી અમે તેમનુ ઘર શોધી કાઢ્યું નાગરિક કળાઓમા ગુજરાતે ઘણો વિકાસ કર્યો છે એમ એ લત્તો જોતા મને લાગ્યુ શ્રી પ્રમોદબાબુ વડોદરા કલાભવનમા બે વર્ષ ચિત્રવિદ્યાના આચાર્ય તરીકે કામ કરી ગયા છે. ભાઈ સોમાલાલ શાહ ને કૃષ્ણલાલ ભટ્ટને તેમના પરિચયમા મૂકવાનુ પુણ્ય પણ મારે ભાગે જમા થયુ છે, અને તેમણે પણ એ બન્ને ઉપર સારુ ધ્યાન આપી તેમના વિકાસમા સહાય કરી છે; એટલે તે સ્મરી તેમને મળવુ મને આવશ્યક લાગ્યુ પણ કલકત્તામા એવા મોટા કલાકારો કેટલા યે ખૂણે ખૂણે ગર્ક થઈ ગયા છે કુટુંબની જંજાળો, જ્ઞાતિના રિવાજો ને સમાજની બેપરવાઈએ પ્રમોદબાબુની કળાને રૂંધી મારી છે પ્રમોદબાબુએ અમને બારીમાથી હજામત કરતાકરતા જોઈ લીધા કે તરત નીચે આવ્યા એમણે નીચેનો રૂમ એ લત્તાની એક શાળાને ભાડે આપેલો ત્યા અમે થોડી વાર બેઠા એટલે તેમણે કપડા પહેરી લીધા અને કહ્યુ, ‘ચાલો મારા સ્ટુડિયોમા.’ સ્ટુડિયો નજીકમા જ હશે એમ અમે ધારેલુ, પણ એ તો બીજા એટલા જ અંતરે એક ત્રીજે ખૂણે નીકળ્યો ' ટ્રામની લાબી મુસાફરી કરી ત્યા પહોચ્યા લત્તેલત્તે દુર્ગાપૂજાનો સમારભ જામ્યો હતો માતાજીની મોટીમોટી કલાત્મક મૂર્તિઓ મંડપમા પધરાવી તેની શોભા અને પૂજામા ગરીબો તેમજ શ્રીમંતો એકસરખા ગુલતાન હતા એવા એક લત્તાને છેડે તેગાજ્ઞે એક મકાનમા અમને પ્રવેશ કરાવ્યો ચાવીથી બારણા ઉઘાડ્યા તો ચૂનાના પ્લાસ્ટર રહેલુ, વરસાદના ચૂવા થયેલુ, ફાટો પડેલી ભીંતોવાળુ એવુ એક મકાન જણાયુ કળાકારને કોઈ વિચિત્ર ઇજનેર મળેલો તેણે ઉપર બને એટલા લાખડના પાટા ચડાવેલા પરસાળમા કાચની બારીઓ જડેલી તેના કાચ પણ ફૂટી ગયેલા પણ વધુ ખરાબ દશા તો અંદરના ચિત્રોની હતી ભેજ અને ફૂગ ચારે તરફ તેની પાથમી તો કલાગનુ કામ કરી રહ્યા હતા હિમાલયનો પ્રવાસ કરી આવેલા આ અવધૂત કલાકારને તે ઉપર પણ બેપરવાઈથી હસતા જોઈ નવાઈ લાગી તેમના ઘણા સારા ચિત્રો હજુ પ્રકટ થયા નથી પોતાના સમકાલી આમતેમ પડેલા તેમાંથી એમણે સ્વ ગગનેન્દ્રનાથ ટાગોરે એમને ભેટ આપેલા છ ક્યૂબિસ્ટ ચિત્રો (અનેકબાજી દશા) બતાવ્યા ત્યારે અમારો આટો સફળ થયેલો લાગ્યો આ ચિત્રો શ્રી ગગનબાબુને દુનિયાના ઉસ્તાદોની હારમાં મૂકે એવા પ્રબળ ગુણવાળા હતા. આનંદ અને શોક મિશ્રિત લાગણીઓ વચ્ચે અમારે જલદી આ અનાદરભર્યા વાતાવરણમાથી ઊઠવુ પડ્યું પોતાના કરતા પોતાના શિષ્યો વધુ આરોગ્યસપન્ન અને સ્વસ્થ છે એટલુ અમારી પાસેથી જાણી પ્રમોદબાબુએ સંતોષ માન્યો

## ફાઈન આર્ટ સેન્ટર

● કલકત્તાની પ્રવૃત્તિઓનો બધો વિસ્તાર નીરખવાનુ તો લગભગ અશક્ય હતુ યુરોપી ઢબે ચિત્રકળા કરી રહેલા સમર્થ ચિત્રકારો ત્યા છે કલકત્તાના નિવૃત્ત થયેલા પ્રિન્સિપાલ શ્રી પર્સી બ્રાઉન વિક્ટોરિયા આલ્બર્ટ મ્યૂઝિયમના ક્યુરેટર છે તેમના જ વખતના વાઈસ પ્રિન્સિપાલ શ્રી જામિનીપ્રસાદ ગાંગુલી પણ નિવૃત્ત થવા છતા હિમાલય અને ગંગાના દશ્યો ચીતર્યા જ કરે છે તેમનું શિલ્પવૃંદ પણ મોટુ છે એમાંના કેટલાકે ‘ફાઇન આર્ટ સેન્ટર’ કરીને એક મંડળ સ્થાપ્યુ છે તેમા કલાકારોનો સંપર્ક, ચિત્રાલય, સ્કેચિંગ ક્લબ, શિક્ષણવર્ગો અને વ્યાખ્યાનોની યોજના છે મેં આ કેન્દ્રની મુલાકાત લીધી તે વખતે કમનસીબે મુખ્ય વ્યક્તિઓ હાજર ન હતી, પણ કલાકાર દિલીપ દાસગુપ્તાએ ત્યા મલાયાના પ્રવાસનાં પોતાનાં ચિત્રોનું પ્રદર્શન ભર્યું હતુ તે જોવા મળ્યુ ચૌરંગી જેવા આલીશાન લત્તામા આ સંસ્થા બેત્રણ સારા વિશાળ ખંડ રોકે છે તે પરથી તેની વગનો ખ્યાલ આવશે વિશેષ સમયના અભાવે કલકત્તા કૉર્પોરેશન મારફત ચિત્રપરિચય દ્વારા શિક્ષણ આપવાનો કાર્યક્રમ રચનાર શ્રી અમલ હોમને પણ હું ન મળી શક્યો. પૂજાના તહેવારે અનેક જણને વિશ્રાન્તિ કે વિહાર માટે તેમના સ્થાન બહાર મોકલી દીધા હતા

## ‘મૉડર્ન રિવ્યુ’ અને ‘વિશાલ ભારત’

● છતા પત્રકારોને ભાગ્યે જ તહેવારો હોય છે ટેલીફોન પર ખબર કાઢતા ‘વિશાલ ભારત’ના તંત્રી શ્રી શ્રીરામ શર્માનો હતુકાભર્યો આવકાર મળ્યો એટલે ત્યા સવારી ઊપડી ! કલકત્તાના લાબા અંતરો પર મુલાકાત બહુ આકરી તો પડે, પણ કોઈકોઈવાર ત્યા વાહનોની સગવડ સારી મળે છે. ત્યાંની ટ્રામ કદમા નાની છતા પંખા ને ગાદીઓની સગવડવાળી હોઈ ગમે તેટલા અંતરનો કંટાળો મટાડી દે એવી છે પણ ‘વિશાલ ભારત’ જતી વેળા ભાઈ નવીન ગાંધી બિરલા શેઠની મોટર ઍથી લાવેલા તેનો લાભ મળ્યો પેટ્રોલની કટકાઈએ મારા ઘણા યજમાનોને દુ ખી કર્યા હશે; પણ આજે તો ભારતના કુબેરરાજને ઘેર પધારો પહોંચવાનો હતો ‘વિશાલ ભારત’ની ઑફિસે આસાનીથી પહોચી ગયા અને ત્યાં અસલ બૈયા સ્વરૂપ, બેડી બાધણીના સફાચટ મસ્તક છતાં સીનાદાર મો અને વજદાર મૂછોવાળા શ્રીરામ શર્માના દર્શન થયા

## શ્રીરામ શર્માજી

● એમની સાથે પત્રપરિચય તો બહુ લાબા વખતનો હતો, પણ આજે તેમને પ્રત્યક્ષ મળ્યા ત્યારે એ કેવા સરળ, સાફસાફ બોલનારા ઉત્સાહી નરવીર છે તેનો ખ્યાલ મળ્યો એક મોટા ડાઇનિંગ ટેબલની ચારેપાસ તેઓ અને તેમનું મદદનીશ મંડળ એકજ ખંડમા સાથે કામ કરે છે તે બધાની તેમણે પિછાન કરાવી જુસ્સાભરી તીખી હિંદી પર તે પ્રભુત્વ ધરાવે છે કોઈપણ પ્રસંગે યુદ્ધતત્પર લાગે છે મૂળ તો તે અવ્વલ નંબરના શિકારી છે શિકારની તેમની જાતઅનુભવની વાતો ખૂબ પ્રસિદ્ધ થઈ છે અને ‘કુમાર’ને પણ તેની ખૂબ પ્રસાદી મળી છે બ્રાહ્મણ શરીર છતા શિકારની કામગરીમા તેમને અનહદ રસ છે. ચુસ્ત ખાદીધારી, નિયમિત કાંતનાર, પૂ. બાપુજીના અનન્ય ભક્ત, કદી જીભથી આમિષ સ્વાદ નહિ લીધેલો એવા છતા, કહેતા હતા કે ‘હાથમાં બંદૂક પકડતા હુ બાદશાહ બની જઉં છુ ’ એમની



ડાબી બાજુથી શ્રી રવિશંકર રાવળ, 'વિશાલ ભારત'ના સંપાદક શ્રી શ્રીરામ શર્મા, 'મૉડર્ન રિવ્યૂ'ના સંચાલક શ્રી રામાનંદ ચટ્ટોપાધ્યાયના બીજા પુત્ર શ્રી કેદારનાથ ચટ્ટોપાધ્યાય

વાતોનો પાર જ ન આવે. દલીલો પર દલીલો કરી તેમનો મત ચલાવ્યે રાખે મારા પ્રવાસનો હેતુ તેમને સમજાવ્યો એટલે બહુ ઉત્સાહિત થઈ ગયા અને યુ. પી. મા મને બધે ઊતરવાની સગવડ છે યા નહિ તે પૂછી લીધું. બધે સગવડ હતી. અલાહાબાદમા પિછાન નહોતી, એટલે તેમણે કહ્યું કે હું ત્યાંની ગોઠવણ કરી આપીશ અને મને પાછળથી તેમની ચિઠ્ઠીએ સરસ સગવડ કરી આપી શ્રીરામ શર્માજી પંદર દિવસ જ કલકત્તામાં રહે છે. પંદર દિવસ તેમની આગ્રા સુધીની રખડપટ્ટી જ હોય છે આગ્રામા તેમનું ઘર છે, પણ હિંદી ભાષાની સેવા ખાતર જ 'વિશાલ ભારત'નુ તંત્રીપદ સંભાળે છે. તેમનુ મિત્રમંડળ બહુ વિશાળ છે ગામેગામ તેમના થાણાં છે રાજદ્વારી વિષયમા તેમનો જુસ્સો જુદો જ છે યુ. પી. મા કૉંગ્રેસ કારભાર હતો ત્યારે તેઓ ગ્રામોદ્ધાર વિભાગમા અધિકારપદે હતા, પણ જરા સિદ્ધાન્તને પ્રતિકૂળ કંઈ લાગ્યુ કે છૂટા થઈ ગયા તેમનુ વાચન વિશાળ છે. શોખમા શિકાર, મલ્લવિદ્યા, પશુસંગોપન, ગ્રામસુધારણા વગેરે છે હમણા જ તેમણે પશુધન ઉપર બહુ વિગતપૂર્ણ લેખો 'વિશાલ ભારત'મા લખ્યા છે પૂ બાપુજીની નિકટમા રહી તેમના દિનચર્યા ને સિદ્ધાન્તો ઉપર માર્મિક વિવેચન કર્યું છે. શ્રી અમૃતલાલ વ પઢ્યાનો 'સોમનાથના મંદિર' ઉપરનો એક લેખ 'મૉડર્ન રિવ્યુ'મા પ્રકટ કરવાની ઈચ્છાથી હુ લઈ ગએલો તેની મેં તેમને વાત કરી, એટલે કહે 'ચાલોને, તમે જ કેદારબાબુને રૂબરૂ મળી વાત કરો બાજુના જ ખંડમા તેઓ બેઠે છે

**કેદારબાબુ**

● કેદારબાબુ શ્રી રામાનંદ ચૅટરજીના બીજા સુપુત્ર શાય બંગાળની ઘણી પ્રવૃત્તિઓમા તે અગ્રનાયક છે, છતા 'મૉડર્ન રિવ્યુ'નુ સંચાલન સંભાળી રહ્યા છે. તેમને મળ્યા એટલે પ્રથમ તો મને કોઈ સામાજિક કે રાજદ્વારી પ્રતિનિધિ સમજી બંગાળના ગામડાના ધંધા કેમ તૂટી ગયા તેના પર મને ગરમ આલોચના સંભળાવી. મેં ધીરજ રાખી સાંભળ્યા પછી કહ્યું કે હુ તો કલાનો એક સામાન્ય સેવક છુ અને મારું પર્યટન જુદા આશય પર છે. સંપર્ક, સદ્ભાવ અને સંસ્કૃતિનો સમન્વય સાધવો એ જ મારું ધ્યેય હતુ અને તે દ્વારા કેવી રીતે દેશના ખૂણાઓ સુધી કાર્યક્ષેત્ર વિસ્તારી શકાય તેની મેં એક ટૂંકી રૂપરેખા તેમની આગળ રજૂ કરી ત્યારે તેમનુ વલણ બદલાઈ ગયુ અને સ્મિતપૂર્વક વાર્તાલાપ થવા દીધો. પછી મેં ભાઈશ્રી પઢ્યાનો લેખ સોંપ્યો એ ઘણા આદર અને ચિન્તાપૂર્વક તેમણે ગયા જાન્યુઆરીમા જ પ્રકટ કરી પોતાની સહૃદયતાની ખાત્રી કરી આપી છે. એમની સાથે ટૂંકે પતાવી અમે બહાર નીકળ્યા ત્યા બારણા પાસે જ ચિત્રકાર નગેન્દ્રે અમારી ચાર્જની ઝપી લીધી. તે જોઈ શર્માજી કહે 'અરે તમારી

બેની વચ્ચે હું તો ભજિયું (sandwitched) થઈ ગયો છુ"

શર્માજીના રૂમમા પાછા આવ્યા ત્યા તેમના શાગિર્દોએ અમારા માટે ફળાહારની રકાબીઓ તૈયાર રાખેલી. અરે ભગવાન! મહેમાનોને ડાગોડાર રસગુલ્લા ધરવામા આવે એવી ગોઠવણ તો તે કરી, પણ સાથે ક્ષુધા અને પાચનની બક્ષિસ જરા ય ન કરી સારું હતું કે ભાઈ વ્રજલાલ ત્રિવેદી સાથે હતા તે વખતોવખત અમારી આબરૂ સાચવતા તેમજ યજમાનોને નિરાશ થવા ન દેતા ' શર્માજી જરા બીમાર હતા છતા એ બેત્રણ કલાકની ઉષ્માભરી વાતચીત અને ઉમળકો ન ભુલાય એવા બન્યા.

**ડૉ. અનંત પંડ્યા**

● અમે કલકત્તા ગયા તેના બીજા દિવસે સૂર્યગ્રહણ હતુ એવે દિવસે દરિયામા અચાનકભરતી ઉત્પન્ન થઈ એક મોટા વમળ સાથે પાણીના ઊંચા મોજા હુગલી નદીમા વેગે છે ને એ દૃશ્ય કુદરતનો એક અજબ ચમત્કાર લાગે છે અમને તે બતાવવાના લોભે શ્રી વ્રજલાલ ઉપાધ્યાય કોઈ મિત્ર પાસેથી પેટ્રોલની પૂરી ગોઠવણ કરી મોટર લાવેલા બરોબર નવ વાગ્યે સામે પાર બોટૅનિકલ ગાર્ડનના અમુક ઘાટ આગળ પહોંચવા માટે રોકાયા વિના ધસ્યા તે દિવસે નદીસ્નાન કરવા ચાલી નીકળેલો માનવસમુદાય પણ મને ઓછો ચમત્કારિક ન લાગ્યો હાવરાનો પૂલ બે જ મિનિટમા પાર થઈ ગયે ત્યા અરેરા કલાક લાગ્યો સીબપુરના એ ભાગમા પ્રવેશતા જ એન્જીનીઅરિંગ કૉલેજનુ પાટિયુ વાચ્યુ, અને તેના પ્રિન્સિપાલ આપણા ડૉ અનંતુભાઈ પંડ્યા છે એની સ્મૃતિ થઈ આવી પણ અમને તો પૂરના ઘોડા જોવાની તમન્ના હતી, એટલે રોકાયા વિના ઘાટ પર પહોંચ્યા ઘણા લોકો એ દૃશ્ય જોવા ટાંપી બેઠા હતા 'હમણા જોજોને, દરિયા તરફથી ઊંચા ઊંચા દીવાલ જેવડા મોજા ગરજી જશેઆવશે, હોડીઓ ને સ્ટીમરો કિનારા પાસે ભરાઈ ગઈ બસ, ટાઈમ ભરાઈ ગયો છે ' પણ બેચાર હિલોળા મારી પાણી કેટલાક પગથિયા ચડી આવ્યુ ને સિવાય કશું બન્યુ નહિ અને અમે એક કલાકની હવા ખાઈ નિરાશ મને પાછા વળ્યા, તેમજ ડૉ. પંડ્યા સાથે એકાદ કલાક વધુ મળત તે પણ ગુમાવ્યો છતા તે સ્વજન જેવા હતા એટલે તેમના બંગલા પર ગયા. મારું વિઝિટિંગકાર્ડ ગયુ કે તરત તે દોડી લેવા આવ્યા અને ચિરપરિચિત સાદે 'રવિભાઈ, આવો આવો' કરી સૌને મળ્યા ડૉ પંડ્યા ગુજરાતનુ એક તેજસ્વી રત્ન છે. અને 'કુમાર' તો તેને ન જ વીસરી શકે. પોતાના બાલ્યકાળમા 'કુમાર'ને હસ્તલિખિત માસિકનુ રૂપ આપનાર ગુજરાતી કુમાર તે જ હતા, ને પછી પણ કેટલાક લેખો તથા વાર્તાઓનો અને અમેરિકાથી લખેલા પત્રોના મોંઘા ફાળો પણ તેમણે આપ્યો છે

હિંદમા મળતી નવી કેળવણીપદ્ધતિનો તે પૂરો લાભ પામ્યા છે અને ભાવનગરને તેના જન્મસ્થાન તરીકે કીર્તિ અપાવી છે બંગાળની કેટલી યે એન્જીનીયરિંગ કૉલેજોના તે અધિષ્ઠાતા છે અને ગવર્નરથી લગભગ બીજા નંબરનો જ અધિકાર તે ભોગવે છે. તેના પદની ઉપયોગિતા અને મહત્ત્વ એટલું બધુ છે - એ જગ્યાની લાયકાત ધરાવતી વ્યક્તિ હિંદમા ન મળતા લંડનની એક પેઢીમા શ્રી અનંતુભાઈ હતા



ડૉ. અનંત પંડ્યા

ચિત્રપ્રથામાં લાક્ષણિક હિંદી પ્રકારો આવી માળામાં યે લેવામાં નથી આવ્યા એ આશ્ચર્ય છે. સરળ રીત માટે કેટલાક જાપાની પ્રકારો અને અંગ્રેજી પ્રકારોનો પરિચય આપ્યો છે. નૈસર્ગિક ચિત્રણના નિયમો ઉપર વિશેષ રચનાઓ બનાવવી ઘટે છે વળી પદાર્થો, સ્થાપત્યો અને પુષ્પોના નામો તથા પરિચય મૂકવાથી ચિત્રકળાને શિક્ષણ-સહાયક બનાવી શકાય એ વાત પણ ભૂલવી ન જોઈએ. પટણાનો ધાન્યભંડાર અને અશોકનો સ્તંભ એક જ પાના ઉપર છે, પણ તેના નામ અને સ્થાન બતાવ્યા સિવાય ચિત્ર તરફ આકર્ષણ કે રસ ન ઉપજાવી શકાય. લેખકે યથાદર્શન (પરસ્પેક્ટિવ)ના પાઠો યોજવામાં વધુ વ્યવહારુ શૈલી બતાવવી જોઈતી હતી. એકબે ઠેકાણે નિયમ દર્શાવતા eye level (ક્ષિતિજરેખા) બતાવવામાં ભૂલ કરેલી છે તે તરફ ધ્યાન ખેંચીએ છીએ.

મહારથીજી એક ઉત્સાહી અને ભાવુક કલાકાર છે, એટલે ભારતીય અલંકારો આકૃતિઓ અને ચિત્રશાસ્ત્રનો વિશેષ અભ્યાસ અને સંશોધન કરી તે ચિત્રશિક્ષણના કાર્યને વધુ વેગ આપી શકે એવી અમારી દૃઢ શ્રદ્ધા છે. હવે પછીની આવૃત્તિઓમાં પદાર્થોના પરિચય આપવાની વાત સ્વીકારશે તો જરૂર આ પુસ્તિકાઓ વિશેષ શિક્ષણ-સહાયક બનશે. જરૂર લાગે ત્યાં ગ્રંથો અને સ્થાનોનો ઉલ્લેખ કરવો જોઈએ. એકંદર હાલ છે તે જ રૂપમાં પણ વિદ્યાર્થી પાસે આ પુસ્તિકાઓ પડી હશે તો તેના હાથ અને આંખને ચિત્રપ્રયોગો કરવાની તક આપોઆપ મળી રહેશે.

**આધુનિક ગુજરાતના બ્રહ્મર્ષિ**
**સ્વ. આચાર્ય આનંદશંકરભાઈ**

● ગઈ તા. ૯મી (એપ્રિલ)ના રોજ એમનો પરલોકવાસ થતાં ગુજરાતને વિદ્વત્તા, સંસ્કારિતા અને ગૌરવનું એક મહાપદ ગુમાવ્યા જેટલી ખોટ પડી છે અને એ પુરાશે કે નહિ તે શંકાસ્પદ છે. વિદ્યા અને સૌજન્યના સાક્ષાત અવતાર સમા ધ્રુવસાહેબની દીક્ષા પામેલા અનેક વિદ્વાનો અને સ્નાતકોથી હિંદુસ્તાનભરમાં તેમનું ઋણ પથરાઈ રહ્યું છે. અમદાવાદ કે મુંબાઈમાં જેમની સાચી કદર કરવાની શક્તિ નહોતી એવા ધ્રુવસાહેબને ગાંધીજીએ નિમિષમાત્રમાં અપનાવ્યા અને



(બ્લૉક : ગુજરાત સમાચારના સૌજન્યથી)

મહામના માલવીયજીને હાથે ગુજરાતના એ મહામૂલા રત્નને યોગ્ય બનારસ હિંદુ વિશ્વ વિદ્યાલયના આચાર્ય અને કુલનાયક (પ્રો વાઈસ ચાન્સેલર) પદે એની પ્રતિષ્ઠા કરાવી ત્યારે જ એની તેજસ્વિતાની વિશ્વના વિદ્યાજગતને જાણ થઈ. એમના વિદ્યાર્થીપ્રેમ, સ્વધર્મનિષ્ઠા, દેશભક્તિ ને સંસ્કૃતિ-પરાયણતાના અનેક દૃષ્ટાંતો ને અનુભવો એમનો પરિચય પામનારાઓને મળ્યાં છે. વ્યાપક વાત્સલ્ય અને ધ્યેયનિષ્ઠ અભ્યાસપરાયણતાનો એવો યોગ વિરલ વ્યક્તિઓમાં હશે. એ તો બ્રહ્મવિદ્યાના સાચા ઉપાસક અને જ્ઞાતા હતા, એટલે પરમ પદમાં જ સ્થિર થયા, પણ ગુજરાતને એમની ખોટ વિસારે નહિ પડે.

**મોતીભાઈ અમીન-સ્મારક ગ્રંથ**

● સેવા, જનહિત ને જ્ઞાનપ્રચારની પરબો બાંધી જનાર, નવ ગુજરાતના આદ્ય ઘડવૈયા મોતીભાઈ અમીનના જીવન અને કાર્ય વિષે, (એ જ નામનો) એક અતિ બોધપ્રદ, પ્રેરક અને રસભર્યો ગ્રંથ શ્રી મોતીભાઈ અમીન સ્મારક સમિતિ—આણંદ તરફથી સાડા ત્રણ રૂપિયાની કિંમતે બહાર પડ્યો છે. એના સંપાદક શ્રી પુરુષોત્તમભાઈ શાહે એ જીવનવૃત્તાંત દ્વારા એમના જીવનની અનેક બાબતો ખરેખર રૂપમાં છતાં દર્દ અને ભાવના જગાડતી રીતે મૂકી છે. એકેએક સંસ્થા તથા પુસ્તકાલય આ ગ્રંથ વસાવી તેના વાચનનો લાભ પ્રત્યેક વિદ્યાર્થી અને ગૃહસ્થને પહોંચાડે એવી અમારી ભલામણ છે. ર. મ. રા.

### રાષ્ટ્રઘડતરની એક આવશ્યક પ્રવૃત્તિ

# ગ્રીષ્મ વ્યાયામવર્ગ

ઉનાળાની, સામાન્ય રીતે નિરર્થક જતી રજાનો સદુપયોગ કરી યુવાનોના જીવનને યોગ્ય માર્ગે વાળવા તથા તેમના શરીરધનને સરક્ષવા ને પોષવાના ઉદ્દેશથી, દર ઉનાળામાં ચલાવવામાં આવતા ગ્રીષ્મ વ્યાયામ વર્ગો આ વર્ષે પણ જુદાજુદા સ્થળે ચાલવાના છે. એની ટૂંકી માહિતી આ નીચે આપી છે. વિશેષ વિગતો તે તે સ્થળે મંત્રીને લખીને તેની વિસ્તારી માહિતી આપતી પત્રિકાઓ મંગાવી લેવી.

(૧) સરદાર શ્રી પૃથ્વીસિંહની દોરવણી નીચે મથાડના અખિલ વ્યાયામવર્ગની એક શાખા તરીકે ચાલનારો બારડોલીનો ગ્રીષ્મ વ્યાયામવર્ગ જેમાં ગ્રીષ્મ વ્યાયામવર્ગના ચાલુ અભ્યાસક્રમ ઉપરાંત નાગરિક સ્વયંસેવક દળની તાલીમ, હાઈજીન, રાષ્ટ્રભાષા, બૅન્ડ, કાંતણકામ વગેરે વિષયો પણ રહેશે. સ્થળ—સ્વરાજ આશ્રમ બારડોલી (સુરત), સમય—તા. ૧લીથી ૩૦મી મે ૧૯૪૨, ખર્ચ—ભોજન તથા વ્યવસ્થાખર્ચના જાણુ ફી રૂ. ૧૮; તા. ૨૦-૪-૪૨ પહેલા ૩ રૂપિયા અનામત સાથે અરજી કરવી.

(૨) કાઠિયાવાડ વ્યાયામ પ્રચારક મંડળ તરફનો ભાવનગરનો ગ્રીષ્મ વ્યાયામવર્ગ જેમાં વ્યાયામની શાસ્ત્રીય તાલીમ ઉપરાંત શરીરશાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર, અકસ્માત સમયે પ્રાથમિક મદદ, ગરીગ્સરક્ષણના દાવ, લાઠીય કવાયત વગેરે વિષયો પણ રહેશે. સ્થળ—ભાવનગર, સમય—તા. ૧લીથી ૩૧મી મે ૧૯૪૨, ખર્ચ ખોરાક તથા વ્યવસ્થા ખર્ચ માટે જાણુ ફી રૂ. ૧૭, તા. ૨૦-૪-૪૨ સુધીમાં બે રૂપિયા અનામત સાથે અરજી કરવી.

(૩) વસંત આશ્રમ—અમામા (સુરત)નો ગ્રીષ્મ વ્યાયામવર્ગ. કાઠિયાવાડ વ્યા. પ્ર. મંડળના અભ્યાસક્રમ મુજબ જ. સ્થળ—વસંત આશ્રમ અમામા, વાયા વેડછા સ્ટેશન, જિલ્લો સુરત, સમય—તા. ૧લીથી ૩૦મી મે ૧૯૪૨, ખર્ચ—ભોજન તથા વ્યવસ્થાના જાણુ ફી રૂા. ૧૭ રૂા. ૩ અનામત સાથે અરજી કરવી. આશ્રમથી થોડે જ દૂર અખિલ ભારત મહિલા પરિષદ તરફથી બહેનો માટેનો તાલીમ વર્ગ પણ ચાલવાનો છે.

(૪) શ્રી હનુમાન વ્યાયામ પ્રચારક મંડળ, અમરાવતી (વરાડ)નો વર્ગ. તેના દર વર્ષના વિસ્તૃત અભ્યાસક્રમ સાથે. સ્થળ અમરાવતી (વરાડ), સમય—૧લીથી ૩૧મી મે ૧૯૪૨, વિગતવાર માહિતી મંત્રીને લખીને મંગાવી લેવી. અરજી તા. ૧૫-૪-૪૨ સુધીમાં કરવી.

# વશરામભાઈ



એક આંગળી પર થોડો શીખંડ લઈ તેમણે ચાખ્યો

કોઈ દિવસ, મને નથી સાંભરતું કે, વશરામભાઈ અગર તેમની પત્ની ધનકોર એ ઘડી માટે પેર આવી નિરાંતે બેઠા હોય; નહિ તો, મકાનના નીચેના ભાગમાં હું રહેતો અને ઉપરના મેડા પર તેઓ રહેતા. સાંજના વશરામભાઈ બજારમાંથી આવે ત્યારે હું બહાર ઓટલા પર ચોપડી વાંચતો બેઠો હોઉં પણ એ વશરામભાઈ મોઢેથી મને પૂછે નહિ કે કેમ છે ? આગ ત્રાંસી આંખે મારી સિકલ જોઈ લે અને ફક્ત આગળીના વેઢા પર અંગૂઠો ફેરવતા ચાલ્યા જાય. મને રહેવા આવ્યે પંદર દિવસ થયા એમાં એક જ દિવસ વશરામભાઈને મેં બોલતા તો નહિ પણ બબડતા સાંભળેલા. એમની ચંપલીના હાથમાંથી બારીએથી એક તૂટેલું રમકડું પડી ગયેલું તે લેવા વશરામભાઈ નીચે આવેલા. હું બેઠો હતો. રમકડું લઈ 'શું છોકરા એઈ કમબખત પાક્યા છે ! એક રમકડું ય સાજું રહેવા દે નહિ' એમ બબડતાબબડતા એ દાદર ચડી ગયા

પણ એક દિવસ મેં એક જબરું સાહસ કર્યું. વશરામભાઈના મેડા પર હું ગયો. દાદર પર મારો ધબકાર થતા જ વશરામભાઈ ઓરડામાંથી બહાર ધસી આવ્યા. તેમના હાથમાં પોપૈયાની ચીર હતી. મને જોતા તેમણે એ ચીર પાસેના ગોખલામાં મૂકી દીધી અમને એમ હતું કે મેં એ નથી જોઈ. ઢીંચણ સુધીનું ધોતિયું, ઉઘાડું બાંડિયું ને માથે તેલના અભાવથી બરછટ સીધા ઊભા જેવા વાળ, વશરામભાઈને એક જુદી જ વ્યક્તિ તરીકે ઓળખાવવા બસ હતા

હું ઓરડામાં જવા કરું છું ત્યાં 'ચંપલીની બા કપડાં બદલાવે છે જરા' કહી મને તેમણે દાદર પાસે જ બેસાડ્યો. મારે કંઈ ખાસ કામકાજ હતું નહિ. હું ઊઠવાની તૈયારી કરવા લાગ્યો ત્યાં ચંપલી હાથમાં પોપૈયાની એક મોટી ચીર લઈ બહાર આવી. વશરામભાઈની આંખ કાઢી પણ મારી તરફ જોઈ બોલ્યા: 'શું વાત કરું, ભાઈ ? એવા નઈ છોકરાં પાક્યા છે કે ન પૂછો વાત' અરે ભાઈ, હું શેઠને ત્યાં ગયો હતો. એક ચીર પોપૈયાની છોકરા માટે તેમણે મને આપી. સવારની આ ચંપલી હાથમાં લઈને ફરે છે નથી ખાતી કે નથી ભાઈને ખાવા દેતી શું છોકરી છે''

'ઠીક ત્યારે, જાઉં છું' હું ઊભો થયો.

'ક્યાં, તમે તો બેઠા ય નહિ, ભાઈ મારા ! બ ઘડી પાણી ય ના પીધું તમે'

'તમારે ત્યાં આવવાની ક્યાં નવાઈ છે?' મેં કહ્યું.

'એમ તે હોય ? ચા પીધા વિના તે તમારાથી જવાય કેમ? પણ આ તે કાંઈ સારું આવ્યું છે, તે ઘરની બૈરાંને ફૂરસદ મળે ? પાણી જવા દેવ' હેં..હેં હેં કેમ.... ખરું ને ભાઈ. ' હું દાદર ઊતરવા લાગ્યો ત્યાં સુધી એ હસ્યા

તેમણે પેલા ગોખલામાંથી ચીર લઈ લીધી. હું ઉપરથી પગથિયે જઈને ઊભો રહ્યો. વશરામભાઈ ઘરમાં જઈને ધનકોરને કહેતા હતા: 'કોઈ દિ નહિ ને આજે આપણે ઘેર એ આવ્યો કેમ ?'

'ભગવાન જાણે ! પણ કાંઈક સ્વારથ વગર આવે એવો એ'મા' ધનકોરે જવાબ આપ્યો.

'હા, સ્વારથ વિના એ આવે નહિ. કોઈ સ્વારથ વિના બીજાને ત્યાં ન જાય. અને તને ખબર છે ? એને અંદર બેસવું હતું, કંઈક લેવાની લાલચે, બીજું શું ?'

'પોપૈયા ભાળી ગયો હશે ક્યાંકથી' ધનકોરે કહ્યું.

'સાજુ, ચેતતા રહેવું પડશે, કેમ ?'

'હા'

અને પછી બને જણ આ મહાન નવી આફતના ભાર તળે જ સુનમુન થઈ ગયા

મેં નીચે આવીને મારી પત્નીને વાત કરી સાંભળીને સરોજ હસી પડી 'વહેમનું ઝાડ' બીજું શું હોઈ શકે ?' તેણે કહ્યું

બીજે દિવસે સાંજે હું ને સરોજ આવતી કાલે શાનું જમણ કરવું તે વિચારી રહ્યા હતા, કારણ સરોજની તે દિવસે જન્મતિથિ હતી દર વર્ષે હું મારા મિત્રોને તે દિવસે જમાડતો આ વર્ષે પણ તેમ કરવા વિચાર હતો.

સરોજનો વિચાર હતો કે શીખંડપૂરી કરવા, પણ મારો મત જુદો હતો. ગાઢ શિયાળામાં શીખંડનું જમણ સારું નહિ પરંતુ સરોજ કોઈ રીતે સમજે નહિ

અને સરોજને જરા મોટેથી બોલવાની ટેવ હતી. 'એમ હોય તો મારે કાલે જમાડવું જ રાખવું નથી' તે બોલી, અને એ વાક્યનું પૂર્ણવિરામ બન્યું વશરામભાઈનું 'ખખારનું' બહારથી તે આવતા હતા કમાન રૂપે કાપડનો દુરુપયોગ તે નહિ કરતા હોવાથી કોટના બને બાજુના ગજવામાં તેમણે ભાર ભર્યો હતો એક હાથમાં તૂટેલા હાથાવાળી છત્રી હતી. એક બાજુ ફાડીને બનેલે તેમનો ખૂણો ચશ્માં હતાં

એઈ દિવસ મહિને તે દિવસ એ અગાસી પાસે ઊભા રહ્યા. મેં ધાર્યું કે હમણાં કંઈક બહાનું કાઢી ઉપર જતા રહેશે, પણ એ તો એમ ન કરતા અગાસી પાસે બેઠા' કહીને એક ખૂણામાં લાંબો હાથ કરી મૂકી પગમાં પગરખાં પહેરવાનો એમને મહાવરો નથી એ એમના પગ પરથી કહી શકાય તેમ હતું

'શું સાળી ગરમી પડે છે, થોડાભાઈ ! બજાર વચ્ચે ઊભા રે'નારને લાગ્યા સમાને શું ગરમી... ! શું ઉકળાટ.. !' કહી મોઢે વળેલા પરસેવા એમણે લૂછી નાખ્યો". ''

'હે વશરામભાઈ ! ક્યાં નોકરી કરો છો, તમે ?' મેં પૂછ્યું પરંતુ તો જાણે કશું સાંભળ્યું જ ન હોય એમ બતાવવા 'હાક. થૂ' કરી તે થૂંકવા જરા બહાર ગયા. મેં બીજી વખત પૂછ્યું.

મેં હા પાડી તેમની નાની ચંપા વારેવારે મારા હાથમાંની છરી લઈ લેવા ધમી આવતી. કાન્તિને વશરામભાઈએ શાક સમારવા બેસાડ્યો હતો. ચંપાને હું વારે વારે રોકતો. વશરામભાઈએ તે જોયું

'બને બેઠા કનુ, ઉપર જઈને કસ્તુરીને કહેને કે આ ચંપલીને તેડી આવીને રમાડે. હેં ધીરુભાઈ, એ શું, ? છોકરું જેટલું છોકરી પાસે રમે એટલું છોકરા પાસે ન રમે? કસ્તુરી તો ચંપલીને આમ હુલાવી-હુલાવીને રમાડે છે' વશરામભાઈએ હાથના ચાળા કરતાકરતા કહ્યું

કસ્તુરી ચંપલીને હુલાવી હુલાવીને રમાડવા લાગી. ઘડીકમાં રસોડામાંથી પૂરી લઈ ચંપલીને ખુશ કરે તો ઘડીકમાં શીખંડવાળી આંગળી ચટાડી તેને રાજી કરે. આમ જોતજોતામાં દસ વાગ્યા કાન્તિને નિશાળે જવાનો વખત થયો.

'બાપા, નિશાળનો વખત થયો ને?'

'તે હું શું કરું? જા કે' તારી માને, ઉપર જઈને ખાવા આપે''

ત્યાં રસોડામાંથી ધનકોરનો અવાજ સંભળાયો: 'તે રોયા, પહેલેથી ભસવું'તું ને, કે આજ તારે નિશાળ બળી છે? તો કંઈક રાંધી આપત! હવે જજે મોડો, એટલે માસ્તર જગ ઠોકે' કસ્તુરીને કીધું કે બે રોટલી કરીને રમકે, પણ કોણ સાંભળે, મારી બા? એ તો "બા તારા વિના ઢગલુંય નહિ દેવાય" એમાના છે' હું મરીશ ત્યારે ખબર પડશે! શું સરોજબેન, વાત કરું? આ આવડો છોકરો, પણ મોમાંથી ફાટતો નથી કે મારે નિશાળ છે શું રાંધ્યું છે''

ધનકોરે વળી ચલાવ્યું: 'થોડી વાર ખમ હમણાં ઉપર આવીને બે ઢેબરાં બનાવી દઉં એ ખાઈને નિશાળે જજે.'

'કાન્તિ ભલેને અહીં જમે'' સરોજે કહ્યું

'અરે, એને તો જમે ત્યાં ખાવાની ટેવ પડી છે, રોયાને''

ધનકોરે કાન્તિને જમવા બેસાડ્યો. કાન્તિની સાથે ચંપલી પણ જમવા બેઠી

'સામું જોઈને ગળચી લેને 'લ્યા કાન્તિડા! ભજિયાં નહિ ખા તો શું ડૂબકો પડી જવાનો છે?' વશરામભાઈએ કાન્તિને જરા ઠપકો કર્યો. સરોજની નજર એ ઠપકો સાંભળી કાન્તિની થાળીમાં પડી થાળીમાં ભજિયાં નહોતાં તેણે ભજિયાં પીરસ્યાં.

**જ**મવા જમી રહ્યા હું અને વશરામભાઈ, ને ઘરમાં સરોજ તથા ધનકોર, એટલાં બાકી હતાં

વશરામભાઈ ઊભા થયા 'ઠીક લ્યો, ધીરુભાઈ, છે કંઈ કામકાજ હવે? હું જાઉં છું, હો ભાઈ!'

'પણ જમીને જ જાવને!'

'ના ભાઈ ના, કંઈ રુચિ નથી. ના ધીરુભાઈ, એવો આગ્રહ ન કરતા. મારા સમ જો બોલો તો.' પગમાં કંઈ કાંટો વાગ્યો કે શું તે તપાસતાં તે બોલ્યા.

'જે ભાવે તે.'

'તમે ય ધીરુભાઈ, હદ કરો છો, હો'' હાથ ધોઈ તે જમવા બેઠા.

'અરે કસ્તુરી... તારી માને કે' કે અહીં ખાવા ન બેસે; ઘેર જઈને જમે.'

પણ કસ્તુરીને કહેવા જેવું રહ્યું જ નહોતું છેક રસોડામાં તેમનો અવાજ પહોંચી ગયો હતો. 'એ તો અહીં જમશે.' સરોજે કહ્યું

'ના બેન, ના; એવું તે હોય, બાઈસા'બ?'

'ખાવાનું શું ખૂટી જવાનું છે?' મેં કહ્યું.

'એમ નહિ ધીરુભાઈ, પણ....' કહી શીખંડનો પહેલો વાટકો તેમણે પૂરો કર્યો,

બે વાટકા તેમણે પૂરા કર્યા ત્યારે મારા મિત્ર મધુસૂદન તેમને પીરસવા આવ્યા. 'અરે અરે ભાઈસા'બ' મને તે મારી નાખવો છે' હવે તો પેટ તણાય છે, હો?'

ત્રીજો વાટકો પૂરો થયો એટલે બે વાટકામાં જ તેમણે કઢીભાત ખાધા.

એક તપેલી ભરીને શીખંડ વધ્યો તેનો હું વિચાર કરતો હતો મોસંબી ગોપારીના ચૂરાનો ડબ્બો ભરેલો હોવાથી વશરામભાઈને બોલતા બરાબર ફાવ્યું નહિ ઝટપટથી ચૂરો હેઠળ ઉતારી તેમણે કહ્યું: 'કાલે સવારે ખાધો, શીખંડ' એ ક્યાં બગડી જવાનો છે?' પણ કંઈક યાદ આવતાં તેમણે કહ્યું 'શીખંડ આ ઋતુમાં બગડી પણ જાય, હો ધીરુભાઈ!'

તેમના કહેવા પ્રમાણે સાંજે છોકરાઓને થોડો થોડો મેં આપી દીધો કાન્તિ, ચંપલી, કસ્તુરી, અને કનુએ શીખંડની મોજ ઉડાવી

તોય એક વાટકી શીખંડ પડ્યો રહ્યો ચંપલીને તેડવા માટે વશરામભાઈ નીચે આવ્યા 'લે ચાલ ચંપલી, બાળાગોળી નથી પીવી?' કહી શીખંડની વાટકી તરફ એક નજર નાખી તે ચાલ્યા ગયા.

ચંપલી ખૂબ રડવા લાગી. હું ઉપર ગયો ને રડવાનું કારણ પૂછ્યું

'કંઈ નહિ ભાઈ, ખોટી ટેવ! છોકરાને તો ટેવ પાડીએ તેવી પડે.'

'પણ છે શું?'

'અરે, બાળાગોળી પાવા પછી અમે આને નક્કી દૂધ આપીએ છીએ. આજે ભાઈ જમનાર હતું નહિ એટલે દૂધ લીધું નથી ચંપલી કહે છે કે "બા...સીખંડ..." હવે ક્યાંથી લાવવો એ અત્યારે?'

મેં શીખંડની વાટકી એમને ત્યાં મોકલાવી કસ્તુરી વાટકી માંજીને પાછી આપી ગઈ.

**મ**ને તો સત્યનારાયણની કથા પર ખાસ શ્રદ્ધા નહોતી, પણ સરોજના આગ્રહથી મેં તે દિવસે રાતના કથા રાખેલી. ઓરડામાં પાથરવા માટે એક શેતરંજીની જરૂર હતી વશરામભાઈના ઓરડામાં રોજ પથરાતી શેતરંજી મને યાદ આવી મેં કનુને લેવા મોકલ્યો

કનુ લીધા સિવાય પાછો આવ્યો. તેણે વશરામભાઈના ચાળા પાડતાં કહ્યું: 'શેતરંજી લો, બઈયા, અત્યારે આ ચંપલીએ બગાડી કરી બગાડી મૂકી. ના પાડી એની બાને, કે શીખંડ વધારે નહિ આપ, પણ તેણે ખવડાવ્યે જ રાખ્યો. લે જો હવે, ચંપલીની દશા''

હું હળવે પગે દાદર ચડવા લાગ્યો. અંદર ઓરડામાં વશરામભાઈનું આખું કુટુંબ કંઈક ગંભીર મસલતમાં પડ્યું હતું હું દાદરમાં જ ઊભો રહ્યો

'હું તો'તો કે'તો કે એ આપણે ત્યાં કાંઈક અવસરને લીધે તો કિ' આવ્યો'તો? શેતરંજીની લાલચે આ આવેલો.' વશરામભાઈએ કહ્યું

જવાબમાં ધનકોરનો એક ઊંડો નિશ્વાસ સંભળાયો.

'વાણિયાનું પેટ એ તો' ગળથૂથીમાં જ સવારથ ભરેલો'' વશરામભાઈનું બોલવું હું સાંભળી રહ્યો

'પણ ધીરુભાઈ શેતરંજી લેવા જાતે આવશે તો?'

'તો શું વળી?'

'બગડેલી તો નથી!'

'હવે બગાડવી એમાં વાર શી? જા રસોડામાંથી પાણીનો ઘડો લઈ આવ.' ધનકોર પાણી લેવા ઊઠી એટલે હું તરત જ નીચે ઊતરી ગયો.

થોડી વારે મેં ઓરડે આવીને જોયું તો વશરામભાઈની બારીમાં એક શેતરંજી સુકાતી હતી અને તેમાંથી ટપક ટપક પાણીનાં ટીપાં ઓટલા પર પડતાં હતાં. 'સત્યમ્'

પ્રોફેસર બોલતું પૂરું કરે તે પહેલાં જ સનતે પૂછ્યું. 'આકાશમાં ખેંચાતું મેઘધનુષ્ય પણ આ જલબિંદુઓને જ આભારી હોય છે ને?'

'હા, જેમ ત્રિપાર્શ્વકાચ (prism પ્રિઝમ)માંથી પસાર થતા સૂર્યકિરણના સાત રંગો જુદા પડી જાય છે, તેવી જ રીતે આ જલબિંદુઓ પણ સૂર્યકિરણના સાત રંગો જુદા પાડી નાખે છે અને આપણને મેઘધનુષ્ય દેખાય છે. જો, આપણું બલૂન હવે ધીમેધીમે એવી જગ્યાએ આવતું જાય છે કે જ્યાંથી જલબિંદુઓ વડે પરાવર્તિત થતાં સૂર્યનાં કિરણો આપણે જોઈ શકીએ. અહીં નીચેને બદલે આપણને ઉપરથી મેઘધનુષ્ય જોવાનું મળશે, અને તે પણ સંપૂર્ણ ગોળાકાર. પૃથ્વી પરથી તો માત્ર ક્ષિતિજ સુધીનું અર્ધવર્તુળ જ જોવા મળે છે, પરંતુ અહીંથી ઊંચેથી તો આખું વર્તુળ જોઈ શકાય છે, અને ઘણાયે સાહસિક વિમાનીઓએ એ સ્વર્ગીય દૃશ્યનો આનંદ લૂંટ્યો છે.'

સનતે નીચે દૃષ્ટિ કરી તો તેને પણ આખું મેઘવર્તુળ જણાયું. મુંબાદના દ્વિપને ઘેરીને પડેલા એ મેઘધનુષ્યના સ્વર્ગીય દૃશ્યનો આનંદ તે લઈ રહ્યો હતો ત્યાં તેને એક બહુ જ ભયજનક વિચાર આવ્યો. તે નિશાળમાં ભણ્યો હતો કે બલૂનમાં ભરેલો આર્દ્રવાયુ (હાઈડ્રોજન) ઘણી વખત સળગી ઊઠે છે અને પરિણામે બલૂનના મુસાફરોનો નાશ થાય છે. કદાચ પોતાની તો એ વલે નહિ થાય એ ડરે એ તરત પ્રોફેસર પાસે ગયો. ત્યાં તો પ્રોફેસરે જ શરૂ કર્યું 'માણસને જીવવા માટે જો કોઈ વસ્તુની વધારેમાં વધારે જરૂર હોય તો તે પ્રાણવાયુની છે. વાતાવરણમાં આપણે જેમજેમ ઊંચે જતા જઈએ તેમતેમ હવા પાતળી થતી જાય છે. પરિણામે શ્વાસોચ્છ્વાસમાં પૃથ્વીની સપાટી પર જેટલો પ્રાણવાયુ મળે તેટલો અહીં મળતો નથી તેથી હૃદયને ખૂબ ઝડપથી લોહી શરીરમાં ફેરવવું પડે છે અને હૃદયના ધબકારા વધી જાય છે. વળી શરીરના દરેકે દરેક અવયવને પ્રાણવાયુ પૂરો પાડનાર રાતા રક્તબિંદુઓ (red blood-corpuscles) લગભગ સવા ગણા મોટા થઈ જાય છે. આપણા શરીરની અંદરની શિરાઓમાં લોહીનું દબાણ એનું એ રહે છે, જ્યારે વાતાવરણમાં ઊંચે જવાથી હવાનું દબાણ ઘટતું જાય છે. આને અંગે નાક, કાન, આંખ, મો વગેરે ભાગોમાંથી લોહી ટપકવા માંડે છે, અને મગજને પૂરું લોહી મળતું ન હોવાને કારણે મગજના કાર્યમાં ભૂલ પડવા માંડે છે તથા તે પોતાની સમતોલતા જાળવી શકતું નથી. આવી સ્થિતિ ઘણી વાર બહુ ઊંચે ચઢી ગયેલા વિમાનીઓ કે જગતનાં ઊંચાં શિખરો સર કરવા જતા પાર્વતિકોને સહન કરવી પડે છે. એ વખતે તેઓ સારાસારનું ભાન ભૂલી જાય છે અને સામેથી મોટું તોફાન આવતું હોય તોપણ તેમાંથી બચવાનું તેમને સૂઝતું નથી. આપણી એવી સ્થિતિ ન થાય એટલા માટે આ યંત્ર છે. એ એકલો વાયુ જ પૂરો નથી પાડતું, પરંતુ રૉકેટમાંની હવાને પૃથ્વી પરની હવા જેવી જ રાખે છે. ઉપરાંત રૉકેટની અંદરના ઉષ્ણતામાન અને હવાના દબાણનું પણ એ નિયમન કરે છે.'

'રૉકેટની અંદરના ઉષ્ણતામાનનું નિયમન કરવાની શી જરૂર? ઉપર જતાં ખૂબ ઠંડી પડે છે?' સનતે પૂછ્યું.

'ઠંડી પડે છે પણ ખરી, અને નથી પણ પડતી. થોડાં વર્ષો પહેલાં એમ માનવામાં આવતું હતું કે આપણે જેમજેમ ઉપર જતા જઈએ તેમતેમ ઠંડી વધતી જાય છે; પરંતુ છેલ્લી શોધખોળો મુજબ લાગે છે કે એ તદ્દન ખરું નથી. અલબત્ત, ઊંચે જવાથી ઉષ્ણતામાન ઘટતું જાય છે, પણ તે માત્ર આઠ માઈલ સુધી જ. આઠ માઈલની ઊંચાઈએ ઉષ્ણતામાન શૂન્યની નીચે ૫૬ અંશ જેટલું હોય છે. આઠથી ચાળીસ માઈલ સુધી વળી ઉષ્ણતામાન વધવું શરૂ થાય છે ને ૬૦ માઈલની ઊંચાઈએ તો પાણી ઊકળવા માંડે એટલી ગરમી થઈ જાય છે. ૬૦ માઈલથી ૮૦ માઈલ સુધી વળી પાછું તે ઊતરે છે અને ફરી પણ ઋણ પર આવી જાય છે. પછી એંશી માઈલની ઉપર તે વધતું જ જાય છે અને અત્યારે વૈજ્ઞાનિક મંડળો માને છે કે ઠીક ઠીક ઊંચાઈએ તો એ બેપાંચ હજાર અંશ પહોંચી જતું હોય તો નવાઈ નહિ.'

'ઉષ્ણતામાનની આ ચડતીપડતીનું શું કારણ?'

'એનું કોઈ નક્કી કારણ તો આપી શકાતું નથી, પરંતુ અત્યારે એમ માનવામાં આવે છે કે ખરતા તારાઓ અને ઑઝોન નામના વાયુને અંગે તેમ થતું હશે.'

'પરંતુ પ્રોફેસર, મને તો પ્રાણવાયુની ખોટ અત્યારે જણાતી નથી.' સનતે એકબે ઊંડા શ્વાસ લઈ કહ્યું.

પ્રોફેસર તેનો હાથ પકડીને બીજા એક યંત્ર પાસે લઈ ગયા. એ યંત્ર તેઓ કેટલી ઊંચાઈએ પહોંચ્યા એ દર્શાવતું હતું. એ તરફ આંગળી ચીંધી પ્રોફેસરે કહ્યું 'આપણે હજુ ત્રણ જ માઈલ ઊંચે પહોંચ્યા છીએ. વાતાવરણમાં એક ઘન દચમાં રહેલી હવાનું પ્રમાણ લગભગ ચાર માઈલ સુધી સરખું રહે છે. એટલે ચાર માઈલ સુધી માણસને શ્વાસ લેવામાં ખાસ મુશ્કેલી આવતી નથી. અને માણસ જો ધીમે ધીમે ઊંચે ચડે તો લગભગ છ માઈલ સુધી તે જઈ શકે છે, કારણ કે હવાના પ્રમાણમાં ખાસ ફેર પડતો ન હોવાને કારણે માણસ તેને ટેવાઈ જાય છે. પરંતુ છ માઈલથી ઊંચે જતાં હવામાં ખૂબ જ ફેર પડી જાય છે. વાતાવરણની લગભગ ૮૦ ટકા હવા આ છ માઈલમાં આવી જાય છે, એટલું જ નહિ પરંતુ તેથી આગળની હવામાં પાણીની વરાળનું પ્રમાણ પણ તદ્દન નહિ જેવું જ થઈ જાય છે. આને અંગે આ છ માઈલ અંદરના પ્રદેશને વર્ષા, વાયુ અને વીજળીનો પ્રદેશ કહે છે. આપણે જેમજેમ ઊંચા જઈશું તેમતેમ પ્રાણવાયુની ખોટ અને ઓછું દબાણ એ બેની અસર વધતી જશે. પરંતુ લગભગ પાંચેક માઈલની ઊંચાઈએથી આપણે પેલું યંત્ર ચાલુ કરી દઈશું, એટલે આપણને કોઈ જાતની મુશ્કેલી નહિ નડે.'

'ઓછા દબાણને અંગે આંખ વગેરે અંગોમાંથી લોહી વહેવા માંડે એ સિવાય આપણા પર બીજી કોઈ અસર થાય ખરી?' સનતે પૂછ્યું.

'બીજી સીધી તો કોઈ અસર આપણા પર થતી નથી; પરંતુ ઓછું દબાણ જેને આભારી છે તે હવાનું કદ (volume) ઓછું થવાથી એક બીજી ઘટના ઊભી થાય છે. હવાનું કદ ઓછું થવાથી હવા અનુક્રમ પાતળી થઈ જાય છે. હવે અવાજને એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા માટે અમુક ઘનતાવાળી હવાની જરૂર પડે છે. એટલે જેમજેમ હવાની ઘનતા ઘટતી જાય ને હવા પાતળી થતી જાય તેમતેમ અવાજનું પ્રસરણ (transmission) ઓછું થાય અને અવાજ ક્ષીણ થતો જાય. અને જો હવાની ઘનતા ઠીકઠીક ઓછી થઈ જાય તો એકના બોલેલા શબ્દો બીજો સાંભળી પણ ન શકે.

પણ હવાની ઘનતા વિષે બીજી પણ એક હકીકત જાણવા જેવી છે. જેમ અવાજ-પ્રસરણ માટે અમુક ઘનતાની હવાની જરૂર છે, તેમ પક્ષીઓને પણ આકાશમાં ઊડવા માટે અમુક ઘનતાવાળી હવાની જરૂર પડે છે. જ્યાં હવાની ઘનતા આ જરૂરી ઘનતાથી ઓછી હોય ત્યાં ગમે તેટલી પાંખ ફફડાવવા છતાં એ ઊડી ન શકે,—માત્ર પથ્થરની જેમ પડે; અને જ્યારે યોગ્ય ઘન હવા શરૂ થાય ત્યારે જ તેની પાંખો તેને ઉપયોગી થાય. એટલે જો આપણે અત્યારે રૉકેટમાંથી એકાદ કબૂતર નીચે નાખીએ તો એને યોગ્ય હવા આવે ત્યારે જ તે ઊડી શકે—ત્યાં પહોંચે ત્યાં સુધી તો એ પડે જ!'

હવે સનતને પોતાની વાત યાદ આવી, એટલે એણે પૂછ્યું:

# ભૂતકાળની શોધમાં

કચ્છના રણપ્રદેશ પર જ્યાં એક કાળે આનર્તરાષ્ટ્રનો સાગર ઘૂઘવતો તેના અવશિષ્ટ બેટો ને ખંડિયેર થએલાં બંદરોની ભાળ કાઢવા માટે કરેલા પગપાળા પ્રવાસની લેખમાળા

## ૨-ઝિંઝુવાડા



ઝિંઝુવાડા કિલ્લાના દ્વારનો સંપૂર્ણ ખ્યાલ આપતું એક જૂનું રેખાંકન. આજે તો આમાનું કશું યે હયાત રહ્યું નથી

ઝિલ્લાબુંદ બેટ ઉપર હવે હું પર્યટન કરવા લાગ્યો. નીચે જંગલમાં ઝાડો અને પક્ષીઓ સિવાય બીજું કશું દેખાતું નહોતું. માનવી રહેઠાણના ચિહ્નો ક્યાંય નજરે પડતાં ન હતાં. કઈ કેડી ક્યાં જાય છે તેની કાંઈ જાણ મને હતી નહિ. પણ, એટલું જાણતો હતો કે બેટની લંબાઈ ચાર માઈલ અને પહોળાઈ બે માઈલ છે, એટલે ગમે તે બાજુએ જઈશ તોપણ થોડીક વારમાં રણને નાકે ક્યાંક ને ક્યાંક તો જઈ જ પહોંચીશ, ને પછી ત્યાંથી ઝિંઝુવાડાનો રસ્તો ખોળતાં વાર નહિ લાગે. એવા અનુમાનમાં હું મન ફાવે તે બાજુએ, કોઈ પણ જાતના ધ્યેય વગર, ગમે તેમ ચાલવા લાગ્યો. ક્યાંક રસ્તો અર્ધો ઢંકાયેલી મોટી ઝાડીમાંથી જમીન ઉપર સૂઈને આગળ જવું પડતું, તો ક્યાંક, આખા બેટમાં ચોમાસાના જળપ્રવાહે પાડેલી ખીણોમાં કૂદકા મારી પણ કાપવો પડતો. અને બે કલાકની રખડપટ્ટી પછી એક મકાન આવ્યું અને તેના ઓટલા ઉપર એક માણસ બેઠેલો મળ્યો. પૂછપરછ કરતાં જણાયું કે એ જંગલખાતાની ચોકી હતી અને બેટ-પ્રસિદ્ધ કુંડો નજીકમાં જ હતા, એટલે હું તુર્ત ત્યાં જઈ પહોંચ્યો.

આખા બેટના વહેળાઓ જે સ્થળે એકબીજાને મળી એક મોટા પટનું સ્વરૂપ ધારણ કરે છે ત્યાં આગળ એક નાનુંસરખું મેદાન બની ગયું છે. આ મેદાનમાં પાકા બાંધેલા ચાર કુંડો આવેલા છે. એનું જ નામ બેટવાનીર્થ. અહીં જ મહાદેવે તપ કર્યું (જુઓ અંક માની આ લેખમાળા) કહેવાય છે. વળી પૌરાણિક પરંપરા પ્રમાણે સરસ્વતી નદી એ જ સ્થળે પ્રથમ વાર સમુદ્રને મળીને પછી પ્રભાસ પાટણ તરફ પશ્ચિમ મહાસાગરને મળવા આગળ જતી હતી. કુંડોમાં પાણી ઓછું હતું ને તેમની બાંધણીમાં પુરાતનપણાની નિશાનીઓ જણાતી ન-હોતી. વારંવાર થએલા જીર્ણોદ્ધારને લઈને પણ આમ થવા પામ્યું હોય.

ઝિલ્લાબુંદ બેટ ઉપર ઓલાબુનીરની યાત્રા પૂરી કરી હું ઝિંઝુવાડા પહોંચી જવા રણ તરફ વળ્યો. જોકે મારી આ યાત્રા અધૂરી રહી કહેવાય, કારણ કે પાછળથી મને લોકોએ જણાવ્યું કે એ બેટની પશ્ચિમે આર્યાવર્ત નામનો એક મોટો કોટ છે અને ત્યાં પુરાતન બંદરની પણ નિશાનીઓ છે. કમભાગ્યે એની અગાઉથી મને ખબર પડી નહિ.

બેટ અને ઝિંઝુવાડા શહેર વચ્ચે ખારા રણનો બે માઈલનો પટ પથરાએલો પડ્યો હતો. બપોરના બાર વાગ્યા હતા એટલે આ વખતે ત્યાં ચાલનાર ગાંડો જ ગણાય. મીઠાની ચળકતી પોપડી આંખો આંજી નાખતી હતી અને ઉપર સૂર્યનો તાપ મગજ ફાડી નાખે તેવો હતો; એટલું જ નહિ પણ સૂર્યના તાપને લઈ રણની સપાટી પરના ક્ષારોએ ભીના થઈ કાદવનું રૂપ ધારણ કર્યું હતું. આ ખારા કાદવમાં ટૅનિક ઍસિડનો અંશ હોવાથી પગની ચામડી માટે તે જોખમકારક થઈ પડે છે, એટલે બૂટની વાધરીઓ સારી પેઠે બાંધી કરી મહામુશ્કેલીએ ચાલતો ચાલતો પાંચ વાગ્યે હું ઝિંઝુવાડા પાસે તે સ્થળે આવી પહોંચ્યો કે જ્યાં સવારે કૂવામાં નહાતાં માણસે મને પ્રાચીન બંદરના અવશેષો હોવાની વાત કરી હતી. મને એ અવશેષો ક્યાંય દેખાયા નહિ એટલે નજીકમાં દેખાતા ઝિંઝુવાડાના ગઢ તરફ મેં ચાલવા માંડ્યું.

ગુજરાતમાં જ નહિ પણ આખા પશ્ચિમ હિંદમાં ઝિંઝુવાડાનો આ કિલ્લો અનેક રીતે અગત્યનો લેખાય છે. 'કુમાર'ના કાર્તિક ૧૯૮૫ના (૬૭મા) અંકમાં શ્રી હરિનારાયણ આચાર્યનો લખેલો ઝિંઝુવાડાને લગતો એક માહિતીપૂર્ણ સચિત્ર લેખ પ્રગટ થઈ ચૂક્યો છે, એટલે એ લેખ ઉપરાંતની જ ઝિંઝુવાડા સંબંધી માહિતી હું અહીં આપીશ. રાસમાળામાં કિન્લૉક ફૉર્બ્સે તેની જે વિગત આપી છે તે અહીં રસપ્રદ થઈ પડે તેવી છે:

'સોલંકી કાળના પ્રાચીન અવશેષોમાં અતિ મનોરંજક તો ડભોઈ અને ઝિંઝુવાડાના એકસરખા કિલ્લા છે. એ બન્નેની બાંધણી અને શિલ્પ સરખાં છે. એમાં ઝિંઝુવાડાનો કિલ્લો વિશેષ વ્યવસ્થિત રીતે બચાવેલો છે. અતિ એકાન્ત સ્થળે આવેલો હોવાથી તે પરદેશી આક્રમણકારોના વિનાશથી બચી જવા પામ્યો છે . . .

ઝિંઝુવાડાના કિલ્લાનો આકાર ખરેખરો સમચોરસ છે. તેની એકેકી બાજુની લંબાઈ આશરે આઠસો વાર છે. એની ભીંતો નક્કર ચણતરની છે અને પાયામાં તે પચાસ ફૂટ છે. દરેક બાજુની મધ્યમાં દરવાજો છે. તેના ઉપર જે મંડપ છે તે, બન્ને બાજુની ગોળાકાર થાંભલીઓ જે ટોચે મળે છે અને જે કમાનોનું કામ સારે છે, તેઓને આધારે રહેલા છે. કિલ્લાના ચારે ખૂણાઓ ઉપર બુરજ છે. તેનો સામાન્ય આકાર તો સમચોરસ છે, પણ હિંદુ શિલ્પીઓને ખાંચો પાડીને અસાધારણ આકાર કરવો પસંદ પડે છે તે પ્રમાણે તેને પણ કરેલ છે. વચલા દરવાજા અને ખૂણાના દરેક બુરજની વચ્ચે ચાર સમચોરસ બાહ્યબુરજો છે. કિલ્લાની ભીંત પર થોડે થોડે અંતરે મગર-નાગના આકારના નહોરાના સુશોભનો છે. ઉપલી બાજુએ અર્ધગોળાકાર કાંગરા મૂકેલા છે. દરવાજાઓ કોતરકામથી ઘણા સમૃદ્ધ છે.

કિલ્લાની અંદર દક્ષિણ દરવાજાની સામે જ એક ગોળાકાર તળાવ છે. તેનો વ્યાસ ત્રણસો વારનો છે. આ તળાવની નજીકમાં એક વાવ છે. કિલ્લાના ચારે દરવાજા ખંડિયેર રૂપે હજી પણ હયાત છે. કિલ્લાની અંદરની અમલના વખતની જૂની ઇમારતો નાશ પામી છે અને હાલ ત્યાં જંગલ છે. બાકીના ભાગમાં હાલનું ગામ છે અને તે કોળી ઠાકોરના તાબામાં છે. આ કિલ્લાની દીવાલો ઉપર ઠેકઠેકાણે મહં શ્રી ઉદલ આ વાક્ય લખેલું છે, તે ઉપરથી ધારણા થાય છે કે ઉદયન-

જાડા ઊભેલા હતા તે વઢિયાર તરફથી આવેલા વાછડા દાદાના જાત્રાળુઓના હતા. રણમાં કાદવને લઈને ચાલી શકાય તેમ ન હોવાથી તે રણમાંથી પાછા વળ્યા હતા અને આજનો દિવસ ઝિંઝુવાડા રોકાઈ કાલ સુધીમાં રણનો કાદવ સુકાઈ જતાં આવતી કાલે વાછડા દાદા જવાનો તેમણે વિચાર કર્યો હતો. કહેવાની જરૂર નથી કે રણમાં થએલો કાદવ તે માટીનો નહિ પણ તેની સપાટીમાં રહેલા મીઠા ને બીજા ક્ષારોનો હતો. મજૂરે મને જણાવ્યું કે પાંચ ગાઉ રણનો પટ વટાવી વાછડા દાદા પહોંચાય છે, એટલે પગે ચાલવું બહુ અઘરું થઈ પડશે. હું એમ ધારતો હતો કે જેવી રીતે ઝિંઝુવાડાની નજીકમાં જ રણમાં ઝિલાનંદ બેટ છે તેવી જ રીતે વાછડાદાદાનો બેટ પણ કાંઠાની નજીકમાં જ હશે. પણ રણના પાંચ ગાઉ એટલે તો ખારોપાટ અને કચ્છની વચ્ચોવચનો વિસ્તાર કહેવાય એ જાણીને હું રાજી જ થયો. મારી ઈચ્છા રણમાંનો કોઈ એવો બેટ જોવાની હતી કે જ્યાંથી ચારે બાજુ જોતાં કયાંય પણ જમીનનો કાંઠો ન દેખાય. વાછડાદાદાનો બેટ એ ઈચ્છા પૂરી કરશે એમ લાગ્યું. વળી ખારા કાદવમાં પાંચ પાંચ ગાઉ સુધી ચાલવાનો લહાવો કયે દહાડે મળવાનો હતો? મજૂર આજે કાદવમાં કરવામાં આવનારી મુસાફરીની અસહ્ય હાડમારીઓનું વર્ણન કરી મને પાછો ઝિંઝુવાડા લઈ જવા પ્રયાસ કરવા લાગ્યો પણ મારામાં તો આજની એ મુશ્કેલીઓએ સાહસ ખેડવાની તમન્ના જાગ્રત કરી હતી. નાનપણમાં રૉબિન્સન ક્રૂઝોના સાહસકાર્યો વાંચી, આજે કરી રહ્યો છું તેવા પર્યટનો કરવાનો શોખ પહેલવહેલો મારામાં જાગૃત થયો હતો. ત્યાર પછી તો 'કુમાર'માં વારંવાર આવતા ધ્રુવપ્રદેશના સાહસિક પ્રવાસો વાંચીવાંચી એ શોખ વધુ ને વધુ જાગ્રત બન્યો ને હું યુરોપિયન પ્રવાસીઓના સાગર સાહસોના સાહિત્યનો રસિયો બન્યો ને જીવનમાં સાહસિક પ્રવાસો ખેડવાના તલસાટ મારામાં ઉત્પન્ન થયા હતા.

ફતેપુરથી રણમાં પગ મૂકયો. કાંઠાની નજીક તો વધારે કાદવ હતો નહિ એટલે સરળતાપૂર્વક ચાલી શકાતું, પણ જેમજેમ કાંઠા અને અમારી વચ્ચેનું છેટું વધતું જતું હતું તેમતેમ રણના કાદવની ભયંકરતા વધતી જતી હતી. દોઢેક કલાક પછી કાંઠો અલોપ થયો. ચારે બાજુએ વર્તુળાકાર ક્ષિતિજપ્રદેશમાં એકમાત્ર રણની સપાટી આકાશને મળતી દેખાતી હતી. અનંત રણના પુરાતન સાગરની એ સપાટી, જાણે કે તેના ઉપરથી હમણાં જ વેળ ઉતરી ગઈ હોય તેવી તાજી દેખાતી હતી. રખેને કાંઇક દિશામાંથી દરિયાના મોજાં હમણાં જ આવી ચડે અને અમને આવરી લે એવો ભય લાગતો હતો. હું કાદવમાં એક કલાકમાં માંડ પોણો માઈલ અમે ચાલી શકતા હોઈશું. ચાલતાં ચાલતાં કાદવ ઊડતો હતો અને તેનાથી મારાં બધાં કપડાં બગડી ગયાં હતાં. જ્યાં કાદવ ઊંડો હોય તે વિસ્તારને મૂકી જરાક ફેર ખાઈને આગળ વધતા હતા. એમ કરતાંકરતાં સૂરજ માથે આવ્યો. એવામાં એક સ્થળે ચાર માટલાં મૂકેલાં નજરે પડ્યાં. મજૂરને મેં તે વિષે પૂછ્યું તો તેણે ઉત્તર આપ્યો કે ફતેપુર અને વાછડાદાદાના બેટની અધવચ્ચે જાત્રાળુઓને પીવા માટે અહીં પાણી રાખવામાં આવે છે. આ પ્રદેશમાં આવતું દરેક માણસ પાણીના માટલાં માથે ઉપાડીને ચાલે છે અને થોડુંઘણું પાણી આ માટલાંઓમાં રેડતું જાય છે. ભૂખ્યા તો ય હજી તો અરધો જ રસ્તો ખૂટ્યો હતો, એટલે અમે ત્યાં જ નાસ્તો કરવા બેસી ગયા. માટલામાંથી લઈ પાણી પીધું અને આગળ ચાલવા માંડ્યું. બે વાગ્યાની લગભગ ત્રણ નાના બેટ દેખાયા. મજૂરે કહ્યું કે એમાંનો પહેલો તે વાછડાદાદાનો બેટ, પણ તે ય હજી કલાકેક ચાલ્યા પછી આવશે! હવે હું ખરેખર બેહાલ બન્યો હતો. પગથી માથા સુધી કાદવના થર મારા પર બાઝી ગયા હતા. ભૂખ કકડીને લાગી હતી અને તરસનો તો પાર ન હતો. રણના પ્રવાસનો આ પહેલો જ દિવસ હતો.

માંડમાંડ કરી અમે બેટની નજીકમાં પહોંચવા આવ્યા, ત્યાં મજૂર બોલ્યો: 'બાપજી, આ નાસ્તાપોટલા હવે તમારે ઊંચકવા પડશે.'

'કેમ વળી?'

'બાપજી, હું કોળી છું. વાછડાદાદાની દહેરીએ ગામેગામની ઠઠ જામેલી છે. એમાંના કેટલા ય મને ઓળખતા હશે. એ જોશે કે હું તમારા પોટલા ઊંચકીને લાવ્યો છું તો તમને ય ત્યાં પેસવા નહિ દે. એટલે તમે ઊંચકી લો. અને ત્યાં એટલું જ કહેજો કે આ તો રસ્તો દેખાડવા મારી સગાથે આવ્યો છે.'

'હા થઈ રે! એક તો હવે મારા જ પગ માંડમાંડ ઊપડે છે તેથી ડગલાં ગણતોગણતો આગળ ચાલું છું. તેમાં વળી આ આફત આવી.' વાછડાદાદાએ કસોટી કરી લાગે છે.''

(ચાલુ) અમૃતલાલ વ. પંડ્યા

# ઈશ્વરી ઈન્સાફ

હઝરત મૂસાએ ખુદાને અરજી કરી કે 'આ સર્વશક્તિમાન પ્રભુ' મને તારા ઈન્સાફનો એકાદ નમૂનો તો બતાવ.' ખુદાએ કહ્યું, 'મારો ન્યાય જો તારે જોવો જ હોય તો કલાણા ઝરા પાસે જઈને સંતાઈ જા.' હઝરત મૂસા ત્યાં જઈને એક ઝાડને ઓથે સંતાઈને બેસી ગયા.

થોડી વારે એક ઘોડેસવાર ત્યાં આગળ આવી ચડ્યો. તરસથી વ્યાકૂળ થએલા તે સવારે કપડાં ઉતારી હાથમોં ધોયાં અને ઝરાના નિર્મળ જળનું પાન કરી પોતાની તરફ ફરી પાછો રસ્તે પડ્યો. પરંતુ તેણે કપડાં ઉતાર્યાં ને વખતે તેમાંથી પૈસાની એક કોથળી નીચે સરી પડી હતી તેનું તેને ભાન રહ્યું નહિ.

થોડો સમય વીત્યા બાદ એક કિશોર રમતો અને ગેલ કરતો ત્યાં આવી પહોંચ્યો. તેની નજર પેલી પૈસાની થેલી ઉપર પડતા, તે ઉપાડીને નાસી ગયો. એટલામાં એક આંધળો લાકડીને ટેકે ત્યાં આવ્યો અને હાથમોં ધોઈ નમાઝ ગુજારવાની તૈયારી કરતો હતો, તેવામાં પેલો સવાર માર્ગને ઘોડે પાછો ફર્યો અને પેલા અંધને ઉદ્દેશીને ત્રાડ પાડી. 'હું મારી થેલી અહીં ભૂલી ગયો છું. આ જગ્યાએ બીજું કોઈ આવેલ નથી, મારી થેલી તેં જ લીધી હોવી જોઈએ. માટે ચાલ, જલદી પાછી આપી દે.' અંધે કરગરીને કહ્યું: 'બાપ હું તો આંખે દેખી શકતો નથી, તારી થેલીની મને ખબર પણ નથી. શા માટે મને નાહક ધમકાવે છે?' ક્રોધાવેશમાં આવેલો ઘોડેસવાર પેલા નિર્દોષ અંધને પોતાની સમશેરથી ઠાર કરીને ચાલતો થયો.

હઝરત મૂસાએ ઈશ્વરને પ્રાર્થના કરી 'પરવરદિગાર! મને આમાં કંઈ સમજ પડી નહિ.' ત્યારે ફિરિશ્તા જબ્રઈલ ત્યાં પ્રગટ થઈને બોલ્યા 'જે છોકરો પૈસાની થેલી ઉપાડી ગયો તેનો બાપ પેલા ઘોડેસવારને ત્યાં નોકરી કરતો હતો. નોકરી દરમ્યાન તેનું મૃત્યુ થતાં તેની લેણી નોકરીની પગારની રકમ ઘોડેસવાર હજમ કરી ગયો. તે રકમ તેણે થેલીમાં રાખી મૂકી હતી, જે આખરે તેના ખરા હકદારના હાથમાં ગઈ. પેલો અંધ જ્યારે દેખતી સ્થિતિમાં હતો ત્યારે તેણે પેલા સવારના બાપનું ખૂન કરેલું, આજે ઘોડેસવારે તે અંધનો વધ કરી પોતાના પિતાનું વેર લીધું.'

(ફારસી ઉપરથી) હિંમતલાલ લીલાધર ગાંધી

એક આઉંસ ક્રોમ ફટકડીની ચાનુ જરૂર રહે છે ડેવેલપમેન્ટ પૂરું થતા પ્રિન્ટને નિશ્ચિત સ્વરૂપ આપવા અને સ્વચ્છ કરવા ૨૦ આઉંસ પાણી અને એક આઉંસ ફટકડીના મિશ્રણથી ધોવામા આવે છે ૨૦ આઉંસ પાણી, ૧ આઉંસ સાઇટ્રિક ઍસિડ અને ૨ આઉંસ સાદી ફટકડી અથવા ૧ આઉંસ ક્રોમ ફટકડીનુ મિશ્રણ નેગેટિવ પરથી ડાઘ કાઢવા વપરાય છે ડ્રાય પ્લેટની રચનાના એક અગ તરીકે પણ ક્રોમ ફટકડીનો ઉપયોગ થાય છે.

ફટકડીના ઉદ્યોગ સાથે બીજા પણ ઘણાઘણા ઉદ્યોગોને પ્રોત્સાહન મળે છે ઘણી વસ્તુઓના ઉદ્યોગની રચનામા એનો ઉપયોગ થાય છે ચામડુ ધોળુ કરવા માટે ચામડુ કમાવવા, કાગળો પર ચળકાટ લાવવા અને તેમને લીસા બનાવવા તથા અદાહ્ય (fireproof) વસ્તુઓની ઉત્પત્તિમા ફટકડી ઉપયોગી છે સરકાની શુદ્ધિ અર્થે અને અશુદ્ધ પ્રવાહીઓને નિર્મળ કરવા પણ ફટકડી બહુ કામની છે ફટકડી પાણીમા દ્રાવ્ય છે અને ગરમ પાણીમા એની એ શક્તિ વધે છે જેમ ફટકડીની દ્રાવ્યશક્તિ વધારે તેમ રગારા અને છીંટ બનાવનારાઓને એ હિતાવહ અને ઓછી ખર્ચાળ થાય ફટકડીની બનાવટની મુશ્કેલીઓ જેમ દૂર થાય અને ફટકડી શુદ્ધ બને તેમ રગાટકામ માટે સસ્તી અને વધુ સુલભ બને રગાટકામમા જ મુખ્યત્વે ફટકડીનો વધુ ઉપયોગ થાય છે પાકા રગ ચડાવવામા અને કિરમજી રગની બનાવટમા ફટકડીનો વપરાશ અનિવાર્ય છે આજ પણ કચ્છમા 'માતાના મઢ'ની બાજુના રગારાઓએ તૈયાર કરેલી અજરખ, લાલ અને ભૂરા રગ રગેલી ચાદર બહુ વખણાય છે

'માતાના મઢ'મા તૈયાર થતી ફટકડી એક પચ્ચીશી પહેલા મુલકમશહૂર હતી હાલ એ ઉદ્યોગ ત્યા મૃતપ્રાય દશામા હોઈ એના પુનર્વિધાનની જરૂર છે એ ફટકડી દેશી ને જૂની ઢબે તૈયાર થતી હોવાથી શુભ્ર અને શુદ્ધ બનતી આપણા એ વિષયમા રસ લેતા તેના નિષ્ણાતોએ એ તરફ દૃષ્ટિ દોડાવી સ્વદેશીના અભ્યુદય અને ગૌરવ અર્થે એ ઉદ્યોગને હાથ કરવો જોઇએ આપણા રસાયનિકો તેમ કરશે તો તે ઉદ્યોગ આપણી સ્વદેશીની પવિત્ર ભાવનાનો પોષક બની આપણને શુદ્ધ દેશી ફટકડી વાપરવા મળશે

'માતાના મઢ'મા તૈયાર થતી ફટકડીમા ત્યાના તૂરી નામે ખનીજ અને સુરોખારનો ઉપયોગ થાય છે એ બે દ્રવ્યોની ઉત્પત્તિ વિષે નીચે ઉલ્લેખ કરી ફટકડીની સીધી અને સાદી રચના વર્ણવી છે

ગામની ઉત્તરે અને પૂર્વે વહેળા કાઠે ખાડાઓ અને કોલસાની ખાણો છે આ જમીન 'ચરીઆ' નામે ઓળખાય છે આહીથી તૂરા સ્વાદવાળી કાળા રગની માટી ખોદી કાઢવામા આવે છે એ માટી 'કાચી તૂરી' કહેવાય છે કાચી તૂરીને ખોદાણ થયા પછી જમીન પર પાથરી સૂકવે છે પછી ત્રણ ત્રણ દિવસના અતરે એના પર ત્રણ વખત પાણી છાટે છે પરિણામે તેમાથી શ્વેત રગનુ સત્વ ઉપર ઊપડી આવે છે અને ત્યા જ ચોટી રહે છે ત્યાથી એને સભાળપૂર્વક લઈ લેઈ સૂકવવામા આવે છે. આ પદાર્થને તૂરી કહે છે. આ ઉપરાત વહેળાની રેતીનો ઉપલો થર ખસેડી નીચેની ભેજવાળી જમીનમા કયારા કરી તૂરી બનાવાય છે જમીનમાથી એ શ્વેત સત્વ સૂર્યપ્રકાશથી ઉપર ખેંચાઈ આવે છે એ 'રિજડી તૂરી'ના નામે ઓળખાય છે અને વધુ કીમતી ગણાય છે

હવે સુરોખારની વાત એક ગોળ ખાડો ખોદી તેની પાસેથી ચાલીસ ફૂટ લાબી અને ત્રણ ફૂટ ઊંડી એક નહેર જમીન પર બનાવવામા આવે છે એમાંથી જમીનમા પાણી ન ચુસાઈ જાય તે માટે એ બન્નેને સીમેન્ટ લગાડવામા આવે છે આ નહેરની ભીંતો પર, અંદર પોલાણ રહે તેમ, લાકડા રાખી તે ઉપર ઘાસ અને 'લઈ' નામે છોડવાની ડાખળીઓ નાખી તેને આવરી લે છે પછી તે પર માટીની કિનાર કરી કયારા બનાવે છે આ કયારામા છાણનુ, પોદળાનુ અને બળી શકે એવા ખાતરનુ પ્રાણિજ (ભસ્મ) ભરે છે તેને ખૂબ દબાવી ઉપર પાણી ભરી રાખે છે ભસ્મમાથી ક્ષારવાળુ સત્વ, જે પાણીમા દ્રાવ્ય છે તે સાથે એ પાણી નીચે નહેરમા ટપકે છે આ પાણી કથાઈ રગનુ હોય છે તે નહેર રસ્તે પેલા ગોળ ખાડામા એકઠુ થાય છે આ પ્રવાહીને ઉકાળી કાઢવ જેવુ ઘટ બને એટલે એને સૂર્યપ્રકાશમા રાખે છે આ પદાર્થ એ જ સુરોખાર.

'માતાના મઢ'ની ઉત્તરે બે માઈલ દૂર 'જાગીર' નામે ટેકરી છે તેમાથી પાણીનો એક પ્રવાહ નીચે ૨૦ ફૂટ સમચોરસ ખાબોચિયામા સોપાનશ્રેણીથી પડે છે તે પડથી વીસ ફૂટ ઊંડુ છે એ પાણીમા ગધકનું લવણ છે આ પાણી પણ ફટકડીની રચનામા વપરાય છે

ફટકડીની બનાવટમા ⅔ ભાગ તૂરી અને ⅓ ભાગ સુરોખારનુ પ્રમાણ લેવામા આવે છે પદરેક મણ ફટકડીનો પાક એકીસાથે ઉતરી શકે એવડુ લોખડનુ વાસણ ખુરા (મોટા મજબૂત ચૂલા) પર મૂકેલુ હોય છે તેમા પ્રમાણસર પાણીમા તૂરી નાખી ઉકાળવામા આવે છે તૂરી બરાબર ઓગળી જાય એટલે તેમા સુરોખાર નખાય છે એ બન્નુ એકરસ થઈ જતા એ મિશ્રણ પર ખાટની ચાસણી જેવો મેલ તરી આવે છે તેને કાઢી લેવામા આવે છે આ રીતે સ્વચ્છ કરી તેને માટીનાં છીછરા વાસણોમા ઠારે છે આમ ધીમેધીમે ઠરતા તેના કેલાસ (કણીઓ) બધાય છે આ કેલાસને ફરીફરી ત્રણ વખત એમ માટીના વાસણમા ધોવામા આવે છે એ ધોએલ શુદ્ધ કણીઓને ફરીથી ઉકાળવામા આવે છે. ફરી એ પ્રવાહીને, પ્રત્યેકમા પાચેક મણ પાણી સમાઈ શકે તેવડા જમીનમા દાટેલા માટલાઓમા ભરે છે પાચ દિવસ સુધી ત્યા રહી ઠડો થઈ એ પ્રવાહી ઘન સ્વરૂપ પકડે છે છઠ્ઠે દિવસે આ માટલાઓને જમીન બહાર કાઢી ફોડે છે એટલે ફટકડીનો ઘન ગઠ્ઠો હાથ આવે છે આ ફટકડી એ જ શુભ્ર અને શુદ્ધ આપણી કચ્છી ફટકડી એના ગાગડા કરતા એના મદિરાકારે પહેલદાર પાસાઓ પડે છે એના આ આકારના કેલાસ એ આ ફટકડીનુ મુખ્ય ચિહ્ન છે ત્યાની દેવી આશાપુરાના ચમત્કારને લઈને આ ફટકડીના ટુકડાઓમાં મંદિરાકાર માલુમ પડે છે એમ ત્યાના લોકોની માન્યતા છે

પદ્ધતિસર કામ નહિ લેવાના ફટકડીના ઉદ્યોગના આહીં બેહાલ થયા છે ઈ સ ૧૮૭૦ પહેલા લાખો મણ ફટકડી કચ્છમાથી પરદેશ નિકાસ થતી ઈ ૧૮૯૦ સુધી ૫૦,૦૦૦ મણ ફટકડી દર વર્ષે 'માતાના મઢ'મા તૈયાર થતી હાલ વીસેક વર્ષથી જ એ ઉદ્યોગ પડી ભાગ્યો છે એ ગામ જોકે ધર્માદા જાગીરનુ છે છતા ત્યાની ખનીજ પેદાશ કચ્છના મહારાવની થાય છે અને જાગીરને અમુક ભાગ મળે છે કચ્છ દરબાર તરફથી ત્યા કૉન્ટ્રૅક્ટ અપાતો અને ફટકડી તૈયાર થતી રાજ અને પ્રજા ઉભયને આ ઉદ્યોગમા ફાયદો હતો સજોગવશાત્ કઈ કારણોથી તે કૉન્ટ્રૅક્ટરો તૂટ્યા હવે કોઈ કૉન્ટ્રૅક્ટ લેવાની હામ ભીડતુ નથી એટલે ઉદ્યોગ ભાગ્યો છે. એ ઉદ્યોગમા મજૂર વર્ગ સિવાયના પદરસો માણસોની રોટલી હતો અને બીજી કારીગરીને ઉત્તેજન મળતુ તે નફામાં. હજુ પણ સ્વતત્રરીતે એની ખીલવણી થાય તો પુનઃ એ એના અનેક લાભ આપતુ થાય

આપણે ક્યા ઊભા છીએ તે જોયા કરવા કરતા હવે ક્યા જવુ તેનો નિર્ણય કરવો એમા વધુ ડહાપણ છે

# જીવનનું પરોઢ ભાગ ચોથો



પ્રકરણ ૨જું

## છૂટ્યા!

આપણે ત્યાં મોસમની વાત બતાવવા માટે ઉત્તર અને દક્ષિણનું અંતર ગણાય છે. પણ એ શબ્દથી આપણને પૂરેપૂરું સૂચન નથી મળતું. આપણે ઉત્તર ગોળાર્ધમાં છીએ ને દક્ષિણ આફ્રિકા દક્ષિણ ગોળાર્ધમાં છે. એની દિશા સામસામી છે એટલું જ નહિ, ઋતુઓ પણ સામસામી છે. વૈશાખ-જેઠમાં જ્યારે અહીં બળબળતા બપોર હોય ત્યારે ત્યાં સખત ટાઢ પડતી હોય છે. આપણે ત્યાં ડિસેંબરના છેલ્લા અઠવાડિયામાં ટૂંકામાં ટૂંકો દિવસ હોય, ત્યારે ડરબન અને ફીનિક્સમાં ક્રિસ્ટમસના દિવસો લાંબામાં લાંબા ને રાત ટૂંકામાં ટૂંકી હોય. એ ઉપરાંત એપ્રિલથી જુલાઈ સુધીના શિયાળાના ચાર માસ છોડીને બાકીના આઠ મહિના ત્યાં ચોમાસું ચાલતું જ રહે. ક્યારે વાદળ ચડી આવશે ને વરસાદ તૂટી પડશે એ કહેવાય જ નહિ. ફીનિક્સનું એકાંત ખીણ અને ચોમેરની નાનકડી ટેકરીઓ પર બેસીને અને ઉપાનો નિત્ય નવો રાસ રચાતો એ સાથે દિવસ આખો આકાશમાં વાદળાંનો નાચ ચાલતો એ ભાગ્યે જ ભૂલાય. ફીનિક્સની અનેક સ્મૃતિઓમાં મને ત્યાંનાં વાદળાંની સ્મૃતિ તાજી રહી ગઈ છે. મારા બાળપણના ગોઠિયાઓમાં હું વાદળાંને પણ ગણાવી શકું. કલાકોના કલાક એ વાદળાંઓ ભેગો હું વિહરતો.

વાદળાં અનેક જાતનાં હોય છે. કેટલાંક વરસાદી, કેટલાંક દેખાવડાં. કેટલાંક થાકેલાં ને ચિંતામાં ડૂબેલા ડોસા જેવાં, તો કેટલાંક નિશાળમાંથી છૂટેલાં તોફાની બાળકો જેવાં. હિલોળે ચડેલી ચાંદી વાદળીઓનાં પગલાં મનને વિનોદ ઉપજાવે, તો સફેદ ઊની કામળની ચાદરની જેમ આકાશના ચંદરવાને આવરી લેનારું વાદળ મનને ઉદાસ કરી મૂકે. ઘૂમરડાં વાદળ અને રૂપેરી કિનારવાળાં કાળાં વાદળ કાળજુથી લચી રહેલા બગીચાની શોભાને યે ભુલાવી દે, તો ક્ષિતિજ ઉપર હાથી, ઘોડા, ઊંટ અને જાતજાતનાં જનાવરોનાં સરઘસનો દેખાવ ઉપજાવનારાં વાદળાં વળી પોતાની પાસે દોડી આવવા નોતરતાં જણાય. આ બધાં વાદળ ઉપરાંત કેટલીક વાર એવાં વાદળો આવે છે જે ન વરસે, ન ખસે. બસ એકસરખાં પથારો કરીને ઊભાં રહે. પોતાના કૂંડમાં સૂર્યનો પણ ભાત પડવા ન દે. આવી જાતનાં વાદળો મનને નાઈ ભાગે નવાજૂનીના ખબરો સાંભળવાને પહેલેથી તૈયાર કરી રાખે. કોઈ આવી પડનાર પ્રસંગની આગમચેતી આપનારા પેગામી વાદળ કહી શકાય.

આપણી વાત હવે ઈ. ૧૯૧૩ના ડિસેમ્બર સુધી આવી પહોંચી છે. તારીખ તો યાદ નથી, પણ એ દિવસોની એક સવારે નિત્ય-નિયમનાં કામો કરતાં મારી નજર આકાશમાં ઘુંઘટ ઘેરો કરીને જામેલાં વાદળાં પર પડી. આવાં વાદળો અમુક અમુક ખાસ પ્રસંગે જ એલાં તેની આછી નોંધ મારા મનમાં હતી. બાપુજીએ પહેલ વહેલા સાત દિવસના ઉપવાસની જાહેરાત કરી ત્યાર પહેલાં એકેક દિવસ આવું વાદળ રહ્યું હતું. બાપુજી સાથીદાર હજાર હડતાલિયાઓ સાથે કૂચકદમ કરતા ઊપડ્યા અને પકડાયા ત્યારે યે આવું વાદળ હતું. ફીનિક્સમાંની ચિંતાજનક માંદગીની સાથેસાથે યે આવું વાદળ આવી પહોંચતું. આજે પણ કંઈક નવાજૂની થવાના સંકેત મને આ પેગામી વાદળોએ આપ્યો. અને સાંજ પહેલાં અમુક અમુક શુભ ખુશખબર અમને મળ્યા.

સાંજના પાંચના ભોજનથી પરવારી અમે બાળકોએ બાપુજી-ના મોટા ઓરડામાં રમત માંડી હતી. અમારી વચ્ચે, મણિલાલકાકાના ઓરડાના બારણાની એક પર, મગનકાકા બેઠા હતા. એવામાં દરવાજા-માં મિસ સ્લેશિન દાખલ થયાં. પોતાના માથાની ઝીણી ખાંપ વચ્ચે તેમણે મહાપરાણે ઉમંગનો મલકાટ દબાવી રાખ્યો હતો. તેઓ સીધાં મગનકાકા પાસે જઈ ઊભાં અને પૂછ્યું: 'બોલો, હું શા ખબર લાવી છું?' મિસ સ્લેશિન બાપુજી વિનોદી રહ્યાં, એટલે અમે બાળકો-એ પણ અમારી રમત થોભાવી અને કાન માંડ્યા. મગનકાકાએ વિનોદમાં ને વિનોદમાં જવાબ વાળ્યો: 'બાપુજીના છૂટ્યાના!' મિસ સ્લેશિનનું અત્યાર સુધી દબાવી રાખેલું હાસ્ય ફૂટી આવ્યું અને તેમણે પૂછ્યું, 'તમે કેમ જાણ્યું?' મગનકાકાએ ઉત્તર વાળ્યો. 'શું મારી અટકળ સાચી છે? મેં તો કેવળ તમારા ચહેરાનો ભાવ જોઈને અટકળ જ કરી. શું સાચે જ બાપુ છૂટ્યા છે?' મિસ સ્લેશિને મગનકાકાની અટકળને સાચી ઠરાવી.

અમે બાળકો હાથહાથભર કૂદીને ખુશીની તાળીઓ પાડવા લાગ્યા. મેં દેવદાસકાકાને કહ્યું 'આજે કંઈ ખાસ ખબર આવશે એમ હું સવારથી નહોતો કહેતો? આજનું વાદળ જ એવું હતું.'

અમ બાળકોનો આનંદ શમાવ્યો શમતો ન હતો. અમે વિનોદ-માં પરસ્પર કહેતા થાકતા જ ન હતા કે 'આ તે કેવો જાદુ? સરકારે તો બાપુજીને બાર મહિનાની સજા કરી હતી અને આ તો તેઓ એક મહિનો પૂરો થયા પહેલાં છૂટી ગયા.' બાપુજીની કેદને સરકાર જીરવી ન શકી. એમને આખું વરસ પૂરી રાખવાનો દમ જ એનામાં ક્યાં છે? કેવી મજા! ત્રણસો પાંસઠ દિવસનું વરસ સરકારને ત્યાં ચાળીસ દિવસમાં પૂરું થઈ ગયું!' આપણા ત્રણ માસની કેદવાળા સૌ હજી જેલમાં છે અને આ આખા વરસની કેદ પામેલા બાપુજી છૂટી આવ્યા!' હરખ પ્રગટ કરવાની અમારી પાસે વાણી ન હતી.

બાપુજી પ્રીટોરિયા-ની જેલમાં હતા ત્યાંથી છૂટ્યા પછી એકેક દિ-વસની અંદર તેઓ ડર-બન આવી પહોંચ્યા અને કામ માટે ત્યાં રો-કાયા-તેઓ હવે ફીનિ-ક્સ ક્યારે આવી પહોં-ચશે એ જ જાણવાની અધીરાઈ અમને તો થઈ



શ્રી થંબી નાયડુ

પછી દેવદાસકાકાએ ફીનિક્સ સ્ટેશને જઈ બાપુજી સાથે ટેલીફોનમાં વાત કરવાનું ઠરાવ્યું અમે બાળકો પણ તેમની સાથે સ્ટેશને ઊપડ્યાં બાપુજીના જેલ ગયા પછી અમને બધાને સાથે સ્ટેશને જવાની આ પહેલી જ તક હતી ઘાટાં જંગલમાંથી પસાર થતો અઢી માઈલનો એ લાંબો રસ્તો કંટાળાભરેલો લાગતો, પણ એ દિવસે અમે વાતવાતમાં સ્ટેશને પહોંચી ગયાં

પાટા ઓળંગીને સ્ટેશન પર જવાય એમ હતું, પણ અમારી ટોળી પાટા પાસે જ અટકી પડી. અમારા મારગની આડે પાટા ઉપર એક સોલ્જર ઝગઝગતા સંગીનવાળી બંદૂક ખભે ચડાવી પહેરો દેતો ઊભો હતો ત્યાંથી થોડે દૂર સ્ટેશનની બજાર હતી ત્યાં પણ એવો જ બીજો સોલ્જર અમે જોયો વળી દૂર નજર કરી તો સ્ટેશનની હદ પૂરી થતી હતી ત્યાં ત્રીજાને જોયો બે પાટા મળી એક થતા હતા ત્યાં ચોથાને, સ્ટેશનમાસ્તરના ઘરપાસે પાંચમાને, ને ડરબનની દિશામાં ભેગા થતા સાંધા ઉપર પણ એક છઠ્ઠો ખડો સોલ્જર અમે જોયો વળી એથીયે આગળ દૂરના સિગ્નલની રક્ષા કરતો સોલ્જર પણ દેખાયો એકેક ક્ષણ આ બધું કૌતુક અમે જોઈ રહ્યાં ને વિચારમાં પડ્યાં કે આ બધું છે શું? મિ વેસ્ટના પકડાયા પહેલાં અમે સ્ટેશન ઉપર કે ફીનિક્સમાં ક્યાંયે કદી ગોરા સોલ્જરોને જોએલા નહિ ને આ બધા આકદસ સોલ્જરની ટુકડી ક્યાંથી આવી ખડી થઈ? જે સોલ્જર પાસે પહોંચી અમે અટક્યાં હતાં એને અમે ઘેરી વળ્યાં દેવદાસકાકાએ એને પૂછ્યું 'કેમ, તમે શાની ચોકી કરવા ભા છો?' સોલ્જરે જવાબ આપ્યો 'હવે થોડાક વારમાં ગાડી વવાની છે તે સુરક્ષિત ચાલી જાય એટલા માટે અમારે પાટાની ચોકી કરવાની છે રખે સ્ટ્રાઈકરો (હડતાલિયાઓ) તોફાન કરી ટ્રેન ઊંધી વાળી નાખે' એ લોકો એટલા વિફર્યા છે કે સરકારને માર્શલ લૉ જાહેર કરવો પડ્યો છે'

'માર્શલ લૉ એટલે?' અમે સવાલ કર્યો

'એટલે લશ્કરી અમલ એમાં અમને ફાવે એ પગલાં અમે લઈએ નજરે પડે તેના ઉપર ગોળીબાર કરવાની પણ અમને છૂટ પરવાના વિના કોઈ ઘર બહાર નીકળી જ ન શકે. અમે જ પહેરે ફરતા હોઈએ જે કોઈ સામો થાય કે લપછપ કરે તે મૂઓ રાત્રે આઠ વાગ્યા પછી કોઈ ઘર બહાર નીકળે તો દેખતાની સાથે જ અમે તેને વાઢીએ'

'અમને પણ તમે ગોળી મારો?'

'ના, ના, તમે કંઈ રેલવેના હડતાલિયા નથી પણ અંધારે જો અમે તમને ન ઓળખીએ તો કદાચ મારી પણ બેસીએ'

'એટલે અમારે રાત્રે સ્ટેશને આવવું હોય તો ન અવાય?'

'ના'

'અમને અહીં મોડું થઈ જાય તો?'

'અંધારું થતાં પહેલાં મોટું નાળું વટાવી જજો માર્શલ લૉની હદ ત્યાં સુધી છે એથી પેલી પાર કંઈ જોખમ નથી'

'અત્યારે સ્ટેશનમાં જવાય ને?'

'હા, ખુશીથી જાઓ.'

આમ થોડી વાતચીત ઉપરથી અમે કળી ગયાં કે હડતાલિયાઓને લઈ જવા આવેલી લશ્કરી ટુકડી જેટલી વિવેકી, નમ્ર અને દયાળુ લાગતી હતી એવી આ નથી જો કે એ સોલ્જરે અમને બધા જવાબ કંઈ પણ કડકાઈ દેખાડ્યા વિના આપ્યા, અને અમારી સાથે હસીરમીને વાત કરી, છતાં અમારા આશ્રમમાં મહિનો માસ પહેરો ભરી ગએલા સોલ્જરો જેવા શાંત સ્વભાવનો એ ન લાગ્યો એની નજર કરડી હતી અને 'માર્શલ લૉ'નું કે 'રેલવે સ્ટ્રાઈકર્સ'નું નામ લેતાં એની આંખ અને મોઢું એવાં લાલ થઈ જતાં કે જાણે હમણાં એ એમાંના કોઈ પણ માણસને જોશે તો મારી નાખશે;

છતાં એ જનાબ અમારી આડે આવે એવા નથી, પણ અમારા દોસ્ત જેવા બની ગયા છે એ અમે જોઈ લીધું, એટલે અમે એને મૂકી પડતો ને સ્ટેશનમાં ગયાં. આખું સ્ટેશન અમારી સાથે હસતું હોય એવું લાગ્યું. ત્રણ મહિના પહેલાં પહેલી ટુકડીને અમે વળાવી હતી ત્યાર પછી આ પહેલી જ વાર અમે બધાં એકસાથે સ્ટેશને આવ્યાં હતાં. એ વખતે સ્ટેશનમાસ્તર, સ્ટેશનનું મકાન તથા બીજા બધા માણસો અમારી જેમ ગંભીર બની ગએલા આજે બાપુજીના છૂટવાના ખબર આવેલા એટલે જાણે એ બધું આનંદી લાગતું હતું સ્ટેશનમાસ્તર તો રોજ ભારે મોઢું રાખીને જ કામમાં ગૂંથાયા હોય, પણ આજે તો એ પણ હસતાહસતા બધી વાત કરતા હતા દેવદાસકાકાએ પોતાનો ઇરાદો જણાવ્યો એટલે એમણે ટેલીફોન કરવાની બધી સગવડ કરી આપી અમે ટેલીફોનની આસપાસ ટોળે વળીને ઊભાં. દેવદાસકાકાએ રુસ્તમજી શેઠને ત્યાં ટેલીફોન જોડાવ્યો અને બાપુજીને વાત કરવા બોલાવ્યા બાપુજીને ટેલીફોન પર આવતાં લગભગ અર્ધો કલાક વીત્યો એ દરમિયાન વળી અમે એ લશ્કરી સોલ્જર પાસે ગયાં ને ધરાયાં ત્યાં સુધી પ્રશ્નો પૂછપૂછ કર્યા પણ એ બધી રેલવે હડતાલિયાઓની વાત જુદા પ્રકરણમાં આપવી ઠીક પડશે

રાહ જોઈજોઈને થાક્યાં ત્યારે ટેલીફોનની ઘંટડી થઈ અને રુસ્તમજી શેઠને ત્યાંથી બાપુજી બોલ્યા ભૂંગળું તો દેવદાસકાકાને કાને હતું એટલે અમને બાપુજીના વેણ સાંભળવા ક્યાંથી મળે? વાત પૂરી થઈ એટલું જણાવ્યું કે 'આજ રાતે દસની ગાડીમાં બાપુજી ફીનિક્સ આવશે અને પરોઢિયે ચાર વાગ્યે પાછા ચાલ્યા જશે એમની સાથે કેટલાક મહેમાનો પણ આવશે'

બાપુજી આજે જ અહીં આવશે એ વધામણી ગગનમનાને દેવા અમે વહેલાવહેલા સ્ટેશનેથી આશ્રમે જવા ઊપડ્યાં, અને ત્યાં પહોંચી આ ખુશખબર આપી, ઉતાવળે ખાણુંપાણી આટોપી ફરી પાછાં સ્ટેશને જવા ઊપડ્યાં કોઈ નાનું છોકરું સરખું યે ઘેર ન રહ્યું ચાલતાં કરતાં કોઈ બાળક થાકી જાય તો એને લાંબી લાંબી ડાંગ ઉપર ઝુલા કરીને લઈ આવવાનું ઠરાવ્યું ને એ ડાંગો સાથે લીધી ઊંઘનાર બાળકને ડાંગ ઉપર કેવી રીતે ઝુલાવાય એનો અખતરો અમે કરતાં ગયાં વાદળાં સાથે સાતાકૂકડી રમતી ચાંદનીનો આસ્વાદ લેતાંલેતાં અમને સ્ટેશને પહોંચતાં વાર ન લાગી એકલા જતાં જે રસ્તો ભેંકાર લાગતો તે એ રાતે બગીચાની સહેલગાહ સમો થઈ પડ્યો

સ્ટેશને પહોંચી થોડું રમ્યાં ત્યાં ડરબનની ટ્રેન આવી પહોંચી બાપુજી, શ્રી થમ્બી નાયડુ ને બીજા એકબે મહેમાનો ઊતર્યાં અમે એકેક બાપુજીને પગે લાગ્યાં અને તેમણે માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા. અને પછી આખું સરઘસ શાંત ગંભીર અને નીરવ વાતાવરણમાં ચાંદનીમાં નહાતું આશ્રમ તરફ ચાલ્યું મારી ટેવ પ્રમાણે ટોળામાંના બીજાને પાછળ મૂકી હું બાપુજીની પાસે જ પહોંચીને તેમની પૂંઠે પૂંઠે ચાલવા લાગ્યો. એમને પડખે શ્રી નાયડુ, મગનકાકા અને મિસ શ્લેશિન ચાલતાં હતાં સૌ એવા ગંભીર હતા કે અમ બાળકોને ક્ષણભરનો સમય પણ બાપુજી આપી ન શક્યા. સાધારણ સમય હોત તો આટલે દિવસે આવીને બાપુજીએ દેવદાસકાકાને, મને, કેશુ ફૂપ અને છોટમ ભૈયાને, રાધાબેન અને રૂખીબેનને કંઈક ને કંઈક પૂછ્યું હોત અને આનંદ કરાવ્યો હોત, પણ આજે તો અમારે માથે હાથ મૂક્યા એટલું જ તે પછી તેઓ ઘેર પહોંચતા સુધી ગંભીર ચર્ચા અને નિર્ણયોમાં જ ગૂંથાએલા રહ્યા.

; તેમને તથા મહેમાનોને જોતો તથા સાંભળતો રહ્યા.

જેલમાંથી બાપુજીના સમાચાર મળેલા તે મુજબ ચાળીસ દિવસની અંદર એમણે પોતાના શરીરને ઠીકઠીક સુધારી લીધું હતું. ઉપવાસના દિવસનાં થાક અને ક્ષીણતા દૂર થયા હતાં; અને છતાં એ ગઢી માસ પર બાપુજીએ ફીનિક્સ છોડ્યું ત્યારના કરતાં આજે તેમનું શરીર જાણે ચોથા ભાગનું રહ્યું હતું. સાવ લાકડી જેવા દૂબળા દેખાતા હતા. એમનો ઊંચા ઘાટનો દેખાવ લાંબો લાંબો દેખાઇ રહ્યો હતો. એમનો સાદ પણ બહુ ક્ષીણ થઈ ગયો હતો. આટલે દૂબળે શરીરે બાપુજી આટલું બધું ચાલતા શું કામ હશે? પરોઢિયે જ પાછા જવું હતું તો અત્યારે અરધી રાતે ફીનિક્સ ન આવ્યા હોત તો શું બગડી જાત? પણ બાપુજીને જેલમાંથી છૂટ્યા પછી પણ આરામ કેવો? તેઓ અતિશય દૂબળા છતા ગમગીન ન હતા, ઉત્સાહભર્યા હતા.

મને ખબર ન હતી કે કોટપાટલૂન પહેરેલા બાપુજીનું આ આખરી દર્શન છે. પણ ઘેર પહોંચતા વેંત મગનકાકાને બાપુજીએ જે અનેક નિર્ણયો સંભળાવ્યા તેમાંનો એક પોતાના સૂટ ને કોટપાટલૂન નેકટાઇ આદિને તિલાંજલિ દેવાનો પણ હતો.

બાપુજી કરતાં પણ મારૂ ધ્યાન વધુ તો શ્રી થંબી નાયડુ તરફ ખેંચાયું. તેઓની કીર્તિ ખૂબ સાંભળેલી. દક્ષિણ આફ્રિકાના સૌ સત્યાગ્રહીઓમાં સૌથી ચઢિયાતું કોણ એ વિષે અમારે ત્યા ચર્ચા ચાલતી ત્યારે ઘણા પહેલું નામ શ્રી થંબી નાયડુનું આપતા. એમને જોવાની તક મને એ જ રાતે પહેલી વાર મળી. શરીરે તેઓ બાપુજીથી ઊંચા અને જાડા હતા. વાને કાળા હતા ને નાક સારી પેઠે લાંબું ને પોપટની ચાંચ જેવું ઘાટીલું હતું. ચાંદનીના આછા અજવાળામાં તેઓ નાનાસરખા હાથી જેવા લાગતા હતા. એમનો અવાજ કોરો અને લૂખો હતો. મેં એમની જે તેજસ્વી અને ભાવભરી મૂર્તિ કલ્પી હતી એવા એ ન હતા. મારા કલ્પિત થંબી નાયડુ કરતા મેં જે પ્રત્યક્ષ જોયા એ ઊતરતી પંક્તિના લાગ્યા. પણ એમની બહાદુરી અને નિર્ભયતા બાબત મને શક ન રહ્યો. બાપુજી સાથે વાત કરતી વખતનો એમનો ધ્વનિ, એમના હાવભાવ, એમની અક્કડ ચાલ અને સૌથી વિશેષ તો એમની વિશાળ છાતી, સઘળેથી એમની બહાદુરી નીતરતી હતી.

ઘેર પહોંચ્યા ત્યારે રાતના અગિયારથી વધુ સમય થયો હતો, છતાં અમારી ઊંઘ ઊડી ગઈ હતી. બાપુજીને તથા મહેમાનોને જોવા-સાંભળવાની સાથે સાથે બાપુજીના ફળના ટોપલાની વિગત જાણીને ઘે ઊંઘ ઊડી ગઇ. એમાં સ્ટ્રૉબેરી, એવોકાડા પેર વગેરે અમારા ફીનિક્સમાં એ વેળાએ ન થનારાં ફળો હતાં. બાપુજીએ કહ્યું: 'એમાં એક તરબૂચ છે એ તુરત પતાવજો. એ ઠેઠ કેપટાઉનથી આવ્યું છે.' એ સાંભળીને તો મારી લાળ ટપકવા લાગી. રાજકોટના આકરા ઉનાળામાં તરબૂચની ચીરીઓ ખાધેલી તે યાદ રહી ગયેલી! ફીનિક્સમાં તરબૂચ એ તો જાણે સ્વર્ગનું ફળ! કેપટાઉનના તરબૂચના વખાણ સાંભળેલાં, એટલે એને માટે મન લલચાયું. પણ એટલામાં મગનકાકાએ નિર્ણય આપ્યો કે અત્યારે તો મોડી રાત થઇ છે, આવતી કાલે સવારે વાત. મને ખાત્રી હતી કે સવાર પહેલાં આ ગરમીમાં એ બગડી જશે. અને ખરે જ બીજે દિવસે એ સાવ ઊતરેલું નીકળ્યું. હાથ આવેલું અમૃતફળ આમ વેડફાયું એથી મને બહુ ગુસ્સો આવ્યો, પણ મોટા પાસે નાનાનું શું ચાલે?

રાત્રે સૂતા પહેલાં બાપુજીએ સવારે કોટપાટલૂનને બદલે પહેરવાનાં કપડાંનો નિર્ણય કરી લીધો. પણ એ વિષે આવતા પ્રકરણમાં.

(ચાલુ) પ્રભુદાસ છગનલાલ ગાંધી

# Our Friends Abroad

પરદેશી મિત્રોના પત્રો

('કુમાર' મારફત આ પત્રમિત્ર મેળવનાર: H R Desai, Box 6, MAZABUKA, (North Rhodesia)

DETROIT, Michigan (U.S.A.) Octo 6 1941

પ્રિય હરિભાઈ,

તમારો પત્ર વેલ્સ્ટન (ઓહાયો) ખાતે મારે ઘેર હમણાં જ પહોંચ્યો અને મારા બાએ તે અહીં ડેટ્રૉઈટ મોકલી આપ્યો. ડેટ્રૉઈટ એ દુનિયાની મોટરનગરી— u o city of the world ગણાય છે. હું અહીં એક વર્ષથી ક્રાઇસ્લર ઑટોમોબાઇલ કંપનીમાં રહ્યો છું. પણ હમણાં યુદ્ધરક્ષણસામગ્રી બનતી હોવાથી ચાલુ કામને અરધું કરી નાખવામાં આવ્યું છે એટલે રક્ષણસામગ્રીના કારખાનામાં જવાની તક ન મળે ત્યાં સુધી મારે અહીં થોડો વખત બેકાર રહેવું પડશે.

આવતા જાન્યુઆરીની ૨૫મીએ મને ૨૦ વર્ષ પૂરાં થશે. મારા વાળ સોનેરી ને ગૂંચળાંવાળા છે અને આંખો ભૂરી છે. ઊંચાઈ ૫ ફૂટ ૧૧ ઇંચ અને વજન ૧૭૦ રતલ છે. ગેય નાટકો અને શિષ્ટ સંગીત એ મારા શોખ છે. સ્કૉટલૅંડની બૅગપાઇપ (મશકવાદ્ય) અને હિંદુસ્તાની નાગ-મોરલી જે ખૂબ વખણાય છે તે પણ મને ગમે છે. તમારી ઢબ ઉપર જ હું ટિકિટોનો સંગ્રહ કરૂં છું, પણ અહીં ડેટ્રૉઇટ આવ્યા પછી એ નાદમાં જરા ઢીલો થઇ ગયો છું. હમણાં મને ખરી શાંત પ્રવાસમાં પડે છે તો યે ટિકિટોનો રસ તો એવો ને એવો જ છે.

આ વરસે હું અને તેવાનો (દરિયાઇ) એક ખલાસી નાયગરાનો ધોધ અને ટૉરંટો (કૅનેડા)નું પ્રદર્શન જોવા ઊપડ્યા હતા. એ રખડપટ્ટીમાં બહુ જ મજા પડી હતી. ફરી પાછા ગયે અઠવાડિયે હું અને એ ખલાસી મિત્ર અહીંથી ૩૦૦ માઇલ દૂરના પેન્સિલ્વાનિયા પ્રાન્તના પાટનગર પિટ્સબર્ગ ગયા હતા. વેલ્સ્ટનથી ૧૫૦ માઇલ દૂર આવેલું ઓહાયો પરગણાનું કોલંબસ નગર પણ મેં જોયું છે. અમેરિકન ઍર લાઈનરની P. C. A લાઈમાં પહેલી જ વાર વિમાનસફર પણ કરી છે.

દૂર દેશના પત્રમાં મારૂ સરનામું છપાયાને બે વર્ષ જેટલો લાંબો વખત થયા બાદ મને પહેલી જ વાર આ એક જ અઠવાડિયામાં બે પત્રો મળ્યા તેનો મને બહુ જ આનંદ થાય છે. યુનાઇટેડ સ્ટેટ્સની સ્ટેલીક ટિકિટો મેં આ સાથે મોકલી છે તે વડે તમારો સંગ્રહ સમૃદ્ધ કરશો. તમારા બીજા પત્ર જોડે તમારી છબિ મોકલજો. તેના બદલામાં હું પણ મારી છબિ મોકલીશ. કોણ જાણે છે આપણને મળવાનો સુયોગ પણ કોઇ વાર બને. તમારો ફોટો આવશે તો હું તમને એક વધારે ભેટ પણ મોકલીશ.

મારા બા તથા બાપુને તમે પ્રણામ લખ્યા તેથી તેઓ બહુ ખુશ થયા છે. તેમણે પણ તમને ખૂબ શુભેચ્છાઓ પાઠવી છે. તમારાં માતપિતાને જો તેઓ હયાત હોય તો મારા ભાવપૂર્વક નમન કહેજો. તમે 'તમારો વફાદાર મિત્ર' એવી સહી કરી છે તેનો અર્થ બહુ થાય છે. તમે એ વચન પાળજો તો હું મારા ભાગે આવતી ફરજ જરૂર અદા કરીશ.

તમારો વફાદાર મિત્ર

(Mr.) Tom Browman

303 West 'C' Street WELSTON, Ohio (U.S.A.)

(પત્રો મોકલનારા પોતે જ 'કુમાર'ની ઢબે તરજુમા કરી મોકલશે તો અમને રાહત મળશે, અને તે માટે અમે આભારી બનીશું —તંત્રી)

ચિરજીવીએ વિચાર કર્યો,

**'કહ્યું વધ કરો આનો**
**સ્વામીકેરા હિતેચ્છુએ।**
**મંત્રીમાં એકલો એ છે**
**નીતિશાસ્ત્રાર્થતત્ત્વવિત્॥**

એનું કહ્યું આ કરત તો એને કાંઇ અનર્થ ન થાત ને મારી આશા ફળત નહિ '

ધૂડદુર્ગનું દ્વાર આવ્યું એટલે અરિમર્દન કહે, 'આપણા હિતૈષી આ ચિરજીવીને એને ગમે એવું સ્થાન આપો.' એ સાંભળીને ચિરજીવીએ વિચાર્યું, કે 'મારે તો આના વધનો ઉપાય કરવો છે, તે મધ્યમાં રહ્યે તો ન સધાય, કારણ કે મારી ચેષ્ટા જોઈને કદાચ સાવધાન થઈ જાય. એટલે ગઢને બારણે જ રહું ' એમ કરીને તે બોલ્યો, 'નૈઋિકરાજ, સ્વામીએ કહ્યું તે યોગ્ય છે, પણ હું નીતિજ્ઞ છું તથા તારો શત્રુ છું તારા ઉપર ભલે મને અનુરાગ છે, તો હું ચોક્કો છું, તો પણ ગઢ વચ્ચે વાસ કરવો મારે ન ઘટે એટલે હું તો દુર્ગદ્વારે રહ્યો રહ્યો તારી સેવા કરીશ' રાજા કહે ઠીક.

(ચાલુ) દેસાઈ વાલજી ગોવિંદજી



# સંસારનાં શહેરો

## ૩૧-કોલંબો

આ વખતની વેળા જ્યાં જાપાનના બૉમ્બ વરસી રહ્યા છે એ કોલંબો, ભારતમાતાને ચરણે ધરાએલી ખીલેલી પદ્મકળી શા ટાપુ સીલોનનું પાટનગર ને મુખ્ય બંદર છે ૬૪૩ એકરમાં વિસ્તરેલી એની બંદરવાડ કુદરતી નહિ પણ માનવીની હાથબાંધણીની છે, ને દુનિયાભરની એવી જબ્બી બંદરગાહોમાં એનો નંબર ૧૧મો ગણાય છે, તથા બ્રિટિશ સામ્રાજ્યમાં ૫મો ગણાય છે સાત સાગરોનાં સફરી વહાણોને ખોરાક ખાવાનું ને કોલસા ભરવાનું એ અગત્યનું મથક (જંક્શન) છે.

લંકાદ્વીપને પશ્ચિમકિનારે, કલ્યાણી નદીના મુખ પર આવેલા આ શહેરનો ઇતિહાસ બહુ જૂનો નથી ઇ ૧૫૧૭થી ૧૬૫૬ સુધી એ પોર્ટુગીઝોને કબજે હતું પછી ડચને હાથ ગયું અને ૧૭૦૬માં તે બ્રિટિશ હકુમતમાં આવ્યું. ઇ.૧૮૭૫માં તેની આજની બંદરગાહ બંધાવા માંડી તે પહેલાં ૮૦ માઇલ દક્ષિણે આવેલું ગૉલ સીલોનનું મુખ્ય બંદર ગણાતું

શહેરની દક્ષિણે આવેલો 'ફૉર્ટ' નામથી ઓળખાતો લત્તાઓનો ભાગ એ તેનું મુખ્ય વ્યાપારકેન્દ્ર છે, ને ત્યાંજ 'ક્વીન્સ હાઉસ'માં ત્યાંના ગવર્નર તથા સરકારી ઓફિસોનો વાસ છે. ડચ લોકોના સમયમાં જ્યાં યુરોપિયનોનો વસવાટી લત્તો હતો તે હલ્ટ્સડોર્ફ નામના પરામાં કોર્ટો આવેલી છે પેટ્ટા નામે ઓળખાતી એશિયાઈ બજારનો નીચ લત્તો સ્વચ્છતાની દૃષ્ટિએ હવે સુધરતો આવે છે ઇ. ૧૯૧૨માં અહીં વ્યાપેલી પ્લેગની મહામારી પછી તેના જંતુઓ પ્રસારતા ઉંદરો પેસી ન શકે તેવા ચોખાના ગોડાઉનો બાંધવામાં આવ્યા છે ને એ ગોડાઉનના કેલાવા પર સડક પગથા વડે કાબૂ જમાવાયો છે. પેટ્ટા અને સી સ્ટ્રીટ (દરિયા શેરી) એ બે લત્તામાં કોલંબોની તળપદી વસ્તી વસે છે અને ત્યાં અદ્ભુત કોતરણીવાળા બે હિંદુ મંદિરો છે સી સ્ટ્રીટમાં ૩ અને ચોખાના મોટા તામિલ વેપારીઓ રહે છે.

બંદરથી ૫ માઇલ દૂર આવેલું કોટા નામનું પરૂ એ સિંહાલી રાજાઓનું આ પ્રદેશમાનું મુખ્ય શહેર હતું કલ્યાણી નદી પર આવેલા વિક્ટોરિયા બ્રિજ નામના મોટા પુલ પરથી ઉત્તરે નેગોમ્બો તથા ચિલૉ અને ઈશાને કૅન્ડી તરફ જવાના માર્ગ ફૂટે છે અને પુલને બીજે છેડેથી દક્ષિણ તરફના શહેરોનો માર્ગ શરૂ થાય છે ફૉર્ટની ઈશાને આવેલા કોલંબો સરોવરમાંથી સમુદ્ર સાથે જોડનારી નહેર કાઢેલી છે, જેથી મરજી મુજબ પાણી ઠલવી તથા ખાલી કરી શકાય છે કોલંબો સીલોનની વિદ્યાપીઠનું મુખ્ય ધામ છે, અને યુનિવર્સિટી કૉલેજ તથા રૉયલ કૉલેજ ઉપરાંત બુદ્ધિસ્ટોની આનંદ કૉલેજ તેમજ ખ્રિસ્તી ચર્ચોની બીજી ત્રણ મળી કુલ છ કૉલેજો ત્યાં છે.

સીલોનના ટાપુનું માત્ર રાજધાનીનું જ શહેર એ નથી, પણ આખા દ્વીપની વ્યાપારી, બૌદ્ધિક તેમજ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું પણ એ કેન્દ્ર છે સીલોનની ચા અને રબરની ખૂબ નિકાસ એ બંદર કરે છે

દરિયાની નજીક નીચાણના પ્રદેશમાં વસેલું હોવા છતાં કોલંબો મૅલેરિયાથી મુક્ત છે ને તેનું હવામાન બિનારોગ્ય નથા નરમ હોવા છતાં તંદુરસ્ત છે વરસે લગભગ ૮૫ ઇંચ વરસાદ ત્યાં પડે છે. ૧૯૩૧માં તેની વસ્તી ૨,૮૧,૧૫૫ની હતી, જે આજે તો વધી હશે.



Chatham Street, Colombo



Hindu temple Colombo



ઉપર કોલંબોના વ્યાપારી લત્તાનો એક રાજમાર્ગ ચૅથામ સ્ટ્રીટ; વચ્ચે તામિલોનું હિંદુ મંદિર, નીચે 'બંદરવાડ પાસેનો લત્તો.

# નવાં પુસ્તકો

'The Faith of the Artist' *by James H Cousins* (Essays and Lectures on Art. 224 pp ), Published by Kala Kshetra, Adyar, Madras, Rs 3 Postage 0 6-0

रुबाईयात उमर खय्याम (સચિત્ર) અનુવાદક-મૈથિલીશરણ ગુપ્ત, પ્રકાશક-વૈદ્ય શિવનારાયણ મિશ્ર, પ્રકાશ પુસ્તકાલય, કાનપુર, ૩-૦-૦, रेणुका લેખક દિનકર, ૨-૮-૦, दुनियाकी सेर લેખક-શ્રી યોગેન્દ્રનાથસિંહ, ૧-૮-૦, બન્નેના પ્રકાશક શ્રી રામલોચનશરણ, પુસ્તકભંડાર, લહેરિયાસરાય (બિહાર) **રાજસંન્યાસી** લેખક-'ધૂમકેતુ, પ્રકાશક ગૌરીશંકર ગો જોશી, ખાનપુર અમદાવાદ; મૌલ એજન્ટ-ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધીરોડ અમદાવાદ, ૩-૦-૦, **શરદવંદના:** સંપાદક અને અનુવાદક-રમણલાલ સોની, પ્રકાશક-એન એમ. ઠક્કરની કં પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ-૨, ૨-૮-૦

ઉપર ને આફરીન થયા. પોતે સૂચવ્યા મુજબના સુધારા એ યોજનામાં કરવાનું વચન લઈ, બૅંકના પ્રમુખ થવાનું તેમણે વચન આપ્યું. એમના નામે બૅંકને એટલી તો પ્રતિષ્ઠા મળી કે ત્રણ જ મહિનામાં બૅંકના વીસ લાખ રૂપિયાના શેરો ભરાઈ ગયા. સોરાબજી ૮૦૦ના પગારથી એ બૅંકના મૅનેજર નીમાયા ને ત્યારથી તે મરણની ઘડી સુધી તે જ પ્રવૃત્તિ અને પ્રગતિમાં ઓતપ્રોત બની રહ્યા. તે દિવસ પછીથી સોરાબજી અને સેન્ટ્રલ બૅંકનો ઇતિહાસ જુદો નથી રહ્યો.

૧૯૧૩ની સાલ આવી ને હિંદના આર્થિક વાતાવરણમાં જબરૂ વાવાઝોડું ગાજ્યું. એના ઝોકમાં મુંબાઇની સ્પીસી બૅંક ને પંજાબની પીપલ્સ બૅંક જેવી સમૃદ્ધ બૅંકો પણ ડૂબી પડી, ત્યાં નાની બૅંકોનું તો શું ગજું? અને સેંટ્રલ બૅંક તો હજુ બે વરસનું બાળક જ હતી. શાખ જવાનું ટાણું આવ્યું ત્યાં તો ફિરોઝશાહે પોતાની તમામ મિલકત તેની પાછળ રોકી દીધી. એની નૈતિક અસર બીજા ડીરેક્ટરો પર પણ થઇ ને તેમણે પણ પોતાની મિલકત બૅંકની જતી શાખ બચાવવામાં રોકી દીધી. પ્રજામાં એ અનુમાનથી વિશ્વાસ બંધાઈ ગયો કે 'બૅંકની સ્થિતિ સદ્ધર ન હોય તો ડીરેક્ટરો પોતાની મિલકતનું જોખમ ખેડે જ શાને?' અને એ રીતે ફિરોઝશાહ તથા ડીરેક્ટરોના ત્યાગ ને સાહસ તથા સોરાબજીની કાર્યકુશળતાથી સેન્ટ્રલ બૅંક એ વાવાઝોડામાંથી ઊગરી ગઈ.

આ કપરા અનુભવ પછી સોરાબજીએ બૅંકના સંચાલનમાં એવા તો મૂળભૂત ફેરફારો કરી નાખ્યા કે ગમે તેવા વિપત્કાળમાં પણ તેને આંચ ન આવે. અને આ પછી બૅંકની પ્રતિષ્ઠા પણ ખૂબ વધી ગઇ. ૧૯૨૧માં સરકારે તેને માન્ય કરી ને મ્યુનિસિપાલિટીઓની મોટી-મોટી રકમો તેમાં જમા રહેવા લાગી.

સેન્ટ્રલ બૅંકનો આ ઉત્કર્ષ કેટલાકથી સહન ન થયો. તેની માનહાનિ કરવાના અનેક પ્રયાસો થયા. કલકત્તા ક્લીઅરિંગ હાઉસે તેનો બહિષ્કાર કર્યો. વળી તેના ચોપડા સારૂ કમિશન બેસાડવાના પ્રયત્નો યે થયા. પણ એ બધું ફોગટ જ નીવડ્યું. મુંબાઇ મ્યુનિસિપાલિટીએ એમાં પોતાનાં નાણાં રાખ્યાં ત્યારે તેના એક કૉર્પોરેટરે ગપ ચલાવી કે બૅંકે તો ઝવેરાત પર મોટી રકમ કરજે ઉપાડી છે. સોરાબજીએ આ વિધાન સામે જાહેર તપાસ ચલાવડાવી અને તેની માફી મગાવી, એટલું જ નહિ પણ તેની પોતાની રકમ બૅંકમાં ડીપોઝીટ રખાવી બૅંકની વિશ્વસનીયતા કબૂલ કરાવી. બૅંક પરનો કશો આક્ષેપ સોરાબજી સહન ન કરી શકતા અને તેની ઇજ્જત સાચવવા હમેશાં તત્પર રહેતા.

આમ હિંદી તંત્ર નીચે ઊભી થએલી 'સેન્ટ્રલ બૅંક' પગભર અને પ્રતિષ્ઠિત બની. આજે તો એનો દરજ્જો એટલો વધ્યો છે કે મોટીમોટી યુરોપિયન બૅંકોએ પણ તેના ધોરણ ઉપરથી જ પોતાના ચાલુ અને સેવિંગ્ઝ ખાતાંના વ્યાજનો દર ઠરાવવા માંડ્યો છે.

બૅંક જેમ જેમ જામતી ગઇ તેમ તેમ તેના પાયા સોરાબજીએ વધુ ને વધુ ઊંડા ઉતારવા માંડ્યા ને એ સાથે જ એની શાખાઓ પણ હિંદભરમાં ફેલાવા માંડી. આજ પર્યંત એની ૫૦ શાખાઓ સ્થપાઈ છે. હિંદમાં જૉઇન્ટ સ્ટૉક બૅંકોની સંખ્યા ૮૪ની છે અને કુલ અનામત ૭૫ કરોડ રૂપિયાની છે, તેમાંથી ૨૫ કરોડ તો એકલી સેન્ટ્રલ બૅંકમાં છે.

કોઈ પણ સ્વદેશી ઉદ્યોગ બૅંકના પીઠબળ વગર ન ટકી શકે એ સત્ય સોરાબજીએ પ્રમાણ્યું હતું ને એને અનુલક્ષી, બૅંકની સ્થિતિ સદ્ધર થતાં દેશના નાનામોટા કેટલા યે ઉદ્યોગોને મદદ આપવા માંડી હતી ને કેટલાયને ડૂબતા બચાવ્યા હતા.

તાતા ઑઇલ મિલ્સવાળાઓની યોજના જ્યારે નિષ્ફળ ગઇ હતી ને દેવાળું કાઢવા વખત આવ્યો હતો ત્યારે આગગાડીમાં એ. એક તેના મૅનેજર નવરોજજી સકલાતવાળાનો સોરાબજી સાથે ભેટો થઈ ગયો. દેવાળું કાઢી લોકોની રકમ ડુબાવવી તેના કરતાં કંપનીની પુનર્ઘટના કરી, તેનું બોજ કમી કરવાની સોરાબજીએ આખી નવી યોજના રચી આપી માર્ગદોરી આપી. એ યોજના અનુસાર આજ પણ એ કંપની સુસ્થિત રહી કામ કરી રહી છે.

એ જ મુજબ માદન થીએટર્સ લિ., તાતા આયર્ન ઍન્ડ સ્ટીલ કંપની, તાતા હાઇડ્રૉલિક કંપની, આંધ્ર વૅલી કંપની, સ્વદેશી મિલ્સ, બૉમ્બે સ્ટીમ નૅવીગેશન કંપની વગેરેને આપત્તિને વખતે મદદ કરી, હિંદના વેપારઉદ્યોગમાં સેન્ટ્રલ બૅંકે પોતાનો યશસ્વી ફાળો નોંધાવ્યો છે.

દેશના ઉદ્યોગો સિવાય નાની નાની બૅંકોને પણ મદદ કરીને સોરાબજીએ બચાવી લીધી હતી. અનેક બૅંકો ઊભી થાય ને ડૂબે તે કરતાં થોડી પણ સદ્ધર બૅંકો હોય એ દેશને વધુ હિતાવહ છે એવી દ્રષ્ટિએ જ એમણે તાતા ઇન્ડસ્ટ્રિયલ બૅંક અને યુનિયન બૅંક ઑવ ઇન્ડિયાનો એમના આપત્કાળે સેન્ટ્રલ બૅંકમાં સમાવેશ કરી લીધો હતો.

સોરાબજીના વિશાળ અનુભવ અને તીવ્ર બુદ્ધિનો લાભ હિંદી પ્રજા જેટલો જ સરકારે પણ લીધો હતો. સરકારી જામીનગીરીઓમાં પ્રજાનો વિશ્વાસ બેસે તેના ઉપાયો સૂચવવા ઇ. ૧૯૨૬માં નિમાએલી સમિતિમાં સરકારે તેમને નીમ્યા હતા. ખેડૂતો પરના કરજનો બોજો કમી કરવા લૅન્ડ મૉર્ટગેજ બૅંકની યોજના પણ એમણે ઘડી આપી હતી અને સંયુક્ત પ્રાંતની સરકારની વિનંતિથી ઇન્ડસ્ટ્રિયલ ફિનૅન્સ કમિટીમાં પણ તેમણે કામ કર્યું હતું. સરકારે તેમની આ સેવાનો બદલો ઇ. ૧૯૩૫માં સરનો ઈલકાબ તેમને આપીને વાળ્યો હતો. પાછળથી એ જ સાલમાં સરકારે તેમને સ્ટૉક એક્સચેન્જ તપાસસમિતિના સભ્ય નીમ્યા હતા. સીલોન સરકાર તેમ જ હિંદના દેશી રજવાડાંએ પણ એમના અનુભવનો લાભ ઓછો નથી લીધો.

સર સોરાબજીના જ્ઞાન, દીર્ઘદ્રષ્ટિ અને સાહસિક વૃત્તિનો ઉત્તમ નમૂનો તો એ છે કે જે કામ કરવાની કોઇ પણ સ્વદેશી બૅંક હામ ન ભીડતી તે પરદેશી હૂંડીઓનું કામકાજ કરવાની હામ તેમણે ભીડેલી. થોડા જ સમય પર ઇંગ્લંડમાં સેન્ટ્રલ એક્સચેન્જ બૅંક ઑવ ઇન્ડિયા નામની હુંડીઆમણનો વ્યવહાર કરનારી બૅંક એમણે ખોલવાથી પરદેશો સાથે કામ કરનારી હિંદી બૅંકોની સગવડ ઘણી વધી ગઇ છે.

દુનિયાની નજરે આટલા મહાન ને સમર્થ છતાં ખાનગી જીવનમાં તો સર સોરાબજી તદ્દન સાદા અને આડંબરરહિત રહ્યા હતા. જાહેરાતથી એ દૂર રહેતા. ખાનગી કે જાહેર મેળાવડાઓમાં પણ તે ભાગ્યે જ દેખાતા. બારે કલાકો અને કામકાજમાંથી જ્યારે પણ થોડીક ફુરસદ મળે ત્યારે એ ફુરસદનો વખત પોતાની પત્ની અને બાળકોની સોબતમાં જ ગાળવાનું પસંદ કરતા.

સેન્ટ્રલ બૅંકની પચીસ વર્ષોની સેવા દરમિયાન એમણે એક જ લાંબી રજા લીધેલી અને તે પણ યુરોપ જઇને બૅંકોનો જાતઅનુભવ લેવા માટે જ. હિંદી શરાફીના એ તપસ્વી હતા ને એ તપશ્ચર્યા એમના જીવન દરમિયાન એકે પળ અટકી નહોતી. બૅંકિંગ, નાણાપ્રકરણ અને અર્થશાસ્ત્ર એમનું પ્રિય વાચન હતું ને એ જ એમના ચિંતનનું લક્ષ્યબિંદુ હતું. એમનું જીવન રાષ્ટ્રભાવનાથી ભરપૂર હતું, પણ રાજકારણમાં માથું મારી પોતાનું લક્ષ્યબિંદુ ચૂકવાનું એમણે કદી પસંદ નહોતું કર્યું.

હિંદી શરાફીના પિતા, ભારતના સર્વોત્તમ બૅંકર અને રાષ્ટ્રીય ઉદ્યોગોના પુરસ્કર્તા આ મહાપુરુષ આજે આપણી વચ્ચે નથી; પણ ૧૯૧૧માં ૨૫ લાખની રકમથી ખુલી અત્યારે ૨૫ કરોડની અનામત ધરાવતી સેન્ટ્રલ બૅંક એમના ચિરસ્મરણીય સ્મારકરૂપે ખડી છે. સોરાબજીના જીવનની એ યશકલગી છે, હિંદી પુરુષાર્થનું એ પ્રતીક છે.

રિકાની પદ્ધતિએ વ્યાખ્યાન-પ્રવાસો પણ યોજે છે. 'મનોહર'મા આવેલા પરિચયમાં જણાવ્યા પ્રમાણે 'એવા એક પ્રવાસમા સોળ દિવસમા એમણે છત્રીસ વ્યાખ્યાનો આપેલા. કૅનેડા જેવા કટ્ટર સામ્રાજ્યવાદી સંસ્થાનમા પણ એમણે એક પ્રવાસ કરી ત્યાના વતનીઓને હિંદીઓ વિષેનો સાચો અહેવાલ આપી કૅનેડાવાસીઓમા હિંદીઓ પ્રત્યેની લાગણી જાગૃત કરી. એમના ત્યાંના મિત્રોના જણાવ્યા પ્રમાણે, અમેરિકાવાસી હિંદીઓની છેલ્લા દસકાની સાર્વજનિક પ્રવૃત્તિનું જો સિંહાવલોકન કરવામા આવે તો ધનગોપાલ મુકરજી પછી લેખનકળામા, અને વિઠ્ઠલભાઈ પટેલ પછી વ્યાખ્યાનપ્રવાસ ખેડવામા એમનુ સ્થાન બીજું જ આવે.'

તાજેતરમા જ એમનુ એક નવું પુસ્તક બહાર પડ્યુ છે: 'માઇ ઇન્ડિયા, માઈ અમેરિકા' એમા એમણે એ બન્ને દેશોના વસવાટ દરમ્યાનના પોતાના દર્શનો આલેખ્યા છે 'સૅટરડે રિવ્યૂ ઑફ લિટરેચર' નામના અમેરિકાના અગ્રણી સાહિત્ય-સાપ્તાહિકે પોતાની કચેરીમાં એનું અવલોકન છાપી પોતાના પૃષ્ઠ પર આ સાથેનો ફોટોગ્રાફ પ્રગટ કર્યો છે. શ્રી કૃષ્ણલાલ એમા અવારનવાર લેખો પણ લખે છે. કવિવર રવીન્દ્રનાથના અવસાન સમયે એમને વિષેનો એક વિસ્તૃત પ્રશસ્તિલેખ એમણે એ પત્રમા લખેલો. હેનરી સીડલ કૅન્બી જેવા અમેરિકાના મોવડી સાહિત્યવિવેચકના તંત્રીપદ નીચે ચાલતા અને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા એ સાપ્તાહિક (સૅટરડે રિવ્યૂ ઑફ લિટરેચર)મા લખાણ આવવા તથા તેના વિવેચકના હાથે વિવેચના પામવી એ અમેરિકામાં બહુમાન ગણાય છે.

ગુજરાતના એક સુપુત્રની વિદેશમાની આવી યશસ્વી અને માનભરી કારકીર્દિ એ ગુજરાતને ગૌરવનો વિષય છે.

## માદાગાસ્કર: પૂર્વ આફ્રિકાનું સિંહદ્વાર

પૂર્વ આફ્રિકાના કિનારાથી ૨૫૦ માઈલ દૂર આવેલો માદાગાસ્કર દુનિયાનો સૌથી મોટો ચોથો દ્વીપ છે. માત્ર ગ્રીનલૅન્ડ, ન્યૂ ગીની અને બોર્નિયો, એ ત્રણ દ્વીપો જ માદાગાસ્કર કરતા મોટા છે દક્ષિણ આફ્રિકાથી ઑસ્ટ્રેલિયા, હિંદ અને રાતા સમુદ્ર તરફ કટાતા દરિયાઇ માર્ગો પર વ્યૂહની દૃષ્ટિએ માદાગાસ્કરનુ મહત્વ ખૂબ ભારે છે. તાજેતરમા જે ફ્રેન્ચ કાફલાને દક્ષિણ આફ્રિકા પાસે રોકવામા આવ્યો હતો તે માદાગાસ્કરથી નીકળ્યો હતો હિંદી મહાસાગરમા હુમલા કરવા ઘૂમનારા જહાજોને માદાગાસ્કરમા સતાઇ રહેવાના સ્થળો મળી શકે તેમ છે એ હકીકત બ્રિટિશ નૌકાદળ સમજે છે. આ દ્વીપનું ક્ષેત્રફળ અઢી લાખ ચોરસ માઈલ છે. દ્વીપની ભૂમિ અતિશય મુગ્ધકર છે પરતુ બહારની દુનિયા તેનાથી ભાગ્યે જ પરિચિત છે તેનો અર્વાચીન ઇતિહાસ ૧૮૯૫ની સાલથી શરૂ થાય છે ફ્રેન્ચોના ૬૦૦૦ શ્વેત સૈનિકો ત્યાં મૅલેરિયાથી મરણ પામ્યા બાદ ફ્રેન્ચોએ તેને છીની લઈ ફ્રેન્ચ વસાહત બનાવી હતી. ફ્રેન્ચોએ માદાગાસ્કરના ડીએગો સૌરેઝ નામક સરસ પ્રાકૃતિક બંદરને વિકસાવેલું તેમા મુખ્ય આશય તેઓ જેને બ્રિટિશ લાલસા માનતા હતા તેની સામે સાવચેતી રાખવાનો હતો હાલ ત્યા ટૉર્પિડો ફેંકનારાં જહાજોનુ એક મથક છે જ્યા સબમરીનો અને નાના યુદ્ધજહાજો સઘળી ઋતુઓમા સલામતીથી રહી શકે છે. પોર્ટ નીએવરે નામના બંદરમાં ફ્રેન્ચોએ જહાજોના સમારકામ માટે એક સૂકી ગોદી બાંધી છે ત્યા ૮૦૦૦ ટન સુધીનાં યુદ્ધજહાજો જઈ શકે છે. દક્ષિણ આફ્રિકા અને હિંદ વચ્ચે મરામતની આ એક જ ગોદી હોઈ તેની ખાસ મહત્તા છે.

માદાગાસ્કરમાં ફ્રેન્ચોની જનસંખ્યા લગભગ ૨૬,૦૦૦ છે અને હમણા સુધી એ વિશી સરકારના વર્ચસ્વ હેઠળ હતુ, પરંતુ આજે તેની સ્થિતિ મુશ્કેલ બની છે. પહેલા વિમાની સર્વિસ હતી તેથી એક અઠવાડિયામા પારીસ આવાગમન થતુ, પરતુ હાલ એ સગવડ નાબૂદ થઇ છે આ દ્વીપને ફ્રાન્સ સાથે સાંકળનારો દરિયાઇ કેબલવ્યવહાર બ્રિટિશ સ્ટેશનોમાથી પસાર થાય છે. અત્યારે દરિયામાર્ગે ઓછામા ઓછા એક માસ લેતા જહાજો દ્વારા અને શૉર્ટવેવ વાયરલેસ સ્ટેશન દ્વારા વ્યવહાર નિભાવવામા આવે છે આ દ્વીપ પરના જકાતના ભારે દરોને લીધે બીજા દેશો તેની સાથે યુદ્ધ પહેલા પણ વેપાર કરી શકતા નહોતા. એટલે માદાગાસ્કરમા તેલ, કાપડ, સુતર, ધાતુઓ, સીમેન્ટ અને બીજો ઘણો આવશ્યક માલ, જે સઘળો પહેલાં ફ્રાન્સથી આયાત થતો હતો, તેની ભારે તંગી પડતી હોવી જોઇએ.

માદાગાસ્કર દ્વીપે ભૂતકાળમા કેટકેટલા તડકાછાંયડા જોયા છે નેપોલિયનના યુદ્ધો દરમિયાન ફ્રેન્ચ વસાહતોનો કબજો બ્રિટિશોએ લીધો હતો અને પારીસની સંધિથી એ બ્રિટિશોને સુપ્રત થઈ હતી. તે સમયે ત્યાના ચાળીસ લાખ વતનીઓ પર તેમનો રાજા પહેલો રાદમ રાજ્ય ચલાવતો હતો. તેણે પોતાના સૈન્યને તાલીમ આપવા અંગ્રેજ માણસો રાખેલા અને પ્રજામા અંગ્રેજી શિક્ષણ તથા રીતરસમો દાખલ કરેલી, પરતુ તેની રાણી જ્યારે ગાદી પર આવી ત્યારે તેણે યુરોપિયનોને હાંકી કાઢેલા અને ખ્રિસ્તી થયેલા દેશીઓની કત્લ કરેલી એ પછી બીજા રાજાઓ અને રાણીઓ પણ રાજ્ય કરી ગયેલા પાછળથી બ્રિટન અને ફ્રાન્સના સબધો બગડતા માદાગાસ્કરમા બે યુદ્ધો થયા, વતનીઓએ બળવો જગાવ્યો અને ફ્રેન્ચોએ આખરે આખોય દ્વીપ કબજે કરી લીધો ૧૯૧૬મા સ્વરાજ માટે બળવો થતા રહી ગયેલો; જોકે તે પછી પરિસ્થિતિમા સુધારો થતો રહ્યો છે તાજેતરમા શિક્ષણ, વેપાર આદિ ક્ષેત્રોમા પ્રગતિ થઇ છે, પણ ત્યાના આદિવાસીઓને સ્વરાજ તો નથી જ આપવામા આવ્યુ ફ્રેન્ચ ચેમ્બરમા પણ તેમનુ પ્રતિનિધિત્વ નથી.

માદાગાસ્કરમા હાલ ૫૦૦ માઈલ જેટલી રેલવે છે અને મુખ્ય બંદર તામાતાવે તથા મધ્યપ્રદેશની ઊંચી ભૂમિમા આવેલુ પાટનગર આન્તાનનારીવો રેલવે માર્ગે જોડાએલા છે ૧૫૦૦ માઈલ જેટલા સારા રસ્તા છે સફર અને ખેતીવાડી માટે નહેરો ખોદવામા આવી છે પૂર્વ કિનારાનો પ્રદેશ તંદુરસ્ત નથી જોકે તબીબી સહાયથી, પરિસ્થિતિ સુધારવામા આવી છે મધ્યપ્રદેશની ઉચ્ચભૂમિ સ્વાસ્થ્ય માટે સરખામણીમાં સારી છે અને ઘણાખરા યુરોપિયનો ત્યા રહે છે.

ઑસ્ટ્રેલિયાની જેમ માદાગાસ્કર પણ એક વાર એશિયા સાથે સંકળાએલુ હતુ વિશી સરકાર માદાગાસ્કરને ધરીરાજ્યોને સોંપી દેશે કે કેમ એ પ્રશ્ન આજે સર્વત્ર ચર્ચાઈ રહ્યો છે. (પ્રજાબંધુ)

## યુદ્ધ અને કાગળ

છેલ્લી શોધોએ સાબિત કર્યુ છે કે બૉમ્બ અને દારૂગોળાની બનાવટમા ગુતરાઉ ચીંથરાં કરતા કાગળનો માવો વધુ વિનાશકારક નીવડે છે. અમેરિકામા હવે દર સાલે દસહજાર ટન કાગળનો માવો દારૂગોળાની બનાવટ માટે વપરાશે.

ઇ.૧૯૪૧ના છેલ્લા છ માસમાં અમેરિકાએ ૯૯,૦૦૦ ટન કાગળનો માવો બ્રિટનને દારૂગોળાની બનાવટ માટે મોકલ્યો.

એક 'યુદ્ધ જહાજ'ની બનાવટના માત્ર નકશા જ (તેના નાના મોટા અનેકવિધ વિભાગોના) દોરવા માટે ત્રીસ ટન 'બ્લુ-પ્રિન્ટ' કાગળ જોઇએ છે, યુદ્ધવિમાનના નકશા માટે ૫૦,૦૦૦ ટન બ્લુ પ્રિન્ટ પેપર, ટૅંક(બખ્તરિયા ગાડી) માટે ૨૫૦૦, માઈન્સ બૉમ્બ માટે ૨૫૦ અને ઑટોમૅટિક ગન માટે ૪૦ ટન જોઇએ છે

સંભાજીના પુત્ર શાહુને ગાદીએ બેસવા દેવા સામે ગરાદા સરદારોએ વાંધો ઉઠાવી સાતારા કબજે કર્યું હતુ અને શાહુ તેમની સામે લડતો હતો, પણ એની લડાઇની પદ્ધતિ ઠેકાણા વગરની હતી એક વાર શાહુ શિકારે નીકળેલો ને અંધારૂ થતા બાણાવાડી ગામે પટેલને ત્યા આશ્રય લીધો ગરમાગરમ ભાત આવ્યા તે ભૂખ્યોડાંસ થએલો શાહુ ઉતાવળે ઉતાવળે ખાવા જતા દાઝી ગયો. આ જોઇ પટેલની આધેડ ઉમરની સ્ત્રીએ તેને ઓળખ્યા વિના જ મર્મ કર્યો ‘તુ પણ શાહુની પેઠે કરે છે એ આજુબાજુનો મુલક કબજે કર્યા વિના પરબારો રાજધાની સાતારા ઉપર જ હુમલા કર્યા કરવામા પોતાની શક્તિ વેડફ્યા કરે છે એમ તુ પણ થાળીમા કોરે પડેલો ઠરેલ ભાત ન લેતા વચ્ચેથી જ મોટો કોળિયો ભરે છે, તો પછી દાઝે જ ને?’

કહેવાની જરૂર નથી કે શાહુને એ પટેલની સ્ત્રીની શિખામણ ખૂબ કારગત લાગી

કહેવતોના અર્થ ‘બોલે તે બે ખાય’—પ્રસંગ સમજીને સંયમપૂર્વકનુ વલણ રાખનારને ફાયદો થાય છે અને ખોટી ઉતાવળ કરી અવશ બનનાર નુકસાન વહોરી લે છે એમ દર્શાવતી આ કહેવત માટે ટુચકો છે કે બે બ્રાહ્મણો બાચ લાડુની રસોઈ કરી ‘બોલે તે બે ખાય અને ન બોલે તે ત્રણ ખાય’ એવો ઠરાવ કરી સૂઈ ગયા તેમાંનો એક મજબૂત મનવાળો મૂંગોમૂંગો પડ્યો રહ્યો, પણ બીજો અધીરો હતો તે ‘આ તો બોલશે નહિ, ને રસોઈ બગડી જશે તો ભૂખે મરીશું’ એમ વિચારી બોલી ઊઠ્યો ‘ઠીક ભાઇ, ત્રણ તારા ને બે મારા” આમ અધીરા બનનારને નુકસાન અને ધીરજ ધરનારને લાભ થયા. એવાજ ભાવાર્થની બીજી કહેવતો ‘ન બોલ્યામાં નવ ગુણ’, ‘સબરને બડી ચૂપ’ વગેરે

### ગણિતગમ્મત

પાસેપાસેની ત્રણ સંખ્યાના ગુણાકારને (જેમાં એ વચલી સંખ્યા ૩નો ભાજ્ય ન હોય તો) તેજ ત્રણ સંખ્યાના સરવાળાવડે નિ શેષ ભાગી શકાય છે દાખલા તરીકે ૧૦, ૧૧ ને ૧૨ (તેમા ૧૧ એ ૩નો ભાજ્ય નથી) લો, તેનો ગુણાકાર ૧૦×૧૧×૧૨=૧૩૨૦ થયો, ને સરવાળો ૧૦+૧૧+૧૨=૩૩

હવે ૧૩૨૦–૩૩=૪૦. (નિ શેષ)

—ભાનુપ્રસાદ વાઘારામ ઉપાધ્યાય

નુંગાત્રામાં કોફી માટે બુંદદાણા ઉગાડવાને બદલે તેના પાન ઉકાળવાનો ચાલ છે.



સ્પેનની રમણીનો શિરવેષ

### અશુદ્ધ જોડણીના અનર્થ

આલુ=ખોટો આરોપ . . . આલુ=એક મેવો
આહુત=હોમેલુ . આહૂત=બોલાવેલુ
અગુરૂ=નથી ચામડી;રેશ અગુર=લીલી દ્રાક્ષ
ઇતિ=સમાપ્તિ ઈતિ=ધાન્ય વગેરેને નુકસાન પહોચાડનાર ઉપદ્રવ
ઉરુ=વિશાળ, ઉદાર ઊરુ=જાંઘ
કુલ=એકંદર . કૂલ=કિનારો
દ્વિપ=હાથી દ્વીપ=બેટ
દારુ=દેવદારનુ ઝાડ દારૂ=મદિરા, બંદૂક ફોડવામા વપરાતુ રસાયણ
પિક=કોયલનો નર પીક=પાક, મોલ
પુંજ=ઢગલો પૂંજ=મીંડુ, અનુસ્વાર
મિલન=મુલાકાત . . મીલન=બંધ કરવું
(રમણ જમાલાલ શાહ)

મેસિના (ઇટલી)મા બાંધેલા એક ઘડિયાળની બે નવાઇ છે તે ઘડિયાળ નજીક બાર ફૂટનો ધાતુનો એક સિંહ બેવખત ગર્જના કરે છે, અને છ ફૂટનો એક કાગડો રોજ સવારે અને સાંજે ‘કૉ કૉ’ અવાજ કરે છે!

મેંદીના પાન અને લીલાં આમળાં સાથે વાટી પગને તળિયે તેની થેપલી મૂકવાથી ત્યાની તળતરમરી મટી જશે



બીજા દેશો જોડે આપણી સરખામણી કરતો આલેખ

વકીલ—તમે તો કહો છો કે તમે ભણેલા નથી, અને મારા બધા સવાલના જવાબ તો બહુ ચબરાકપણે આપ્યા.

સાક્ષી—હાજી; કેમકે મૂર્ખાઇભર્યા સવાલના ઉત્તર દેવામા ભણતરની જરૂર નથી પડતી

ઑસ્ટ્રેલિયામા Nephurus Amur નામની બકરની ગરોળી થાય છે જેના ભમવાનો અવાજ ખારી જેવો હોય છે

આ મહિનાનુ નામ–એપ્રિલ, તે પશ્ચિમ દેશોમા આ અરસામા બેસતી વસન્ત ઋતુમા પત્રપુષ્પની કળીઓ તથા કૂંપળો ખીલવા માંડે તે ક્રિયાને દર્શાવતા લૅટિન શબ્દ ‘એપેરિયો’ (એટલે ઊઘડવું) ઉપરથી પડ્યુ છે

ગયા વરસના ભયંકર હવાઇ હુમલાઓ છતા લંડનના પ્રકાશકોએ આખા વર્ષ દરમ્યાન ૧૧,૦૦૦ પુસ્તકો પ્રકટ કર્યાં હતા, જે એના આગલા વરસ કરતાં માત્ર ૨૩ ટકાનો જ ઘટાડો બતાવે છે

યુદ્ધને કારણે અમેરિકામાં ભેગવામાં આવેલા દેશભરના જુદાજુદા કૅમ્પોમા સિપાહીઓને વાંચવા માટે ૨૧૬ નવાં વર્તમાનપત્રો શરૂ થયાં છે

સામાન્યત માણસના વાળ ની લંબાઇ દયના ૪૫૦મા અંશ જેટલી હોય છે



વિખ્યાત નૃત્યકાર ઉદયશંકરે ભાઈ અશોક દેસાઇની ઑટોગ્રાફબુકમા કરી આપેલી સહી સાથે એમણે પોતાના ચહેરાની લાક્ષણિકતાઓ આબાદ રીતે ઉતારતા પોતાનો જે સ્કેચ આલેખી આપ્યો છે તે બતાવે છે કે કુમાર વયે આવેલી ચિત્રકલા એમની આંગળીઓમાંથી હજી ગઈ નથી.



**ઘોડા** — ચિત્રકાર • એ. એ. ગજ્દર

ચિની કલાપ્રકારોના કેટલાક સફળ અખતરાબાજોમાં મિ. ગજ્દરને ગણાવી શકાય. ચિની ચિત્રોની મુશ્કેલી એ હોય છે કે બ્લૉકની આ એકરંગી છાપમાં એની ખૂબીઓ બતાવી શકાતી નથી; બાકી ચિની ચિત્રકળામાં રંગની ભાત ગોઠવવાની જે કૂચી રહેલી હોય છે તેનો અભ્યાસ આ કલાકારને હાથે સારો ચડેલો જણાય છે.




## મુંબાઈ આર્ટ સોસાઍટીના પ્રદર્શનમાં આ વર્ષે રજૂ થએલી કલાકૃતિઓ

**ભાઈંદરની બજાર** — ચિત્રકાર • ડી. ડી'સિલ્વા

નજર આગળના ચાલુ દૃશ્યમાંથી માનવીના વ્યવહારનું જીવતું ચિત્ર થોડામાં થોડી રેખાઓ અને રંગોના ચોક્કસ આકારના ચપકા મૂકીને ત્વરાથી કામ પાર ઉતારી જાણતો હોય એવો આ ચિત્રકાર પ્રદર્શનમાં અજોડ રહ્યો છે

(બ્લૉક્સ મુંબાઈ આર્ટ સોસાઍટીના સૌજન્યથી)

# હરીફ આલમની "વરણી"



## આપ જાણો છો?

**'જન્મભૂમિ' શબ્દરચના હરીફાઈ**
ગુજરાતી ભાષાની સર્વશ્રેષ્ઠ હરીફાઈ છે.

ચોક્કસ-અચોક્કસ સમયસંજોગોથી પર રહીને નિયમિતપણે છેલ્લાં પાંચ વર્ષ કરતાં વધારે સમયથી તે બહાર પડે છે.

## રૂા. ૧,૭૦,૦૦૦

નાં ઇનામો આજ સુધીમાં તેણે વહેંચ્યાં છે.

૨૫,૦૦૦ (પચ્ચીસ હજાર) કરતાં વધારે હરીફ ભાઈઓ તેનાં ઈનામ જીતી ગયા છે.

દરેક વ્યૂહને અંતે જાહેર કરેલાં હજારોનાં ઈનામો અમારા ખર્ચે અચૂક મોકલી આપવામાં આવે છે.

સમસ્ત હરીફ આલમનો અપ્રતિમ ચાહ અને વિશ્વાસ સંપાદન કર્યો છે.

## તો પછી

વ્યૂહ ૫૯માં માત્ર નવ આનામાં હજારોનાં ઇનામ મેળવવાની સુવર્ણ સંધિનો લાભ જરૂર લેશો.

પ્ર૦ પત્રો માટે બે આનાની ટપાલની ટિકિટ બીડનારને છૂટક બાર પ્ર૦ પત્રો અમારા ખર્ચે મોકલી આપવામાં આવશે. વધુ વિગતો માટે જુઓ સાપ્તાહિક 'હરીફાઈ'. ત્રિરંગી મુખપૃષ્ઠ, વીસ પાનાં, છૂટક નકલ ૧॥ આનો. દર રવિવારે પ્રસિદ્ધ થાય છે.

**જ્ઞાન, ગમ્મત અને અર્થલાભનો ત્રિવેણી સંગમ**

# કુમાર કાર્યાલયનાં કલાત્મક પ્રકાશનો

**અજવાળી રાત**

કિંમત ૨-૦-૦
રજી. પોસ્ટેજ
૦-૮-૦



પંદર અજવાળી તિથિઓ જેવી પંદર રમણીય ચૂંટી વાર્તાઓનો આ સંગ્રહ, અજવાળી રાતની મધુર ચાંદનીની પેઠે, નાનાં-મોટાં, ગરીબ-તવંગર, શહેરી ગ્રામજન, સૌને એકસરખો રસ આપે એવો સર્વગ્રાહી છે. ઘરના સ્ત્રીજન કે ઓછું ભણેલા ગ્રામજન પણ સમજી શકે એવી સરળ સુબોધ, અને સૌ વિનોદ પામે એવી ચૈતન્યકારક પંદર વાર્તાઓ, વિવિધરંગી ચિત્રો અને મનોહર રૂપ-રંગની સજાવટ સાથે બેરંગી મજબૂત પૂંઠાવાળા સુંદર પુસ્તકમાં.

**અજંતાના કલામંડપો**

કિંમત ૧-૮-૦
રજી. પોસ્ટેજ
૦-૫-૦



હિંદભરના સાહિત્યમાં આ વિષયનું આટલું ચિત્રમય ને છતાં આટલું સસ્તું આ પહેલું જ પુસ્તક છે. શ્રી રવિશંકર રાવળે લખેલો અજંતાની કલાની વિસ્તૃત સમાલોચનાનો લેખ, અને પાનાને શોભાયમાન કરતાં ૬ તિરંગી ચિત્રો તથા આર્ટપેપર ઉપર છાપેલાં ૧૬ પાનાં ભરીને આલેખનો અને ફોટોગ્રાફો, તેમજ પાને પાને અજંતાનાં શોભનનાં રેખાંકનો,—આ બધું ધરાવતા આ અપૂર્વ કલાગ્રંથની ગુજરાતી તથા હિંદી બન્ને આવૃત્તિઓ મળે છે

**ગુજરાત કલા-કલાપ**

કિંમત ૧-૦-૦
રજી. પોસ્ટેજ
૦-૬-૦



કલાત્મકતા અને સસ્તાપણામાં અનન્ય એવો ચિત્રસંગ્રહ વિશુદ્ધ કલાને અત્યંત સસ્તા દરે ઘરઘર પહોંચતી કરવાનો હેતુ આ પ્રકાશન પાછળ છે. પાંચ અગ્રણી ગુજરાતી કલાકારો-ના છ પૂર્ણરંગી ચૂનંદા ચિત્રોનો આ સંપુટ, ૧૧×૧૪ના માપનાં આર્ટકાર્ડ પર ફ્રેમ માટે તૈયાર રૂપમાં આપવામાં આવ્યો છે. એક રૂપિયામાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઈએ હજી આપ્યાં નથી અને તેથી જ તેની બે આવૃત્તિઓ થઈ ગઈ. એવો જ બીજા છ ચિત્રોનો નવો સંપુટ (કલાકલાપ બીજો) પણ તૈયાર થાય છે.

**કુમારના ખાસ અંકો ૧૦૦ અને ૨૦૦**

દરેકના ૨-૦-૦
બન્ને સાથે ૩-૮-૦
રજી. પોસ્ટેજ
દરેકના ૦-૪-૦




'કુમાર'ના આ બન્ને ખાસ અંકો ગુજરાતના પત્રકારત્વમાં અનોખા યુગવર્તી પ્રકાશનો મનાયા છે. લબ્ધપ્રતિષ્ઠ ચિત્રકારો, કવિઓ અને લેખકોની ચૂંટેલી કૃતિઓથી આકર્ષક બનેલા, બીન-હરીફ કલાત્મક રૂપરંગ ધરાવતા અનુક્રમે ૧૬૦ અને ૧૨૫ પાનાના, પૂર્ણરંગી તથા વિવિધરંગી ૨૦-૨૨ ચિત્રો, ફોટોગ્રાફો, નકશા, આલેખો, વાર્તાઓ, નાટકો, લેખો, કાવ્યો, ટુચકા વગેરે શિષ્ટ, સુંદર અને વિપુલ જ્ઞાનસામગ્રીથી સહિત આ અદ્વિતીય અંકો ઘરઘર કાયમી શોભાક સાહિત્ય તરીકે સંઘરવા યોગ્ય છે

**ગુજરાતનું પાટનગર અમદાવાદ**

કાચું ૧-૦-૦
પાકું ૧-૪-૦
રજી. પોસ્ટેજ
૦-૫-૦



અમદાવાદના બાવન નામચીન સ્થાનોના ફોટોગ્રાફોનું આલ્બમ, કે જે જગતના સ્થાપત્યમાં અદ્ભુત કારીગરી તરીકે સ્થાન પામ્યાં છે, જેણે પશ્ચિમના નામચીન કલામીમાંસકોને મુગ્ધ કર્યા છે, તેની પ્રશસ્તિ સાંભળી જગત-યાત્રીઓ અમદાવાદ આવે છે, એ શિલ્પ અને સ્થાપત્યના નમૂના સમાં અમદાવાદના મકાનોનું આ આલ્બમ દરેક ગુજરાતીના ઘરમાં હોવું જોઈએ. દરેક ચિત્ર નીચે ઐતિહાસિક અને શાસ્ત્રીય માહિતી આપતી નોંધ તથા શ્રી રત્નમણિરાવ ભીમરાવ જેવા વિદ્વાને લખેલા, અમદાવાદની ચડતી પડતી ને વિકાસ વર્ણવતા વિદ્વત્તાભર્યા નિબંધ સાથે

**ગોવાલણી અને બીજી વાતો**

કિંમત ૨-૦-૦
રજી. પોસ્ટેજ
૦-૬-૦



ગુજરાતના શરૂઆતના નવલિકા-લેખકોમાં જે મોખરામાં પ્રથમ રહ્યા તે 'મલયાનિલ'ની રસનીતરતી બાવીસ વાર્તાઓ—જેમાં દસ મર્માળા હાસ્યની અને બાર મન પ્રણયની છે. 'ગોળમટોળ શર્મા'ના નામથી હાસ્યકથાઓમાં અને 'ગોવાલણી'ની વાર્તાથી પ્રણયકથાઓમાં નામના મેળવનાર અને પોતાના મૃત્યુ પછીથી વધુ મશહૂર બનનાર એ લેખકનો આ સંગ્રહ ગુજરાતના જાણીતા કલાકારોના બેરંગી ચિત્રોથી વધુ સુંદર બન્યો છે.

કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ · તથા બધા જાણીતા બુકસેલરો

# કુમાર

કાશ્મીરની હોડી ફોટો-પ્રાણલાલ પટેલ




વર્ષ ઓગણીસમું · અંક પાંચમો · મે · ઓગણીસસો બેતાલીસ ૨૨૧
તંત્રી · રવિશંકર મહાશંકર રાવળ : સંપાદક · બચુભાઈ રાવત


આવતી કાલનાં નાગરિકો ઘડતું આજનાં ઘરોનું માનીતું માસિક







**કુમાર પ્રત્યેક અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે બહાર પડે છે**

મુદ્રક બચુભાઇ રાવત, તંત્રી અને પ્રકાશક-રવિશંકર રાવળ, કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય ૧૪૫૪ રાયપુર અમદાવાદ. વાર્ષિક રૂા. ૬, પરદેશના રૂા ૭॥, પરદેશના ૧૨ શિ., છૂટક દસ આના મુંબાઇમાં: કુમાર ઑફિસ, ૧૩૬-૧૪૨ મેડોઝ સ્ટ્રીટ, આર આર શેઠની કું અથવા રાજા પ્રપર્ટી પ્રિન્સેસ સ્ટ્રીટ. વડોદરામાં નૂતન ફોટો સ્ટુડિયો, રાવપુરા



ગાડારસ્તો

ફોટો · આબીદમિયાં સૈયદ · પાલનપુર

(એક્સપોઝર ½ સેકંડ F·8 ફિલ્ટર-લાઈટ યલો ફિલ્મ પૅનક્રોમૅટિક)

વર્ષ ૧૯  અંક ૫

મે · ૧૯૪૨

# ચપટી રાખ

· પૃથ્વી ·

હતા મનુજ તેય ને મનુજ હું ય છુંઃ કિન્તુ ના
જરીક પણ સામ્ય છે જીવનના પ્રવાહો મહીં!
પડ્યા સુગત-કર્ણ બોલ જનશૂન્ય રાત્રિ મહીં,
સુતપ્ત રણવાલુકામહીં સુણ્યા ફરી ઈશુએ;
અને વતનથી ય દૂર, પશુતાભર્યા વર્તને
(મનુષ્ય પ્રતિ માત્ર માનવી જ જે શકે દાખવી)
મનુષ્યરચિયા કઠોર જડ વર્ણભેદો મહીં
સુણ્યાં જ વળી ગાંધીએ વચન તે ફરી કારમાં!

મને ન પથચિહ્ન! ના નયનનો ઇશારો જરી!
મને ન શિર પે ઝગન્ત નભતારકો કહે કદી!
અનેક મહીં એક હું ય વણજાર આ વિશ્વની
મહીં ભળી જઉં વિના જીવનધ્યેય કો;–કિન્તુ શું
શકીશ થઈ હું ન રાખ ચપટી ય?—જે કોઈ દી
ઉડી દુરિત કોકની તણખ કારમી ઠારશે?

**સ્નેહરશ્મિ**

—

જનશૂન્ય રાત્રિમાં બુદ્ધને, પૅલેસ્ટાઈનના ધીકતા રણોમાં ઈશુને કે વતનથી દૂર પારકા પરદેશમાં કઠોર રંગભેદોનો પશુતાભર્યો અનુભવ કરતાં ગાંધીને કાને પડ્યા હતા એવા, જનપશુજગનો કલ્યાણયજ્ઞ રચવાનો આદેશ આપતા અદૃષ્ટના પ્રેરણાબોલ કાને પડવા જેવું મારું સુભાગ્ય નથી, હું ય તેમના જેવો માનવ છતાં અમારા જીવનમાં કશું જ સામ્ય જણાતું નથી, તો શું, આ જગતના અન્ય મનુષ્યોની જેમ કશા જ જીવનધ્યેય વિના મારે પણ વિશ્વની વણઝારમાં વિલીન થવાનું જ રહેશે?—એમ વિમાસતું કવિનું અંતર ઝંખે છે કે હું એક ચપટી રાખ પણ નહિ બની શકું, કે જેથી ક્યાંક, કદિક, કોઈક દુરિતના તણખાને ઠારવાની યે જનસેવા કરી શકું?

# કડવી બદામ

· મિશ્ર ·

'એકાદશી બીજી ભલે તું ના કરે,
પરન્તુ આજે નહિ એવું ચાલશે;
એકાદશી દેવપ્રબોધિની આ
કર્યાતણું પુણ્ય ઘણું ગણાય છે.'
દાદાતણા સાંભળી બોલ આવા,
મારે ન ઇચ્છા કરવાતણી છતાં
એકાદશી આ કગને કરી હતી.
ત્યાં બાર વાગ્યા, પડી પેટ ફાળ,
ભૂખેથી મારો જીવ તો મુંઝાય!
ફરાળનું મોઢું થશે હું જાણી,
ફફોસતો સર્વે ડબા કબાટ
ઘણી ઘણી શોધ પછી પરિશ્રમે,
ત્યાં હાથ લાગે જ ડબો બદામનો;
ફબો ફબો આકૃતિ આપનો હું
બદામની, મૂઠીથી મુખકુહરમાં.
અચિની ત્યાં તો કડવી બદામ જે
ચવાઈ મારાથી ગઈ અજાણમાં
'થૂ' 'થૂ' કરી હું થૂકો નાખવા મથ્યો,
બદામ ચાવેલી બધી મુખથી.
મીઠી બદામો પછી આંખીચાખી
આપી ઘણી, તોય પરંતુ પેલી
બદામ એની કડવાશ ના ખમી;
પરંતુ એથી ઊલટું મને તો
મીઠી બદામો કડવી જ લાગતી
મેં તે સમે કારણ એનું શોધવા
કર્યાં હતા શક્ય પ્રયત્ન વ્યર્થ,
પરન્તુ આજે જ જવાબ એ જડે
કે માનવી જિંદગી આખી એવી છે.

**અંબાશંકર જોષી**

# યાચના

તારા શુભ્ર ચરણ હું નવ રાજ્ય યાચું,
યા સ્વપ્ન શા તુજ મનોહર સ્વર્ગ વાચું,
મારે પીડિત તુજ વિશ્વતણા જનોના
આંસુતણા વિલયની જ ફરે તમન્ના
એ એક-એક ક્ષણ ઓ જગદીશ આપ.
બંધુત્વભાવ સહુ માનવજાતનાનો
ને ભાઈના હૃદયમાં નિજ ભાઈ માટે
વાત્સલ્યનાં ઝરણ ત્યાગની ભાવનાની
ઝાંખી કરે મનુજઅંતર, તે ક્ષણે તો
તારે ય આ વિલયનૃત્યની ના અગત્ય
આ અલ્પ આશા કરશે મુજ પૂર્ણ, દેવ?
ને અર્ધ્ય દગ્ધ કરતા લઈ તું મહાગ?

**હૈદરઅલી હુસેન જીવાણી**

આ પૃથ્વીના ગોળ સમાન સત્ય
સમગ્ર દેખાય ન એકદમ.

**ર. સો.**

કે સાઠ વર્ષના મોટમાદ્વન અને શુભ્રી ઢબની ગોળ ટોપીમાં માત્ર ચૂડગુ ઊતરીને ઘરમાં દાખલ થયા. એ જ રાયબહાદુર જલાનબાબુ હશે એમ તરત કલ્પી શકાયુ. અમે પણ વાગોવાસ પ્રવેશદ્વાર આગળ પહોંચ્યા, અને જેવું મારું કાર્ડ મોકલ્યુ તેવા જ તેઓ કપડાં ઉતારતા ઉતારતા બહાર આવ્યા અને 'પધારિયે મહારાજ' કહી બહુ ભાવ ને સત્કારથી અમને આદર લઈને બાજુના એક નાના ખંડમાં જાજીતકિયાની જમીન-બેઠક ઉપર બેસાડી પોતે કપડા બદલવા અંદર ગયા એ તકિયાઓની ચારે પાસ જૂની કાંસાની મૂર્તિઓ, કલા વિષે તેમના ચાલુ વાચનના પુસ્તકો, ટેલીફોન વગેરે પડ્યું હતુ તે પરથી લાગ્યુ કે તેમનો કળાનો રસ ઉપલકિયો નહિ, પણ વિશાળ વાચન અને અનુભવ તથા પ્રવાસોના આધારે જમેલો હતો પોતે લખપતિ હોવા છતા કલાકારો અને વિદ્વાનોનો સત્કાર કરતા જે વિનય અને નમ્રતા દાખવે છે તે આદર્શ અને દૃષ્ટાંત રૂપ છે.

## કળાનું આશ્રયસ્થાન

● થોડીવારે તેઓ ધોતિયુ અને પહેરણ પહેરી આવ્યા અને નોકર પાસેથી કૂંચીઓ મગાવી દ્વારપ્રવેશની વચલી ગૅલેરીમાંના કબાટોમાં બહુ જતનથી ગોઠવેલી પોતાની અમૂલ્ય કલાકૃતિઓ જાતે જ બતાવવા લાગ્યા થોડીવાર તેમણે અમારી પરીક્ષા પણ કરી કે આગંતુકો બતાવેલી વસ્તુઓમાં કેટલો રસ લઈ શકે એવા છે એમની કલાભિરુચિએ માત્ર હિંદની જ નહિ પણ ચીન, જાપાન, ઇટલી, ફ્રાન્સ, હોલૅન્ડ વગેરે દેશોની પણ અપ્રતિમ અને અમૂલ્ય ચીજોનો આદર કર્યો

[illegible] દુનિયાના કોઈ કોઈ ખૂણેથી હાથીદાંત, અકીક, જેડ, હીરા, પન્ના, [illegible] લેન, લાખ આદિની બનાવટો, ચિત્રકૃતિઓ અને સામગ્રીઓ [illegible] કરાવે એવા ગુણોવાળી એમણે મેળવી છે અને તે દરેકની બારીકી [illegible] પૂરી પિછાની છે હિંદનુ હાથીદાંતકામ બતાવી તે સાથે જાપા[illegible] પણ એક અજબ દાંતકૃતિ બતાવી ત્યારે લાગ્યુ કે કુશળ આંગળીઓ [illegible] કેટલાંક સર્જનોની હરીફાઈ કરી શકે છે લાલ માણેકમાં કરેલી [illegible]મૂર્તિ, ચીનાઈ જેડના આકારો, એ પથ્થરમાં કુદરતે ઉતારેલા [illegible]ના રેસાનો માનવ કળાએ કરેલો સાર્થ ઉપયોગ વગેરે મને નવા જ પ્રમાણ જોવાના મળ્યા ફ્રાન્સના રાજા સોળમા લૂઈની ઇતિહાસ-પ્રસિદ્ધ રાણી મેરી આન્તાનેત જે જબરી કલારસિક હતી તેના મહેલની પાંચ ખુરશીઓ તેમને ત્યાં જોવાની મળી ત્યારે કથાલેખકોના વર્ણન પાછા પડતા લાગ્યા જાપાનમાં મેં સાત્સુમા સમયના વાસણોની પ્રશંસા સાંભળી હતી તેનુ એક પણ પાત્ર બજારમાં ઉપલબ્ધ નથી, એટલે એ કેવા હશે તે જાણવાનુ મન રહી ગયેલુ. જલાનબાબુએ એક કબાટ ખોલી સાત્સુમા સમયનો એક મોટો કૂંજો બતાવ્યો ત્યારે મેં આશ્ચર્ય અનુભવ્યું. તેની ઉપર હાથ ફેરવ્યો, તેની મોહક ઝીણી ચળકી ઉપર નજર ઠરાવી અને અસંખ્ય ચીનાઈ પ્યાલારકાબી કરતા તેની કિંમત કેમ વધી છે તે અનુભવ્યુ

ઘરનો એકેએક ખંડ અનેરી વસ્તુઓથી શણગારીને ગોઠવેલો હતો. બે કલાક થયા આવ્યા છતા ઘણું જલદી પતાવતા યે તેમના ચિત્રો અને ગ્રંથોનો ખંડ તો બાકી જ રહ્યો. તેમની વાતોમાં રસ, પ્રેમ અને આદર હતા, સાથે વાર્ધક્યનુ વાત્સલ્ય પણ વરસતુ હતું બહાર બીજા મહેમાનો આવી પહોંચ્યા હતા છતા અમને વિદાય આપવાની જરા યે ઉતાવળ તેમણે ન કરી. જળ અને ફળાહાર મગાવ્યા અને ગંગાને કિનારે ગુંબજની અગાસીમાંથી પૂર્ણિમાનો ચંદ્ર રૂપ રેલાવી રહ્યો હતો ત્યાં એમના એ આતિથ્યે અમને આભાર અને આશ્ચર્યની સીમા ભુલાવી દીધી વાતવાતમાં તેમણે મારી પાસેના ચિત્રો જોવા ઈચ્છા બતાવી અને તે નિમિત્તે બીજા દિવસ માટે અમને સર્વેને



જલાનબાબુએ કબાટ ખોલીને જાપાનના સાત્સુમા સમયનો અમૂલ્ય કૂંજો કાઢીને મને બતાવ્યો.

જમવા નોતર્યા અલ્પ પરિચયે એ આમંત્રણ સ્વીકારવુ કે નહિ તેનો ક્ષોભ હું અનુભવી રહ્યો હતો ત્યાં એમણે કહ્યુ કે 'આપ જરૂર પધારિયે, આપકા જૂઠા (એઠ) મેરા ઘરકો પાવન કરેગા' વિનયશીલતાની હદ થઈ ગઈ અને અગાઉથી એ આમંત્રણનો અસ્વીકાર ન થયો

## વિશેષ પરિચય

● બીજે દિવસે સાંજે અમે મમયમગ ગયા ત્યારે એમણે કેટલાક ગ્રંથો કાઢી રાખ્યા હતા, ઉપરાંત મુઘલ સમયના વસ્ત્રો, છીંટો, રૂમાલો આદિ જોયા ત્યારે અમારી ખાત્રી થઈ કે એ સમયના ચિત્રોમાં કે ચિતારાઓએ ચિત્રોનાં પાત્રો પર જ્યાં યે ખોટું ગોઠવું કે કલ્પના દેખાડ્યા નથી એ જમાનાના તંબુની કનાતનો એક જ ટુકડો જોયો તો તે આખો સોનેરી ભરત પર ગુલાબના ગુચ્છાથી ભરેલો હતો એવા તંબુની એક આખી છત તેમના એક ખંડમાં છતની જગ્યાએ જડાવેલી હતી, અને સાથે જ ભીંત પર એક ચિત્ર હતુ તેમાં એ જ રંગ અને ભાતવાળી છત બતાવેલી હતી આમ એમણે દરેક મળેલા પદાર્થો અને કૃતિઓને તેમના મૂળ પ્રસંગો ને સ્થાન સમેત સમજવા ખૂબ પ્રયત્ન કર્યો હતો. જે અઢળક ધનસાધન વગર અશક્ય જ બને એક ખંડમાં શ્રી અવનીબાબુએ પોતાના પૂર્વ કાળમાં [illegible] કરેલુ એક ઑઇલ પેઇન્ટિંગ પણ જોયુ

તેમણે મારી પાસેના ગુજરાતના ચિત્રપટો (ઓળિયા) જોયા એટલે પોતાના સંગ્રહમાંથી નેપાળનો એક સુંદર ચિત્રપટ બતાવ્યો, જેમાં કોઈ રાજકુમારનો જીવનવૃત્તાંત આલેખેલો હતો

જમવાના ખંડમાં એમણે બધી બાજુએ આરસની કરાવેલી હતી ત્યાં કેટલાંક શસ્ત્રો પણ જોયા એક દ્વાર ઉપર હૉલૅન્ડમાં બહુ વિરલ ગણાતા ચીની ચારસા બહુ ઉચિતરીતે જડાએલા હતા પોતે સાથે બેસી પોતાના અનેક અનુભવો કહ્યા, જેમા પોતે યુરોપ આખો ઘૂમી આવ્યાની વાત કરી પણ ત્યાં હૉટેલમાંથી પાણીનો લોટો યે લીધો નથી એ હકીકત કહી આવા સંસ્કારયુક્ત પણ મહા શ્રીમંત કલાભક્તનો પરિચય અને મેળાપ મને જીવનની ધન્ય પળ લાગી રાતના દસ વાગ્યે વિદાય લેતાં લેતાં તેમના ભાવનો છેલ્લો શબ્દ એ હતો કે 'મહારાજ, પુન: [illegible] આવેંગે તો મેરે હી મકાન પર ઠહરના પડેગા'

ર. મ. રા

મુદ્દાએ તેનો વિચાર કરીને અત્યારથી જ આપણે એની વસ્તુ જોઈએ જેમ અનાજનું તેમ વસ્ત્રોનું કાપડ શહેરોમાં—ખાસ કરીને મુંબઈ, અમદાવાદ જેવા શહેરોમાં—તૈયાર થાય છે. મીલોમાં કાપડ ગમે તેટલા પ્રમાણમાં તૈયાર થાય તો પણ જો રેલવે કે મોટરનું સાધન ન હોય તો દૂરદૂરનાં ગામડાંઓમાં તે પહોંચાડવાની મુશ્કેલી તો રહે જ. પરંતુ મીલોને કોલસાનો દુકાળ ક્યારે પડશે એની કલ્પના આવવી મુશ્કેલ છે કોલસાની ખાણો પર આક્રમણ પડે અગર રેલવેના વેગનોની તંગી પડે તો મીલો કોલસાને અભાવે અટકી પડે આમ બને ત્યારે કાપડનો દુકાળ પડે પરંતુ જો પહેલાં જ ગામેગામ ખપ પૂરતી ખાદી ઉત્પન્ન થાય તેવી યોજના અમલમાં મુકાય તો કાપડનો દુકાળ કોઈને નડે નહિ



આજ સુધી એકબીજા દેશો પરસ્પર માલની ખરીદી બાબત કરારો કરતા પરંતુ હવે દેશદેશો વચ્ચે અવરજવરના સાધનો બંધ પડતાં નજીકના ગામો વચ્ચે આવી જાતના કરારો થવા જોઈએ એક તાલુકામાં ઘઉં પાકતા હોય અને બીજા તાલુકામાં જુવાર પાકતી હોય તો બંને એકબીજાની પેદાશનો વિનિમય કરી શકે એ જ પ્રમાણે કપાસ અને અનાજનો વિનિમય થઈ શકે

અન્ન અને વસ્ત્ર ઉપરાંત લોકોને રહેવા માટે મકાનો તેમજ ખેતી અને ખાદી માટેના ઓજારો તૈયાર કરવા માટે સુતાર, લુહાર, કડિયા, કુંભાર, દરજી, મોચી વગેરેની જરૂર પડે આ બધા વર્ગો દરેક ગામમાં નથી હોતા બહારના ગામથી શહેરોમાંથી—આવતા લોકોમાંથી આ કામ ઉપયોગી થાય તેઓને રોજી આપી શકાય બહારથી આવતા લોકોની શક્તિ અને આવડત જોઈને તેમનો ઉપયોગ થઈ ગામડાંઓના નાના ઉદ્યોગો બધાને એકબીજાની ઔદ્યોગિક કેળવણીના વિનિમય થઈ શકે

આ બધું થયા પછી માનવજીવનને લાભકર્તા એવા બીજા ઉદ્યોગધંધાઓનો પણ વિચાર થઈ શકે. દા. ત. મકાન તૈયાર થયા પછી રાતને વખતે તેને પ્રકાશિત કરવા માટે દીવો જોઈએ ઘાસલેટ ન મળે તો દીવેલના કોડિયા વાપરવા પડે આ કોડિયાને બદલે કોઈ શોધકવૃત્તિનો વિદ્યાર્થી વધુ સારો પ્રકાશ કઈ રીતે મળે તેનો વિચાર કરી તેવું તેલ અથવા તેને માટે અનુકૂળ દીવાની રચના શોધી કાઢે જમીનની સંપત્તિનો ઉપયોગ કઈ રીતે થઈ શકે તેનો વિચાર કરવો ઘટે



આ બધા વિચારો કરતી વખતે યંત્રો આપણા દુશ્મન છે એ માન્યતા રાખી યંત્રોનું નામનિશાન નાબૂદ કરવાની વૃત્તિ રાખવાને બદલે જો કોઈ યંત્ર હોય તો જરૂરી સુધારી શકાય તેવું, અને માણસને યંત્રના અભાવે પરાધીન ન બનવું પડે તેવો ખ્યાલ રાખવો જોઈએ

મોટા શહેરોમાં કારખાનાઓ ખડકાયા છે તેને બદલે નાના પાયા ઉપર નાનાંનાનાં કારખાનાં બેકાર માણસોને રોજી મળે તે માટે મોટા ગામડાંઓમાં ઊભાં કરી શકાય પરંતુ એ કારખાનામાં વપરાતી કોઈપણ વસ્તુ એવી ન હોય કે જેના વગર કારખાનું અટકી પડે વળી એ કારખાનાઓ બેકાર માણસોને કામ આપવા માટે છે એ ખ્યાલ મુખ્યપણે રાખવો જોઈએ, અને ઘણા માણસને બેકાર બનાવીને થોડા માણસને રોજી આપવા માટે અને એથીયે થોડા માણસોના હાથમાં સંપત્તિ એકઠી કરવા માટે કારખાના છે એ ખ્યાલ કાઢવો જોઈએ.

આ બધો વિચાર કૉલેજના મોટા વિદ્યાર્થીઓ અને નિષ્ણાતો કરી શકે. એ માટે જરૂરી અભ્યાસ કરવા પુસ્તકો વાંચી તેની યોજના તૈયાર કરવી અને અમલમાં મૂકવી જોઈએ

કટોકટીના આપત્તિના કાળમાંથી પસાર થવા માટે કેવી યોજનાઓ અને યોજનાઓનો જ વિચાર કરવો જોઈએ એમ રખે કોઈ માની લે. ગામેગામના પ્રશ્નો થોડેઘણે અંશે વિવિધતાવાળા હોય જ છે. નાનાં ગામડાં અને મોટા કસ્બાની ગામોના પ્રશ્ન નિરાળા હોઈ શકે પોતે જ્યાં રહેતા હોય ત્યાં આગળ ભેગા થઈ ગામને આફતમાંથી સલામત રીતે પાર ઉતારી શકીએ તેનો વિચાર કરીએ અને તેને માટે જે કોઈ યોજનાઓ અમલમાં આવતી હોય તેમાં પૂરેપૂરો સાથ આપીએ. આવી યોજનાઓ સાથે કોઈ મતભેદ હોય તો તેવા મતભેદોને આગળ કરી યોજનાને સાથ આપવામાંથી ખસી ન જઈએ તેમજ બીજાના મનમાં મતભેદો ઊભા ન કરીએ યોજનાનો અમલ કરનારાઓના તેવા વિચારકો સાથે યોજનાને વધુ સંગીન બનાવવાના મુદ્દાઓ ચર્ચી શકાય

શાળાંત પરીક્ષા આપીને જેઓ બહાર પડવા વતનમાં આવેલા વિદ્યાર્થીઓ પોતાના ભાવિ અભ્યાસની અને ભાવિ કારકિર્દીનો વિચાર કરે છે તેમની નજર સમક્ષ અભ્યાસની દાક્તરી, ઈજનેરી, અને બીજી ઔદ્યોગિક શાખાઓ આવીને ઊભી રહે છે આ બધી શાખાઓનો આજે છે તે સ્વરૂપમાં ભવિષ્યમાં કેટલી ઉપયોગી થઈ શકશે એ પણ એક વિચારવાનો પ્રશ્ન છે. વિદ્યાની આ શાખાઓના અભ્યાસમાં ઘણું મોટું પરિવર્તન કરવું પડશે, હાલની કેળવણીની પ્રથામાં પણ મુળભૂત ફેરફારો કરવા પડશે. સરકારી તંત્ર ચલાવવા કારકુનો તૈયાર કરનારી અને વિદ્યાર્થીઓમાં વિચારોની પરાધીનતા લાવનારી આજની કેળવણી ભવિષ્યમાં સ્વાધીન ભારતમાં નકામી થઈ પડશે. વર્ધાયોજના કે એવી કોઈ કેળવણીની યોજના ભવિષ્યમાં અમલમાં આવશે એની સાથ હાલની દાક્તરી ઈજનેરી કે બીજી શાખાઓ બંધ બેસતી નહિ આવે

કોઈ વિદ્યાર્થી કહેશે કે એ બધા મૂળગત ફેરફારો થતાં થશે ત્યારે થશે, પણ અમારે આવતા જૂન માસમાં વર્ગો શરૂ થાય ત્યારે શું કરવું?

આવા વિદ્યાર્થીઓએ એટલું સમજી લેવું જરૂરી છે કે હાલની યુનિવર્સિટી જે કેળવણી આપે છે તે વગર કે યુનિવર્સિટીની છાપ વગર આ દુનિયામાં જીવવું મુશ્કેલ છે એ જાતની વિચારસરણી નકામી છે

જ્યાં અન્ન અને વસ્ત્રની વાત પહેલી જરૂરની હોય ત્યાં દરેક યુવાને દેશને અન્ન અને વસ્ત્ર પૂરતા પ્રમાણમાં મળી રહે તે ખાતર અન્નવિદ્યા ને વસ્ત્રવિદ્યા સૌ પહેલાં શીખી લેવા જોઈએ આ માટે જ્યાં જ્યાં કૃષિવિદ્યાલયો કે ખાદી વિદ્યાલયો હોય ત્યાં ત્યાંથી અભ્યાસક્રમ મંગાવી પોતાને અનુકૂળ હોય ત્યાં અભ્યાસમાં જોડાઈ જવું જોઈએ

હાલ જે કટોકટીના સમયમાંથી આખો દેશ પસાર થઈ રહ્યો છે તેવો સમય કદાચ હજારો વર્ષોથી નહિ આવ્યો હોય સમગ્ર દેશ ઉપર આપત્તિ આવી પડી હોય ત્યારે તે આપત્તિમાંથી આ દેશ કેમ પાર ઊતરાય તેનો દરેક વિદ્યાર્થીએ પહેલો વિચાર કરવો જોઈએ તેઓ જો આજે ફરજ ચૂકશે તો તેઓ પોતાની જાતને જ નહિ, પણ ભવિષ્યની પ્રજાને અને દેશને નુકસાન કરી બેસશે

આજે શું કરવું તેનો વિચાર કરી અમલ કરવા લાગી જશું તો આવતી કાલ આપોઆપ સુધરી જશે આવતી કાલના દીવાસ્વપ્નો રચવામાં આજનો સમય વેડફી નાખીશું તો તેથી નથી આજ લાભ થવાનો કે નથી ભવિષ્યમાં લાભ થવાનો આજની મુશ્કેલીનો નીકાલ કાઢશું એટલે તેમાંથી પ્રજાને સાચી તાલીમ મળશે; સ્વરાજની ભાવના ઊભી થશે, મુશ્કેલી દરમ્યાન ગભરાટ વગર હિંમતથી કામ લેવાની તાકાત આવશે, તેમાંથી જ આપોઆપ પ્રજાનું સાચું ઘડતર થશે ને આવતી કાલની નવી સમાજરચના પણ તેમાંથી જ વિકાસ પામશે

વેણીલાલ બૂચ



દીવાળીના દિવસોમાં ભીંજવેલું ગોદડું શરીરે વીંટી હાથમાં દારૂની મેરીઓ લઈ સામા પક્ષને મોરચાથી દૂર ભગાડતો

# ગવર્નર

## —સરકારનો નીમેલો નહિ, પણ એની મર્દાનગી જોઈ ગામલોકે બિરદાવેલો

દસ વરસ શહેરમાં રહ્યા પછી આજે ગામ પાછો ફર્યો હતો. ગામના લોકો માનતા કે હું શહેરમાંથી કંઈ લઈને આવ્યો છું. પણ હું જ જાણતો કે શહેરે મને શું આપ્યું હતું. કિશોર વયના તોફાનો, તનમનાટ, નિખાલસ દિલ અને જુવાનીની મહત્ત્વાકાંક્ષાઓ, જોમ, જોવન, હમદર્દી અને બીજાઓ માટે કંઈ કરવાની ધગશ, બધુંય લઈ લીધું હતું અને તેના બદલામાં આપ્યું હતું—ખોટું ડહાપણ, વાણીની ચાલાકી, કપડાંની ટાપટીપ, અને શક્તિ ખોઈ બેઠેલું નિર્બળ માનસ.

ફરીથી મારા એક મિત્રને આવતો જોયો. એનામાં ન હતા સંસ્કાર, ન હતું ભણતર કે ન હતી સામાન્ય શહેરી સભ્યતા. છતાં એ ગવર્નર હતો. અને બધાય એને ગવર્નર કહેતા. સાહુડીના શિંગોળિયા જેવા માથા ઉપર વાળ, તેમાં અડધા કાળા ને અડધા ધોળા. દરજીમાંથી ખરીદેલો ગળાથી પગ સુધી પહોંચતો લાંબો કોટ, અને મોની બંને બાજુએ બે સળગતી બીડીઓ. આ એનું વ્યક્તિત્વ.

'સાહેબજી, માધુભાઈ' કેમ, ક્યારે આવ્યા? બઈસાબ બહુ વર્ષે પધાર્યા. હવે તો મોટા માણસ થઈ ગયા નહિ? અમારા સામું પણ શાના જુઓ?'

'મોટા થયા, ગવર્નર? તને બહુ? બીજા બધાય પણ તું—'

'બઈ, તમેય ગવર્નર કહો છો? આખા ગામના લોક તો ગાંડા છે—જેમ તેમ બોલે. પણ તમે બોલો ત્યારે તો જરૂર દુઃખ થાય.'

'અરે ગાંડા, એવું તે કંઈ હોય? ચાલ, ચહા પીએ' મેં તેનો વાંસો થાબડતા કહ્યું.

'ના ભઈ, આજે તો હું પીવડાવું' એમ કહી મને તે હોટેલમાં લઈ ગયો.

હોટેલના માલિક જગુકાકાએ અમને આવકાર આપ્યો અને ખાંડ સાફ કરી ચહા બનાવતાં બોલ્યા, 'કેમ ભાઈ મઝામાં તો છો ને? હવે અમને પણ ત્યાં નોકરી દે ને. આ કોલસા ફોડી ફોડીને તો જિંદગી પૂરી થવા આવી.'

મારા જૂના સ્મરણો તાજા થયા. આ હોટેલ, આ જગુકાકા. મૂળ તો મુંબઈની શેર બજારના સારા વેપારી, પણ ભાગ્ય ફરતાં બધું ગુમાવ્યું ને ત્યાંથી ભાગી, અહીં આવી આ હોટેલ માંડી. ગામના નોકરી અને રખડેલ ગણાતા છોકરાઓ ત્યાં જ ચહા પીતા, અને હજુ પીએ છે. પૈસા હોય તો પૈસા આપીને, અને નહિ તો કોટડીમાંથી નીતારીને ચહા પીતા અને સંતોષ માનતા. દરેકને ત્યાં આશ્વાસન મળતું. કાકા પોતાના જીવનના અનુભવો સંભળાવતા અને શિખામણ દેતા. પણ 'કોઈની શિખામણ કાને સુધી' ગણી અમે ચહા પી ઊઠતા. એક કાને સાંભળેલું બીજે કાને નીકળી જતું. હું અને ગવર્નર કાકાના કાયમના ઘરાક.

'કાકા, દૂધ જરા વધારે નાખજો હો.' ગવર્નર બોલ્યો ને કાકા સ્વભાવ પ્રમાણે ધુરક્યા, 'બેસ, હવે ડાહ્યલા. અહીં બેસી બેસીને તો આવડો મોટો થયો ને હવે મને શિખામણ દેવા આવ્યો છે? જાણે કાકાને કંઈ ખબર જ નહિ હોય.'

ત્રણેએ સાથે ચહા પીધી. ગવર્નરે રકમ નક્કી પૈસા મૂક્યા. કાકાએ સાડલી હાથમાં લીધી ને ફગાવી: 'ઉડાવ નહિ તો—પૈસા આપવા આવ્યો છે' એમ કહી ગલ્લામાંથી પૈસો ફેંક્યો. 'લે જા, પાન લઈ આવ' તેણે પૂછ્યું, 'ભાઈ, પેલા છગનને ત્યાંથી લાવું ને? તમાકુ પણ નખાવું ને?' ત્યાં તો કાકાએ બીજો પૈસો ફેંક્યો, 'હું પણ ખાતો આવજે. જો, મારે માટે બીડી બૂલીશ મા.'

તે ગયો અને કાકાએ શરૂઆત કરી. 'મધુ, આ ગામના ડફારને હવે ક્યાંક ઠેકાણે પાડ. ગામ આખું થાકે છે. તારી તો દોસ્ત છે. તને ખબર છે ને કે હવે એનું કોણ રહ્યું છે? બિચારી ડોશી હતી તે પણ સાગરગમાં દેહ મૂકી ગઈ. કંઈ કામે નહિ લાગી જાય તો દુઃખથી મરશે. માટે જરી વધી લેજો. જરૂર તારી લેજે.'

'ખરું કહો છો, કાકા. પણ જાણો છો ને કે જ્યાં ગામના શાન્ત વાતાવરણમાંયે એનો મેળ નથી ખાતો ત્યાં શહેરના ચંચળ વાતાવરણમાં ક્યાંથી ખાશે? છતાં સુરેશભાઈને જોઈશ.'

'જાણે, પેલા મોટર ઍક્સીડન્ટવાળાને?' કાકા પૂર્વકથા યાદ કરી બોલ્યા, 'ગમે તેવો પણ ગવર્નર છે ખરો મરદ, હોં. એની મરદાનગીએ તો રંગ રાખેલો. અને યાદ તો કર પેલો જલપ્રલય. બહાદુર છે, એમાં તો ના નહિ પડાય. લે, એની વાત નીકળી, ત્યાં જો આવ્યો આવે છે!'

'લો કાકા, આ એકને બદલે ચાર બીડી. આખો મરચંડો ફવાળ કરતો'તો. મેં કહ્યું, બળી ગયા સાલા, આગ લાગી'તી તે?'

અમે બન્ને હસ્યા.

'ભાઈ, હવે હું જાઉં. સાંજે મળીશું ને?' ને તે ગયો.

આમારી દોસ્તી પ્રથમ અખાડામાં થયેલી. અખાડામાં એ સૌથી સારી કુસ્તી લડતો. લાઠી ફેરવવામાં પણ તેને કોઈ પહોંચતું નહિ. નવા દાખલ થનારને તે ખૂબ માયાથી શીખવતો. અખાડામાં સૌ તેને ચાહતા અને તે બધાને ચાહતો. પણ ગામના સંસ્કારી ગણાતા વર્ગમાં તેનું સ્થાન નીચું હતું. ગામમાં તેની ખ્યાતિ તોફાની તરીકેની હતી. ભાગ્યે જ કોઈ તોફાન તેની આગેવાની સિવાયનું હોય. ગામમાં આવેલી નાટક કંપનીમાં તે વગર પૈસે ઘુસી જતો—એ ચારને સાથે પણ લેતો જતો. બોરવાળીના બોર ઉડાવી ખાતો ખાતો આગળ વધતો ને પાછળથી ગાળોનો વરસાદ વરસતા માત્ર હસતો. હુતાશનીના દિવસોમાં કોઈનું ગાડું, કોઈનું બારણું તો કોઈએ ત્રીજે માળે ગોઠવેલી લાકડાની થપ્પી પાછલી બારીએથી ચડી હોળીમાં સ્વાહા કરતો. દિવાળી પર દારૂખાનાની લડાઈમાં તે અગ્રેસર હોય જ. ભીંજવેલું ગોદડું શરીરે વીંટી હાથમાં દારૂની મેરીઓ લઈ સામા પક્ષને મોરચાથી દૂર ભગાડી દેતો. ગામમાં કંઈ તોફાન સંભ-

જાય કે ગામલોક એક જ પ્રશ્ન પૂછતાં 'પેલો ગવર્નર ઠીક છે?' અને સાચે જ, મોટે ભાગે તેની હાજરી પણ ત્યાં હોય જ,—કેટલીક વેળાએ તોફાન બંધ કરવા ને કેટલીક વેળાએ તોફાન ઊભું કરવા. મારા બાપુજી પણ મને ઘણી વાર સલાહ આપતા: 'જો ભાઈ, એની સાથે ન ફરીએ. એ તો રખડુ, આપણી આબરૂને હાનિ પહોંચે.' છતાં મને ગવર્નર ગમતો ને ઘણોખરો વખત હું તેની જ સાથે ફરતો. તેની જોડે મને ફરતો જોઈ પટલાયને ઓળખતા માણસો કે 'મોહન પટલાયનો દિવસ ઊઠ્યો જણાય છે' એ પણ મારી ખબર રાખતો. બાપુજીની બીકથી તેમની હાજરીમાં ઘેર આવતો નહિ, પણ હું ન મળ્યો હોઉં તે દિવસે બા બહેનને મારા સમાચાર પૂછી લેતો.

એક દિવસની વાત છે. અચાનક જ અખાડામાં ખબર મળ્યા કે ગામથી પાંચ માઈલ દૂર અમદાવાદ જતી મોટરને અકસ્માત થયો છે અને લગભગ દસ માણસો જાનથી ગયા છે.

'ચાલ મધુ, જોઈએ તો ખરા કે શા હાલહવાલ છે' અને અમે બંને એકએક લાકડી લઈ ચાલી નીકળ્યા. પણ અમે મોડા પડ્યા.

ખબર પણ મોડી પહોંચી અને રસ્તો પણ લાંબો હતો. જઈને જોયું તો બધું શાંત. બેચાર લોહીના ખાબોચિયાં ને લોહીથી ખરડાએલી ટોપી દૂર પડેલી દેખાઈ. એક રાહદારીને પૂછતાં જણાયું કે ઘવાએલાઓને પાસેના સરકારી દવાખાનામાં ખસેડવામાં આવ્યા હતા. ગામ દૂર હતું અને રાતના નવ વાગી ગયા હતા. પણ ઘવાએલાને જોવાની પ્રબળ ઈચ્છા હોવાથી અમે ખેતરમાં થઈને જતો ટૂંકો રસ્તો પકડ્યો. થોડુંક જ ચાલ્યા હોઈશું ત્યાં તો એક દર્દભરી ચીસ સંભળાઈ. દિવાસળી સળગાવી જોયું તો ખેતરમાં લોહીલોહાણ થઈ રહેલો એક માણસ નજરે પડ્યો. તેને બહાર કાઢ્યો. તેનું માથું ફાટી ગયું હતું અને શરીર લોહીથી ખરડાએલું હતું. આ જોઈ હું તો બેભાન જ બની ગયો. પણ ગવર્નરે હિંમત હારી નહિ. તેણે તેને પીઠ ઉપર ચડાવ્યો ને મને ટેકો દેવા કહ્યું. અને આમ અમે આગળ વધ્યા.

રસ્તામાં એક પુરાણું શિવમંદિર આવ્યું. ત્યાં એ જીવને નીચે મૂકી અમે વિસામો ખાવા બેઠા. ગવર્નર ઊભો થયો ને મંદિર સામે ઘૂંટણીએ પડી હાથ જોડી બોલ્યો, 'હે પ્રભુદાતા, આને જીવતો રાખજે, નહિ તો વળી પાછી બદનામી થશે.'

અમે ધારેલા ગામમાં પહોંચ્યા. રાતના અગિયાર વાગી ગયા હતા. દવાખાનાના ડૉક્ટર મારફતથી નીકળ્યા. તરત જ વસ્તુસ્થિતિ સમજી ગયા. ઘા ધોઈ પાટા બાંધી એક ખાટલામાં ઘાયલ જીવને સુવાડ્યો ને અમને પાસે બોલાવી કહ્યું, 'જુઓ ભાઈ, આનો જીવ તમારા હાથમાં છે. આખી રાત સતત આ દવાનો શેક કરશો તો પ્રભુકૃપાથી બચી જશે.'

ગવર્નરે મારી સામે જોયું ને મેં ઊંઘ હોવાની સંમતિ સૂચવી.

'ચાલ ત્યારે તું સૂઈ જા, હું બેઠો છું. જરૂર હશે તો ઉઠાડીશ' એમ કહી બળજબરીએ એણે મને સુવાડી દીધો. સવારે ઊઠીને જોયું તો એનો શેક ચાલુ જ હતો. કેટલા થાકથી, કેટલી કાળજીપૂર્વક! હું ત્યારે ઊઠ્યો ને ઊભો થયો તેનું પણ તેને ધ્યાન ન હતું. પેલો માણસ જીવી જાય એ જ એકમાત્ર તેનું ધ્યાન. એ જ ધ્યાનમાં એના હાથ જખમી અને સગડી વચ્ચે એકસરખા ચાલી રહ્યા હતા. એની સુરુચ આંખોમાં ત્યારે મેં માતાની વત્સલતા જોઈ. મને તેને માટે અનહદ માન ઉપજ્યું: 'વાહ ગવર્નર, ધન્ય છે તને' અને મધ્યાહ્ને જ્યારે દરદીએ આંખ ઉઘાડી ત્યારે તેના ચહેરા ઉપર આરામ દેખાયો. પણ તેનું ધ્યાન તો ત્યાં જ હતું. તેના હાથ હજુયે એકસરખા પોતાનું કામ કરી રહ્યા હતા. દરદીની દૃષ્ટિ આભાર દર્શાવતી જણાઈ. તેણે બોલવા પ્રયત્ન કર્યો, પણ બોલાયું નહિ. લખવાનું સાધન આપવા ઈશારો કર્યો. સરનામું લખી આપી તાર કરવા સૂચવ્યું. તાર કરી ગવર્નર માટે ખાવાનું લઈ હું પાછો દવાખાને આવ્યો. બરાબર બાર વાગ્યા હતા. તેનો શેક તો ચાલુ જ હતો. તે જગ્યાએ તેની જગ્યા મને સોંપી આરામ કરવા જરા આડે પડખે થયો. તે ઊઠ્યો ત્યારે સાંજના છ વાગવાની તૈયારીમાં હતા. દરદીની સ્થિતિ પણ સુધરતી હતી. એટલામાં એકાએક મોટરો દવાખાનાના દરવાજા આગળ આવી ઊભી. તેમાંથી બે મોટા ડૉક્ટરો, બે સ્ત્રીઓ ને અનેક ગર્ભશ્રીમંત જણાતા પુરુષો ઊતર્યા ને અમારી તરફ આવતા જણાયા. પ્રથમથી જ શ્રીમંતોની છાયામાં ઊભા રહેતા ડર લાગતો એટલે ઓરડાના એક ખૂણામાં અમે જઈ ઊભા. ડૉક્ટરોએ તપાસ કરી ખાસ ભયનું કંઈ કારણ ન હોવાનું જણાવ્યું અને ગામના ડૉક્ટરને તાત્કાલિક મલમ સારવાર માટે ધન્યવાદ આપ્યો. પણ ડૉક્ટર પ્રામાણિક હતા. તેમણે આંગળી ચીંધી કહ્યું, 'ધન્યવાદ મને નહિ પણ પેલા ખૂણામાં ઊભેલા બે છોકરાઓને.' દરદીએ પણ આંખના ઈશારાથી સંમતિ આપી. બન્ને ડૉક્ટરોએ અમારા હાથ પકડી હલાવ્યા અને પીઠ થાબડી બોલ્યા, 'Good Boys' (ગુડ બૉય્ઝ). અમારાં હૃદય આનંદથી ફુલાવા લાગ્યાં. ગવર્નરને માટે આવો અભિપ્રાય ઉચ્ચારનાર આ પહેલા જ નીકળ્યા હતા. બાકી તો તેના બાહ્ય તોફાનને લઈ ગામ તેને માટે શું બોલતું તે તો હું જ જાણતો. અમને દરદીની ઓળખાણ આપવામાં આવી. તેઓ અમદાવાદની જાણીતી મિલના એન્જીનીઅર હતા. લગભગ અઠવાડિયામાં તો સાધારણ આરામ થઈ ગયો. એક દિવસ તકિયાને ટેકે તેઓ બેઠા હતા અને અમે બન્ને તેમની નજીક હતા. ગવર્નરને વધુ નજીક બોલાવી તેમણે કહ્યું, 'હું તમારે માટે શું કરી શકું?' ગવર્નર હસ્યો: 'તમે સાજા તો થઈ જાઓ, પછી વાત.' આ અમારો એમને મળ્યાનો છેલ્લો દિવસ, ત્યાર પછી તો અમે ગયા જ નહિ. અખાડાના સેક્રેટરી પાસેથી સાંભળવામાં આવેલું કે જતી વખતે રૂા. ૧૦૦)ની ભેટ અખાડાને એ આપતા ગએલા.

'મધુભાઈ, સલામ.' મારું ધ્યાન તે તરફ ગયું. 'ઓહ મહમદ! આઓ, બેઠો. બોલો કૈસે હો? ખેરિયત તો હૈ ન?'

'હાં બાઈ, ખુદાતાલાકી મહેરબાની હૈ. બહોત રોજ બાદ આયે? હો તો મઝેમેં ન? વો અપના ગવર્નર તુમ્હેં બહોત યાદ કરતા થા. મિલા થા નહિ અબ તક?'

'હાં, અભી યહાંસે ગયા.'

'બડા નેક ઈન્સાન, ઔર જવાંમર્દ. મગર ઈસ ગાંવકે લોગોંને ઉસે આવારા પગલા બના દિયા હૈ. અબકી બાર તો સાથમેં લે જાયેંગે.'

ત્યાં તો શબ્દો સંભળાયા 'રામરામ, બાપુ રામરામ.' સામે જોઉં છું તો પરશો ગોર.

'કેમ પરશા મઝામાં છે ને?' મેં પૂછ્યું.

'હા ભાઈસાબ, રણછોડરાયની દયાથી લહેર કરીએ છીએ. બાપુ રાજ, અમને એક કાગળ તો લખજો'તો. ત્યાં તો અવકાશનો ચાંદીથો ઊડતો હશે, રાજ શાના નવરા થાવ?' મેં હસવું રોક્યું ને તેણે આગળ ચલાવ્યું. 'સાંભળ્યું છે કે ભાઈ મુંબઈ જેવા તો ત્રણ એ શહેરમાં સમાઈ જાય. ને માણસો ઝાડી જેવા હશે, ચાલો, એ પૈસા પેદા કરતો થયો ને? બોલ, ક્યાં તો શહેરમાં ને રાજ! અમારે તો એટલું જોઈએ. લે રાજ, આ રણછોડજીનો પ્રસાદ, તારે જયજયકાર'' એમ કહી કાનમાંથી અત્તરનું પૂમડું કાઢી હાથમાં મૂકતા બોલ્યો. 'અરે, પેલો ગવર્નર તને ખૂબ યાદ કરે છે, મળ્યો કે નહિ?'

'હમણા જ અહીંથી ગયો.' મેં જણાવ્યું.

'કાકા, ''બાપુ''ની સવારી હજુ કેમ નથી આવી ?

'કોણ, રામજી ? આવતો હશે. એને છાપામાં જોયા પછી જ ખાવું સૂઝે છે. તે પહેલાં આવ્યો ધબ્બ ! જો, પેલો આવે.'

'નમસ્તે, બંગાળી બાબુ, નમસ્તે કાકા, જોયો આ તમારો મધુ ? રહ્યો છે પહેલા જેવો ? હું તો દૂરથી ઓળખી યે શક્યો નહિ. આનંદમાં છે ને ?'

'રામજી, શું ખૂલ્યું આજે ? દૂરી કે પંજો ?'

'હજુ ય એવો ને એવો જ રહ્યો કે ? મેં તો ધાર્યું હતું કે સુધરી ગયો હોઈશ. અરે યાર, આજે તો તાલ પડી ગઈ તાલ, પેલો બાબુ મારો સવારમાં છની દૂરી બોલી ગયો ને ઢગબગ ખૂલી પણ દૂરી જ. કાકા, બનાવો દોઢ કપ ચા. મધુ પીશે ને ? આજ તો બારે થઈ.' એમ કહી મારી પીઠ ઠોકતો એ બોલ્યો. 'પેલા તારા ગવર્નરની પાવની આજ હજમ થઈ ગઈ. મળ્યો કે નહિ ? ખૂબ યાદ કરે છે.'

એટલામાં નાનુ દેખાયો 'મોટાભાઈ, ચાલો બા જમવા બોલાવે છે.'

'જા, જા, જમી આવ. રહીમને રાહિનો માસ ? પછી મળીશું' બધા સાથે બોલી ઊઠ્યા.

રસ્તામાં દાજીને દૂરથી આવતા જોયા. તેમને જોઈને નાનપણ યાદ આવ્યું, ને મેં તેમણે ઓઢેલી ચાદરનો છેડો ખેંચી બૂમ મારી 'દાજી ગીલોડી' દાજીકાકા ધડૂસ.''

'કોણ મુઓ છે એ ?' એમ કહી દાજીએ મારા તરફ લાકડી ઉગામી. તેમની પીઠ પાછળ થઈને હું સામે આવ્યો ને લાકડી તેમના હાથમાં મૂકી. દાજીએ આશીર્વાદ આપ્યા: 'સો વરસનો થજે બેટા.'

'દાજી, મને ઓળખ્યો નહિ ? હું મધુ.' મેં જણાવ્યું.

'મધુ, દીકરા, આવડો મોટો થઈ ગયો ? હવે તો ઓળખાતો યે નથી.' દાજીએ મારે મોંએ હાથ ફેરવ્યો ને પડખામાં લઈ પીઠ ઉપર હાથ ફેરવતાં બોલ્યા: 'પેલા તારા ભાઈબંધને મળ્યો ? મારો બેટો ખરો ગવર્નર હો.'' ને દાજીના ચહેરા ઉપર હાસ્ય દેખાયું.

ધીમે ધીમે સૂર્ય ડૂબતો હતો. પ્રકૃતિ રમણીય લાગતી હતી. આછો અંધકાર છવાતો જતો હતો. પૂલ ઉપર નીરવ શાંતિ હતી. નદીના શાન્ત વહેતાં જળને અને પશ્ચિમના આકાશને નિહાળતા હું અને ગવર્નર બેઠા હતા. 'મધુ, જોઈ પેલી ગોસાઈની હવેલી ? યાદ છે, ત્યારે સો લગભગ પાણી ડૂબી ગએલી ને જોયો પેલો લીમડો ? પાણી તો ત્યાં સુધી પહોંચી ગએલું.' ગવર્નરે મારી સામે ભૂતકાળ ખડો કર્યો ને મને ૧૯૨૭ની સાલ યાદ આવી.

ત્યારે ગુજરાત ઉપર ભયંકર આફત ઊતરી હતી. જ્યાં જુઓ ત્યાં પાણી જ પાણી. નદી, નાળા, તળાવ બધા ય પાણીથી ઊભરાઈ ગયા હતા. સૂર્ય ભગવાનનાં દર્શન તો દુર્લભ થઈ પડેલા. અમારૂં ગામ નદીની બંને બાજુએ વસેલું. ઊજળો વર્ણ ઉત્તર તરફ અને મજૂરો તથા ગરીબ વર્ગ દક્ષિણ તરફ. નદીમાં પાણી વધતું જતું હતું. કિનારાની આસપાસનાં મકાનો ડૂબી ગયા હતા, પણ દક્ષિણ તરફનો ભાગ ઊંચાણમાં હોવાથી સહીસલામત બચી જવા પામ્યો હતો. નદી ઉપર એક જૂનોપુરાણો પૂલ હતો. સાધારણ તો ખખડી ગયો હતો, પણ હજુ તેના ઉપરથી વાહનવ્યવહાર ચાલતો. પૂલ ઉપર લગભગ અર્ધો ફૂટ પાણી ચડી ગયું હતું. તાણ સખત હતું, પાણી વધતું જતું હતું. આજથી રેલસંકટના ગણેશ મંડાયા હતા. ઊજળો વર્ગ જોખમમાં હતો. જીવ બચાવવા લોકો તલપાપડ થઈ રહ્યા હતા. પૂલની મદદથી લોકો ધીમેધીમે સામે કિનારે જઈ રહ્યા હતા અને મજૂર તથા હલકા વર્ણના લોકોના ઝૂંપડામાં આશરો લેતા હતા. હજી યે કલ્પનામાં નથી આવતું, પણ આખર, એ સાચું જ હતું. સગી આંખોએ જોએલું. વર્ણનો ભેદ અદૃશ્ય થયો હતો. તેમની સંસ્કારિતા ત્યારે પોતાનું અસ્તિત્વ ભૂલી ગઈ હતી. જેમને જોઈને તેમના નસ્કોરાં ફૂલતા તેમનાં ઘરમાં વસવાટ કરતા તેમને શરમ આવતી નહોતી. તેમની સાથે બેસતા અને જમતા તેમની સ્વચ્છતા લજવાતી નહોતી. ત્યારે તેમની કડવી વાણીમાં માધુર્ય આવી ગયું હતું. ભગલાને ભગાકાકા ને ભગાભાઈ કહીને બોલાવતા થયા હતા. અમારા ઘરના બધાએ પણ દક્ષિણ બાજુ ગવર્નરને ઘેર જઈ વિસામો લીધો હતો. આજે મારા બાપુજીને પણ ગવર્નરની મહેમાનગીરી મીઠી લાગી ને ઊલટા તેના વખાણ કરવા લાગ્યા. 'મરદ છે મરદ' હોય, ગુજરાપચ્ચીસી છે.'

વરસાદ ચાલુ રહ્યો. વરોળિયો તોફાને ચડ્યો. કડાકા ધડાકા જીવને કંપાવવા લાગ્યા. વીજળી જમીનમાં પેસી જઈ એને ચીરી નાખશે એવી બીક લાગતી. વૃક્ષો મૂળમાંથી ઊખડી રહ્યા હતાં. મહાદેવના મંદિરનું શિખર તો ક્યાં યે ઊડી ગએલું. કોઈનાં છાપરાં તૂટતાં તો કોઈનાં નળિયાં ઊડી જવાથી ઘરમાં પાણીની રેલ ચાલી હતી. દૃશ્ય ખૂબ જ ભયંકર હતું. એવો દિવસ મેં મારી જિંદગીમાં ફરી જોયો નથી. નદી પણ પૂર જોરામાં વહી રહી હતી, અને વરસાદ તો કંઈ થોડો જ અટકે ? ધડાધડ, કડાકા ધડાકા ચાલુ જ હતા. જાણે શંકરે પ્રલયનો નાદ ન કર્યો હોય એમ લાગતું. હું આ બધો કુદરતનો કોપ નિહાળી રહ્યો હતો. ત્યાં એણે કહ્યું, 'ચાલ મધુ, જરા નદીએ જઈ આવીએ, જોવાની મઝા પડશે.'

મોતિયા મરી જાય એવી એ સ્થિતિ હતી, પણ એ તો એ જ બેપરવાઈથી બોલ્યો હતો. મેં એનામાં ઘણી હિંમત જોઈ હતી, પણ આવા પ્રસંગે તો ગમે તે પણ આનાકાની જ કરે. ત્યાં તો તેનો આ નવો ધડાકો થયો ' 'ગાંડો થયો, ક્યાંક દબાઈ ગયા તો જીવથી જઈશું.'

'તું તો છે જ ડરપોક' ચાલ ચાલ, હવે; બાયલો નહિ તો'' હું શું બોલું ? પાછળ ચાલ્યે જ છૂટકો.

અમે પૂલ નજીક પહોંચ્યા. પૂલ ઉપર હવે પાણી કેડ સુધી આવી ગએલું અને માણસો પોતાના જીવ બચાવવા છાપરા ઉપર ચડી ગએલા. ત્યાં તો અમને એક માણસ હાથમાં થેલી લઈને આવતો



અમે પૂલ નજીક આવ્યા

સંગીત રૂપ અને પતંગિયાની વર્ણમાળા—આ બધાંનાં, સમજતા, વિચારતા હું અવલોકનકાર બન્યો!'

સાતમે વરસે એ નિશાળે બેઠો. 'અમારી નિશાળ એટલે નિશાળ શાળા, શયનગૃહ, ભોજનાલય અને કદીકદી તો મરઘાંબતકાં કે ભૂંડને પૂરવાની કોઢ.' અંધારી ગુફા જેવા એ ઓરડામાં પ્રકાશ અને પવન આવવા માટે એક જ નાની બારી હતી અને તેની આગળ જ અમારા ગુરુજી બેસતા. ભણવામાં બા બૂ બા જેવી બાળપોથીથી ભણાવવા કરતા ય ગુરુજીનું મહત્ત્વનું કામ તો અમારી લેખણો ઘડવાનું હતું. અમારી નાની પોથીઓમાં મથાળે સુન્દર મરોડદાર અક્ષરે એ સારાં સારાં વાક્યો લખી આપતા અને એને અનુસરી અમે અમારો હાથ બેસાડવા પ્રયત્ન કરતા. એ ઉપરાંત થોડું ફ્રેન્ચ, બાઈબલની વાતો અને લૅટિનના બેચાર પાઠ, ગણિતમાં સરવાળા બાદબાકી. ભૂગોળ અને ઇતિહાસના નામે મીંડું. પૃથ્વી ગોળ હોય કે ચપટી એને ને અમારે શી લેવાદેવા? અમારા ગુરુજી વિચક્ષણ પુરુષ હતા. અનેક મિલકતોનો એ વહીવટ કરતા. હજામની દુકાન પણ ચલાવતા. દેવળમાં પ્રાર્થના વખતે ઘંટ વગાડતા. ભજનમંડળી જમાવતા. ઘડિયાળી હતા. મરઘાં પાળતા. જરૂર પડે ખેતરમાં નીંદવા લણવા પણ અમને લઈ જતા અને આ બધામાંથી નવરા પડે ત્યારે અમને ભણાવતા!'

દસ વરસનો થયો એટલે એણે ગામ છોડ્યું અને રોડેઝની ધાર્મિક શાળામાં એ દાખલ થયો. ભણવા સાથે શાળામાં નોકરી પણ કરવી પડતી. છતાં એનો અવલોકનનો શોખ અટક્યો નહિ. રજાના દિવસોમાં આસપાસના ખેતર કે નદીતળાવના વાસીઓનો પરિચય કરવા નીકળી પડતો. પણ આ શોખ ઝાઝો વખત ચાલ્યો નહિ. ઘરની ખરાબ દશાને લીધે એને અભ્યાસ છોડી દેવો પડ્યો અને સંસ્થાની મા વગિ= શાળામાં તે વિદ્યાર્થી શિક્ષક બન્યો. ત્યાંના અભ્યાસક્રમ પૂરો કરી, અઢાર વરસની કાચી ઉંમરે કારપાત્રાની પાઠશાળામાં 'સને ૧૮૪૩માં મેં શિક્ષકજીવનની શરૂઆત કરી. કહેવાય પાઠશાળા, પણ અભ્યાસક્રમ તો પ્રાથમિક શાળા જેટલો જ હતો.' છાત્રસંખ્યા માત્ર ૫૦! એમાંથી કોઈ મારી ઉંમરના ને કોઈ કોઈ તો મારાથી ય મોટા. ધોરણ કે વર્ગવ્યવસ્થા જેવું કાંઈ ન મળે. એટલે બેસવાની આવડતના આધારે મેં ત્રણ વિભાગ પાડી દીધા. સૌથી નાનાને કેવળ વાંચતા શીખવતો. વચલી શ્રેણીનો હાથ લખવામાં કેમ બેસે એ ઉપર ધ્યાન આપતો અને ઉચ્ચ વર્ગને ગણિત તથા ભૂમિતિની અદ્ભુત દુનિયાની ઝાંખી કરાવતો. આ જ્ઞાનયજ્ઞની દીપશિખા સદોદિત રાખવાના માર્ગમાં એ જ સાધન હતા: ઉજમ અને ખડીના કકડા!'

એના અદમ્ય ઉત્સાહ ને શિષ્યસમુદાય સાથે ભળી જવાની ટેવથી ખેંચાઈને ભણનારા વધવા લાગ્યા. એક વર્ષના બે વર્ષ થયા. મદદગાર ઉપશિક્ષક પણ મળ્યો ને એની પ્રતિષ્ઠા પણ વધવા લાગી. આ પ્રતિષ્ઠા ટકાવી રાખવા, ચાલુ અભ્યાસક્રમ ઉપરાંત 'મને થયું કે ચાલને રસાયનશાસ્ત્ર શીખવું. હું જાતે તો એ ભણ્યો ન હતો, પણ મારી ખાતરી હતી કે એના થોડા જ્ઞાનથી વિદ્યાર્થીઓને નુકસાન નહિ થાય.'

અને એ વૃત્તિથી પ્રેરાઈને એને આપણે રસાયનશાસ્ત્ર શીખવતો જોઈએ છીએ, બીજગણિતનું શિક્ષણ લેવા આવનાર વિદ્યાર્થી આગળ અજ્ઞાન દેખાડતા શરમ આવવાથી, એને બીજે દિવસે આવવાનું કહી, શાળાના પુસ્તકાલયમાંથી બીજગણિતનું પુસ્તક છાનામાના ઉઠાવી લાવી, આખી રાત એ વાંચીને તૈયાર થઈ, બીજા દિવસથી બીજગણિત સરળતાથી શીખવતો જોઈએ છીએ. અહીંનો ઓછો પગાર ને મૂંઝવણોની નામે એવું નીરસ જીવન તથા ગરીબાઈ ને અભ્યાસની તમન્ના. એ બેની વચ્ચે એના નાજુક હૃદયને ખૂબ આઘાત પહોંચતો છતાં શિક્ષણના કામમાં એ કદી પણ નીરસતા દેખાડતો નહિ. એ ગણિત, બીજગણિત, ભૂમિતિ, રસાયનશાસ્ત્ર વગેરે વિવિધ વિષયો સરળતાથી શીખવતો. સાથેસાથે પોતાનો અભ્યાસ પણ ચાલુ રાખ્યો. એણે ગણિતશાસ્ત્રવિશારદની પદવી મેળવી. એ જ અરસામાં કોર્સિકાની પાઠશાળામાં ભૌતિક અને રસાયનશાસ્ત્રના અધ્યાપક તરીકે એની નિમણૂક થઈ ને કારપાત્રાના કારાગૃહમાંથી એ છૂટ્યો.

પ્રકૃતિએ જ્યાં છૂટે હાથે સુંદરતા વેરી છે, એવા કોર્સિકાના પ્રદેશમાં જતાં જ એને પ્રકૃતિના અવલોકનનું વિશાળ ક્ષેત્ર મળી ગયું. 'મારે તો દ્રવ્ય અને જ્ઞાની જરૂર ન હત તો હું પ્રત્યક્ષ સમય અવલોકનમાં ગાળત. આ જ અરસામાં રેકૂવીઍં નામના આવીન્યોંનો પ્રસિદ્ધ વનસ્પતિવિદ્ અહીં આવી ચડ્યો. બગલમાં વનસ્પતિના નમૂના દબાવવાની પેટી સાથે એને આખો દિવસ પહાડપથ્થરમાં રખડતો જોઈ મને કુતૂહલ થયું. ધીમેધીમે મેં એની ઓળખાણ કરી અને થોડા દિવસમાં તો અમારો મેળ જામી ગયો. પછી તો વનસ્પતિઓ ભેગી કરવા હું પણ એની જોડે આથડવા લાગ્યો. એમ ત્યાંથી એકાદ તરણું, લીલ કે ઝાડની ડાળખી ઉપાડી એની આગળ ધરું કે તરત જ એનું નામ એ કહી આપે. એના આવા જ્ઞાનથી હું દિંગમૂઢ થઈ જતો. વનસ્પતિના અભ્યાસનો નાદ મને એણે જ લગાડ્યો. એ જો જીવ્યો હત તો હું એની ઉદારતાથી બીજું ઘણું ય શીખ્યો હત.

એની જ જમાતમાંથી મને તુલુઝના વિખ્યાત અધ્યાપક મોકવા તાઁનો પરિચય થયો. એણે મારી આંખો ઉઘાડી. અને ગણિતશાસ્ત્રના નીરસ વિવેચન ને શુષ્ક સિદ્ધાન્તોને તિલાંજલિ આપી, હવેથી વનસ્પતિસૃષ્ટિના અભ્યાસમાં જીવનસમર્પણ કરવા પ્રેર્યો.'

સને ૧૮૫૨માં આવીન્યોંની પાઠશાળામાં રસાયન અને ભૌતિકશાસ્ત્રના અધ્યાપક તરીકે એની નિમણૂક થઈ. એ વખતે એની ઉંમર ભાગ્યે જ સત્તાવીસ વરસની હશે. છતાં એની જુવાની, અદમ્ય ઉત્સાહ, અવ્યાહત પરિશ્રમ કરવાની ટેવ, નર્મવૃત્તિ, સાદું જીવન અને વિશાળ જ્ઞાનસામગ્રી તથા એથી યે વિશાળ ભાવના અને વિચારશક્તિથી એણે અહીં ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું અને આ જ સ્થળે એણે વીસ વરસ સુધી એકધારું શિક્ષણકાર્ય કર્યું. શરૂઆતમાં ગરીબાઈ એને મૂંઝવતી, છતાં વાચન ને વિચારમાં એનું દુઃખ એ ભૂલી જતો.

આ અરસામાં એના જીવનમાં એક એવો બનાવ બન્યો કે જેનાથી એની સમગ્ર જીવનદશા પલટાઈ ગઈ. 'શિયાળાની રાત હતી. ઘરે ઈંધણ હતું. આખી રાત બળતણ બાળવાની શક્તિ ન હતી, એટલે હોલવાઈ ગયેલા અંગારાની ગરમ રાખની હૂંફે હું એક પુસ્તક વાંચતો હતો. સારા ઘરના ઘોડાવાળાને મળે એનાથી ઓછો પગાર કમાનાર મારા જેવા કમનસીબ અધ્યાપકને વ્યવહારનાં દુઃખ ને ચિંતાને ભૂલી જવાનો માત્ર આ એક જ માર્ગ હોવાથી હું પુસ્તક વાંચવામાં તદાકાર હતો. એ હતું લેઓં દુફુર નામના પ્રાણિશાસ્ત્રીનો લખેલો કીટક વિશેનો એક નિબંધસંગ્રહ. આ પહેલાં પણ અન્ય પ્રાણીઓનો અભ્યાસ કરતાં મેં કીટકોનો પરિચય કર્યો હતો, પરંતુ આ પુસ્તકે મને નવી જ દૃષ્ટિ આપી. તે રાતથી હું કીટસૃષ્ટિનો પૂજારી બન્યો.'

એ દિવસના પરિવર્તન પછી ફાબ્રે કીટકસૃષ્ટિના પોતાના અવલોકન છૂટાછવાયા પ્રસિદ્ધ કરવા માંડ્યા. જન્તુઓના નામકરણની નમાલી અને નીરસ અનુચિત દૃષ્ટિ છોડી દઈ, એમના વર્તન અને જીવનવ્યાપારના પ્રત્યક્ષ અવલોકન દ્વારા એ જીવનવ્યાપાર પાછળ રહેલી સમસ્યાનો ઉકેલ કરવાના એના પ્રયત્ન અને પરિણામોથી મુગ્ધ બની વિદ્વદ્વર્ગ એના તરફ ખેંચાવા લાગ્યો.

# ભૂતકાળની શોધમાં

કચ્છના રણપ્રદેશ પર જ્યાં એક કાળે સાગર ઘૂઘવતો તેના અવશિષ્ટ બેટો ને ખંડિયેર બંદરોની ભાળ કાઢવા માટે કરેલા પગપાળા પ્રવાસની લેખમાળા

## ૩ વાછડાદાદા

વાછડાદાદાની દહેરીને ફરતા દરબાર ગાદલા બિછાવેલા હતાં ને ત્રીસપાંત્રીસ માણસોની ત્યાં ઠઠ જામેલી હતી. બધા મારી સામે જોઈ રહ્યા કે શહેરનો માનવી વળી અહીં ક્યાંથી આવી ચડ્યા. પાટલૂન પહેરેલી હોવાથી ઘણાખરાએ મને મુસલમાન ધારી લીધેલો, પણ મારા ભોમિયા ઠેરે બધાને જાણ કરી કે હું 'મુસલમાન નથી પણ મહારાજ' છું. મોટા શહેરનાં લોકો આવા જ કપડાં પહેરે છે ને હું છેક અમદાવાદ જેટલેથી વાછડાદાદાની માનતાએ આવ્યો છું. અમદાવાદ જેવા મોટા અને દૂરના લોકો પણ વાછડાદાદાની માનતાએ આવવા લાગ્યા છે એ જાણી બધા દાદાના મહિમાને વખાણવા લાગ્યા. દહેરીની બાજુના ઝાડ નીચે મારા ગાંસડાપોટલા મૂકી દહેરીમાં જઈ દાદાને પગે લાગ્યો, નાળિયેર વધેર્યું અને લાડુનું નૈવેદ્ય ધરાવી પછી બધાને એ પાંચ શેર વજનની પરસાદી વહેંચી દીધી. આ પછી ત્યાંના બનો કે જે એક રબારી હતો તેણે એક વાડકામાં રાંધેલી ખીચડી ભરી લાવીને મારી સામે ધરી દીધી. લોકોએ મને કહ્યું કે મહારાજ આ ખીચડી લેવાની ના પાડતા નહિ. તમે શહેરના માણસ છો એટલે તમે અજાણ્યા છો. દાદાના દરબારમાં હિંદુ-મુસલમાનનો ભેદ નથી. અહીં આ સમૂહમાં કેટલાય મુસલમાનો પણ માનતાએ આવેલા છે. આભડછેટ રાખ્યા વગર બધાને આ ખીચડી ખાવી પડે છે એ દાદાની પરસાદી છે. જો કોઈ ના પાડે તો દાદાનો કોપ વહોરવો પડે. ધર્મ કે નાતજાતના ભેદભાવ વગરની વાછડાદાદાની એ ખીચડી મેં આનંદથી આરોગી ને પછી ઝાડને છાંયડે ધાબળો પાથરીને પડ્યો અને હવે અહીંથી આગળ ક્યાં જવું તેના વિચારમાં ગરકાવ બન્યો.

'મહારાજ, કઈ ચોપડી ભણ્યા છો?' મારી સાથેની થોડીક ચોપડીઓ ને ઉંમરનો વિચાર કરી બાજુમાં પડી રહેલા એક માણસે પ્રશ્ન કર્યો.

'હજુ તો ઘણું ભણવાનું બાકી છે.' મેં ગોળગોળ જવાબ આપ્યો.

'શાની માનતાએ આટલે આઘેથી દાદાના દરબારમાં આવ્યા છો?'

માનતા બાનતા તો મારે કશાની હતી જ નહિ, એ તો કસાઈ બેઠેલો એટલે વગર માનતાએ માનતા ઉતારવી પડેલી તો પણ પ્રશ્નકર્તાને સંતોષવા મેં ઉત્તર આપ્યો: 'ભાઈ, એ વાત તો દાદા જાણે કે હું જાણું. બીજા કોઈને કહેવા જેવી નથી.'

હવે વાત આગળ ચાલી. શહેરના માણસની આ વાતો સાંભળવા લોકોનું ટોળું જામી ગયું. 'મહારાજ' ગાંધી મહાત્મા હમણાં ક્યાં છે?' ટોળામાંના એકે પૂછ્યું.

'થોડાક દહાડા ઉપર તો રાજકોટમાં હતા, પછીની હાલ ખબર નથી.'

મેં વાત ફેરવીને ધાર્મિક પ્રસંગો ઉપાડ્યા કે શહેરના લોકો ધર્મ ખોઈ બેઠા છે ને ધર્મ તો ગામડાંઓમાં જ સચવાઈ રહ્યો છે. શાસ્ત્રની વાતો, ભક્તિનાં ઉદાહરણો અને પૌરાણિક પ્રસંગો વગેરેની ચર્ચા ચલાવી અને તેથી બધા લોકો મારા પ્રત્યે ખૂબ આકર્ષાયા. હવે સાડા ત્રણ વાગ્યા અને કેટલાયે લોકો ગાડાં જોડવાની તૈયારી કરવા લાગ્યા, પણ મારે હવે શું કરવું તેની ખૂબ ચિંતા થવા લાગી. રણમાં કાદવ હોવાથી પાછા ઝિંઝુવાડે જવાય તેમ નહોતું. અરે, સામે કાંઠે ફતેહપુર સુધી પણ પહોંચાય તેમ નહોતું. વળી રાત્રે વાછડાદાદાનો બેટ સૂનો પડ્યો હોય છે. માણસો આવ્યા જતા રહે છે એટલે ત્યાં રાત ગાળવાય તેમ પણ નહોતું.

'મહારાજ, તમે તો ભારે ભગત છો; ખૂબ સાસ્તર ભણેલા છો' એક ડોશી એમ બોલતાં મારી પાસે આવીને ઊભાં રહ્યાં.

'જો મારે ગામ ચાલોને, ત્યાં મહાદેવ છે, ભારે પરચો આપે છે, એમના દરશન કરજો બે'ક દિવસ રોકાજો ને આદરિયાણું ત્યાંથી ટૂંકડું છે, જતાઆવતા કોઈક ગાડામાં તમને બેસાડી દેશું. આદરિયાણે મોટર મળે છે ને સીધા અમદાવાદ ચાલ્યા જજો.'

વાછડાદાદાએ જાણે કે પરચો બતાવ્યો હોય તેવું સહેજ વારમાં બની ગયું. મારી ચિંતા ટળી. મારે તો ગમે તેમ નિર્જન રણની વચ્ચોવચ આવેલ એ બિહામણો બેટ મૂકવો હતો, એટલે ડોશીનું ગામ ક્યું તે પણ મેં ન પૂછ્યું ને હા પાડી દીધી. ડોશીનું ગાડું જોડાવાને કલાકની વાર હતી. હવે મારી ચિંતા ટળી, એટલે બેટ ઉપર સંશોધન કરવા નીકળી પડ્યો.

કાઠિયાવાડના બરડા બારાડી પ્રદેશમાં વાછડાદાદા ગામે ગામે પૂજાય છે. એનું થાનક આવે કે દરેક ઘોડેસવાર ઘોડા ઉપરથી ઊતરીને થોડેક સુધી ચાલે એટલું બધું એમને ત્યાં માન છે. ઢોરઢાંખરમાં ફરતો રોગ ફરે એટલે લોકો વાછડાદાદાની માનતાએ આવે. જેમ અહીં વાછડાદાદાને હિંદુ અને મુસલમાન બધા માને છે, તેવી જ રીતે બરડા બારાડીમાં પણ માને છે ફેર એટલો છે કે ત્યાં મુસલમાનોએ વાછડા પીર તરીકે તેમની જુદી સ્થાપના કરી છે.

ગુર્જરભૂમિમાં અણહિલવાડ પાટણના સોલંકી રાજ્યવંશનો દીપક હોલવાયો અને તેનું સ્થાન દિલ્હીની ઇજારામાં શહેનશાહને લીધું. સોલંકીઓ વેરણછેરણ થયા, અનેક શાખાઓમાં વહેંચાયા અને નાના રાજવીઓ કે ઠાકોરો તરીકે જ્યાંત્યાં નાનાનાના પ્રદેશો ઉપર રાજ્ય ચલાવવા લાગ્યા. મેવાડમાં રૂપનગરના અભેદ્ય કિલ્લામાં તેમની એક શાખા સ્થપાઈ, મહીકાંઠે વીરપુરમાં એક સ્થપાઈ, લુણાવાડા અને ગોધરા વગેરે કેટલા યે નાનામોટા રાજ્યો મૂળરાજ અને સિદ્ધરાજના વંશજોએ સ્થાપ્યા. એવી જ એક સોલંકી વંશની શાખા બેચરાજીની નજદીક કાલરીમાં સ્થાપિત થઈ. આ શાખામાં મુસ્લિમ મધ્ય કાળના કોઈ સમયે વત્સરાજ સોલંકી નામના રાજવી સોળ વર્ષની ઉંમરે કાલરીની ગાદીએ આવ્યા.

સિદ્ધપુર અને અણહિલવાડ પાટણને પાવન કરનારી પ્રાચી સરસ્વતી ઉર્ફે કુવારકા નદી પુરાતન કાળમાં જે સ્થળે કચ્છના રણસાગરને મળતી ત્યાં એના સંગમમુખે એક મોટું બંદર આવેલું હતું. કોલ્લાપુર પાટણ તેનું નામ હતું એવું પુરાતત્ત્વ સંશોધન હવે પછીના હપ્તામાં આવશે. રણસાગર સુકાતાં કોલ્લાપુર પાટણ પડી ભાંગ્યું અને તેણે કુંવર નામ ધારણ કર્યું. કુવારકા નદી જ સ્થળે આવીને સાગરને મળી એ સ્થળને લોકસમાજે કુંવર નામ આપ્યું. કુવારકાના આ કુંવર નગરને આગળે મુસ્લિમ મધ્ય યુગમાં એક રાજપૂતી સત્તા તપતી હતી. એ કઈ સત્તા ને કયો વંશ તેની ભાળ મને હજુ મળી નથી. એ ગમે તે હો. પણ કુંવરના રાજવીની કુંવરીનું સગપણ કાલરીના નવજુવાન રાજવી વત્સરાજ સોલંકી સાથે થયેલું અને પછી લગ્નનો પ્રસંગ આવ્યો. મોટી ધામધૂમથી કાલરીથી વત્સરાજની જાન જોડાઈને કુંવર આવી ચોરીમાં પરણવા બેઠા. ત્રણ ફેરા પૂરા થયા ત્યાં તો કુંવર નામ ઉપર કચ્છના આયરો તૂટી પડ્યા ને ગામનું

માણસ ન હોય તો ફિકર કેમ જુવાની નહિ આવે જુવાની ન આવવાના સોગન નહિ લે એ દેશદ્રોહી ગણાશે."

'આવા દેશદ્રોહી તે કોણ થશે ભલા? મ્યુટમ સાહેબની ઠીક ફજેતી થવાની" ઇત્યાદિ ચર્ચા અમ બાળકો સુધી પહોંચી ગઈ અને આનંદની નવી વાત એ મળી કે બાપુજી ચાર્લ્સટાઉનની કૂચ કરતા પે એક મોટી કૂચ કરી પાછા ડરબનથી કરશે. ફરી પાછા જેલ જશે, મ્યુટમ સાહેબના કાવાદાવામાં બાપુજી નહિ ફસાય

અને અમે નાતાલની (ક્રિસ્ટમસની) છુટ્ટીઓના દિવસ પૂરા થઈ અંગ્રેજી નવું વરસ આવવાની રાહ જોવા લાગ્યા. વચ્ચે દસ દિવસ પણ પૂરા ન હતા. અમને સૌથી વધુ આનંદ એ વાતનો હતો કે અમારી ફીનિક્સની આજ જાનુની પહેલી ટુકડી એટલું દિવસ પછી ફરીને આવશે એ પાંચ છ દિવસ ફીનિક્સમાં રહી શકશે અને તરત જ જેલ નહિ જવું પડે અને પાંચસાત દિવસ ખૂબ લહેર કરીશું.

(ચાલુ)

પ્રભુદાસ છગનલાલ ગાંધી

શ્રી અનંત કાણેકરનો નિબંધ

# જ્યોત અને જ્વાળા

થોડાક દિવસ પર મેં એક ઘણી જ રસભરી વાર્તા વાંચી પોતાને લોકોમાં કંઈક અદ્વિતીય સ્થાન મળે,—દુનિયા પોતાને કંઈ બહુ મોટા માણસ તરીકે ઓળખે, એવી તીવ્ર ઇચ્છા એક મહત્ત્વાકાંક્ષી માણસને થઈ. ઘણા જ પ્રયાસ કરી એણે સેતાનને પ્રસન્ન કરી લીધો અને એની પાસેથી એવું વરદાન માગી લીધું કે બીજા બધા લોકોને હોય છે એવી છાયા એને ન રહે' સેતાને ઘણી જ ખુશીથી એવું વરદાન એને આપ્યું. પેલા માણસને થયું કે છાયા વગરનો એકનો એક માણસ હું, એટલે આખી દુનિયા મને માન આપશે પણ પરિણામ તો ધાર્યા કરતાં ઊલટું જ આવ્યું. એ કોઈ ભૂતપિશાચ છે એમ ધારી લોકો એનાથી ભાગતા ફરવા લાગ્યા એના બૈરીછોકરાં સુદ્ધાં એને નજીક ઊભો પણ ન રહેવા દે. લોકોએ તો આખરે એને મારી નાખવાનો નિશ્ચય કર્યો. છેવટે આ બધું અસહ્ય થવાથી એને બિચારાને આપઘાત કરવો પડ્યો.

જાણીતા અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સની પણ એવી જ એક નવલકથા છે આખી દુનિયા પોતાને શરણે આવે એવું કાંઈક કરવાની મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈને એક માણસ અદૃશ્ય થવાની શક્તિ મેળવે છે. પણ આખરે ટોળામાંથી નીકળી ગયેલા પક્ષીને જેમ તેની જાતના બધા પંખી ચાંચ મારીમારીને ખલાસ કરી નાખે છે તેમ, બધા લોકો ભેગા મળી પેલા અલોપ થઈ શકતા માણસને હેરાન કરે છે અને આખરે એને મારી નાખે છે.

નાના છોકરાનું મનોરંજન કરે એવી લાગતી આ ટચૂકડી વાતો પાછળ મને તો એક ભવ્ય સત્ય સતાયું છે એમ લાગે છે પોતાને માટે શ્રેષ્ઠતા મેળવવાનો અથવા દુનિયા પર એકહથ્થુ અધિકાર જમાવવાનો કે એવો જ સ્વાર્થ તમે સાધવા માગતા હો, તોપણ કેવળ તમારું વ્યક્તિગત મહત્ત્વ વધારે એવું દુનિયાથી નિરાળું કંઈ સ્વરૂપ મેળવવું અથવા માત્ર તમારું એકલાનું જ વ્યક્તિગત હિત કરે એવી કોઈ અલૌકિક શક્તિ પ્રાપ્ત કરવી, એ તેમ કરવાનો રસ્તો નથી સ્વાર્થ સાધવા માટે પણ તમારે પરમાર્થ તરફ ધ્યાન આપવું જ જોઈએ. નેપોલિયન અથવા સિકંદરે જગજ્જેતા થવાની સ્વાર્થી મહત્ત્વાકાંક્ષા ભલે સેવી હોય, પરંતુ તેની સાથોસાથ પોતાના રાષ્ટ્રનું સામર્થ્ય વધારવાનો અથવા પોતાના દેશની કીર્તિસૌરભ જગતભરમાં ફેલાવવાનો ઉચ્ચ આદર્શ પણ એમણે સેવ્યો અને એટલે જ એમને જનતા કે સમાજ તરફથી પ્રચંડ મદદ મળી.

એમ તો દુનિયામાં નિઃસ્વાર્થી કોઈ છે જ નહિ કોઈ પણ દેશભક્તે વેઠેલી વિપત્તિઓનું અથવા એણે કરેલા સ્વાર્થત્યાગનું હું જ્યારે જ્યારે વર્ણન કરું છું, ત્યારત્યારે હમેશા ગણ્યાગાંઠ્યા મને કહે છે 'હવે બાઈ, રહેવા દેને એ વાત' જાણ્યું છે એ સ્વાર્થત્યાગ અને બીજું બધું' નેતા તરીકે વટમાં ફરી શકાય અને હજારો લોકો તરફથી જય બોલાય એટલે બધી સ્વાર્થત્યાગની વાતો"

ગણ્યાગાંઠ્યાને હું એવો જ જવાબ આપું છું કે 'એમનો હેતુ કદાચ સ્વાર્થ ભરેલો હશે તેની, આપણા વાદ માટે, કબૂલાત હું ના નથી પાડતો, છતાં યે કોઈપણ હેતુથી એ લોકો પોતાના દેશના—પોતાના બાંધવોના કલ્યાણ ખાતર જ પ્રયાસ કરતા હોય છે ને? બસ, ત્યારે.'

એટલે જ હું કહું છું કે મેં શરૂઆતમાં વર્ણવેલી બે વાર્તાઓનો અર્થ એ જ કે, દુનિયાનું કંઈ પણ કલ્યાણ કરી શકે, માનવ સમાજને કોઈ પણ રીતે કામ આવે એવી શક્તિ તમારે મેળવવી જોઈએ અથવા એવી શક્તિ તમારામાં હોય તો લોકોના કલ્યાણ ખાતર જ તમારે એનો ઉપયોગ કરવો જોઈએ એમાં જ તમારું વ્યક્તિગત સુખ ક સ્વાર્થ છે નહિ તો તમારું અદ્વિતીયપણું અથવા જનતાથી નિરાળું વ્યક્તિત્વ તમારા દુઃખ અથવા નાશનું જ કારણ થશે.

વ્યક્તિની જો કંઈ પણ કિંમત હોય તો તે સમાજના એક ઘટક તરીકે જ હોઈ શકે જે માણસને આવી સમજણ પડી નથી તે કોઈ દિવસ સુખી નહિ થઈ શકે. તમારે સુખ જોઈતું હોય તો પણ બીજાને તમારે સુખી કરવા જોઈએ, એ જ મારા માનવા પ્રમાણે અંતિમ સત્ય છે પોતાના વ્યક્તિત્વની અથવા વ્યક્તિજીવનની નાની સરખી જ્યોત મહાપ્રયત્ને વસ્ત્રના છેડા નીચે સંતાડી જગતના સુખદુઃખના વાવાઝોડાથી એને બચાવવાનો કાકલૂદીભર્યો પ્રયત્ન કરી આખું જીવન વિતાવવામાં સુખ કેવું ને માણસાઈ કેવી? પણ એ જ જ્યોતને સમાજજીવનની જ્વાળામાં ભેળવી દીધી—એકજીવ કરી દીધી પછી એને કોઈ દિવસ બુઝાઈ જવાનો ડર નહિ રહે 'માણસ' મરી જાય છે, પણ 'માનવતા' જીવે છે, એટલું જ નહિ પણ દિનપ્રતિદિન એ મોટી થાય છે, એની પ્રગતિ થાય છે આપણા વ્યક્તિજીવનની જ્યોત એ પેલી રોજરોજ અધિકાધિક તેજસ્વી અને બળવાન બની અમર જ્વાળાનો એક અભિન્ન ભાગ છે, એ વિચાર જ કેટલો આશાદાયક અને ઉત્સાહવર્ધક છે' આ જ્યોત બુઝાય તોપણ પેલી જ્વાળા તો સતત પ્રજ્વળે છે, એ અંતિમ સત્યની મનોમય જાણ એ જ અમરત્વનો અનુભવ. અમરત્વ, અમરત્વ એ વળી બીજું તે શું હોતું હશે?

(મરાઠી પરથી)

વસન્ત જોષી

માણસે પોતાની જાતને હમેશા બે જ સવાલો પૂછવાના હોય છે: મેં મારા પોતા માટે શું કર્યું. ને મેં મારા દેશ માટે શું કર્યું પણ આપણામાંના ઘણાખરા પહેલો જ સવાલ પૂછીને અટકી જાય છે.

જવા માટે ઇજનેર ભગીરથ પ્રયત્ન કરી રહ્યા હતા. અચાનક તેની આંખ અંજાઈ ગઈ અને તેણે આંખો બંધ કરી દીધી—ગનગનાટ કરતી આગ ચાલી ગઈ અને તેઓ બચી ગયા!

ઇજનેરે કપાળેથી પરસેવો લૂછ્યો. પ્રોફેસર એ શાંત થતી આગ તરફ જોઈ રહ્યા ને પછી બોલ્યા 'જેના ડરને અંગે ચંદ્રમા પર જનારા માણસોને અહીંથી અનેક તૈયારીઓ કરવી પડે છે તેવો એ ખરતો તારો છે. તેં આકાશમાં ઘણી વાર ખરતા તારાના પ્રકાશિત લીસોટા જોયા હશે, પણ કદી ખ્યાલ આવ્યો છે ખરો કે એ આટલા ભયંકર હશે? ખરતા તારાની ઝડપ એટલી હોય છે (બંદૂકની ગોળી કરતાં લગભગ સો ગણી) કે હવાના ઘર્ષણને અંગે જે ગરમી ઉત્પન્ન થાય છે તેનાથી એ સળગી ઊઠે છે, જેમ આપણે વાંચીએ છીએ કે કોઈ તોફાનમાં ઝાડની બે ડાળીઓ વચ્ચેના ઘર્ષણને અંગે પ્રકટતા અગ્નિથી આખાં ને આખાં જંગલો સળગી ઊઠે છે. આ ઉલ્કાઓની ઝડપ સેકંડના કમથી આઠ માઈલની હોય છે. જેમ વાતાવરણ આપણને જાંબુપારીત કિરણોની ખરાબ અસરથી બચાવે છે, તેમ આ ઉલ્કા (meteor) અને ખરતા તારા (shooting stars)થી પણ તે આપણને બચાવે છે; કારણકે જો વાતાવરણ ના હોત અને ઉપર ને ઉપર સળગી ઊઠ્યા વગર આ ખરતા તારાઓ જો નીચે આવી શકતા હોત તો બંદૂકની ગોળી જેવડા નાનાનાના તેના ટુકડા પણ માણસનું માથું ભાંગી નાખે એટલા વેગથી આવતા હોત. ચંદ્ર ઉપર વાતાવરણ નથી, એટલે ત્યાં ખરતા તારાઓ બધા માથા પર જ આવે. એટલે જ આગળ કહ્યું તેમ ચંદ્રપ્રવાસીઓને ચંદ્રમાં બહુ મજા આવે તેવું નથી. વાતાવરણને અંગે દર અબજમાંથી એક જ ખરતો તારો પૃથ્વીની સપાટી પર પહોંચી શકે છે, અને તે પણ ઘસાઈઘસાઈને એકદમ નાનો થઈને. આ ખરતા તારા પૃથ્વી પરથી લગભગ સો માઈલની ઊંચાઈએ નરી આંખે દેખાતા શરૂ થાય છે અને સળગી ઊઠતા શરૂ થાય છે ત્યાંથી તે લગભગ વીસ માઈલની આસપાસ તેમની ગતિ મંદ પડી જાય ત્યાં સુધી દેખાય છે. આ ખરતા તારાનું ઉષ્ણતામાન લોઢું ગાળવાની ભઠ્ઠીની અંદરના ઉષ્ણતામાન કરતાં પણ ક્યાંય વધારે હોય છે.

પણ 'ખરતા તારા'ના નામ પરથી તું રખે એમ માની લેતો કે ગયે રાત્રે દેખાતા તારાઓમાંથી કોઈ ખરી ગયા હશે. જે અનેક ધૂમકેતુઓ સૂર્યની પરિક્રમા કરે છે તેમાંના કોઈ ધૂમકેતુ ગુરુ કે એવા બીજા કોઈ મોટા ગ્રહોની નજીક આવી જાય છે ત્યારે તેના ટુકડેટુકડા થઈ જાય છે. આ ટુકડાઓ અવકાશમાં જૂના ધૂમકેતુની કક્ષામાં આડા-અવળા રખડતા હોય છે. તેમના રસ્તામાં જ્યારે ફરતા ફરતા પૃથ્વીનું વાતાવરણ આવી જાય છે ત્યારે આપણને તે ખરતા તારાઓ જણાય છે.'

આ પ્રમાણે તેઓ બંને વાતચીત કરી રહ્યા હતા તે દરમ્યાન તેમના ઇજનેરે રૉકેટનું સુકાન ઉત્તર બાજુ ફેરવ્યું હતું અને તેઓ ધીમેધીમે ઉપર જવાની સાથેસાથે ઉત્તર ધ્રુવ બાજુ જતા હતા. ઉત્તર ધ્રુવ હજુ દૂર હતો, ત્યાં અનંતની નજરે જે દૃશ્ય પડ્યું તે જોઈને તેના આનંદાશ્ચર્યનો પાર જ ન રહ્યો. એ દૃશ્ય એટલું તો સુંદર હતું, એમાં એટલું તો રંગવૈચિત્ર્ય ભર્યું હતું કે એક વખત તો અનંતને થયું કે જગતની જે સુંદરતમ ચીજ છે એને મેં નિહાળી લીધી છે,—હવે પ્રાણ જાય તો તેની પણ પરવા નહિ. પ્રોફેસર પણ તેની પાસે આવીને નિસર્ગદેવીનું આ મનોહર સર્જન નિહાળી રહ્યા હતા. થોડી વાર સુધી આશ્ચર્યપાન કર્યા પછી પ્રોફેસરે કહ્યું

'આ અરુણા (Aurora ઑરોરા) છે. પૃથ્વી પરથી પણ એ ઉત્તર અક્ષાંશ પરથી જોઈ શકાય છે. જો તેં કોઈ ઉત્તર ધ્રુવના પ્રદેશોની મુસાફરીનું વર્ણન વાંચ્યું હશે તો તેમાં આવી અરુણાની પ્રશસ્તિ તેં તેમાં જરૂર વાંચી હશે. વિશ્વકિરણો તથા સૂર્યમાંથી પૃથ્વીમાં આવતા કેટલાક વિદ્યુતમય કણો પૃથ્વીના લોહચુંબકત્વને લીધે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ તરફ ખેંચાઈ જાય છે અને તે મારફત અરુણાની આ મનોહર આકૃતિ ઊભી થઈ છે. અરુણા એ જુદીજુદી ઊંચાઈએ થાય છે. ૫૦થી ૨૦૦ માઈલ અને ઉપરથી ૬૦૦ માઈલ. ખૂબ જ ઊંચે થતી અરુણાને સૂર્ય-પ્રકાશિત (Sun lit) અરુણા કહે છે, કારણકે એટલી ઊંચાઈએ તો રાત્રે પણ સૂર્યપ્રકાશ ત્યાં પહોંચી શકે છે. એ પ્રકાશ અને વિદ્યુત-કિરણોના સંગમમાંથી અરુણા ઉત્પન્ન થાય છે.'

એટલામાં ઇજનેરે આવીને કહ્યું 'અત્યારે આપણે લગભગ સોએક માઈલની ઊંચાઈએ છીએ. હવે આગળ જવું હિતાવહ નથી, કારણકે લગભગ સોએક માઈલની ઊંચાઈએ વાતાવરણનું ઉષ્ણતામાન ઘણું વધારે જલદી થઈ જાય છે અને ઉપર જતાં વધતું જ જાય છે, એટલે હવે આપણે નીચે ઊતરીએ તો સારું.'

પ્રોફેસરે કહ્યું 'બરાબર, હવે આપણે નીચે ઊતરવું જ જોઈએ. ચાલો, બધાને વિમાનની છત્રી ગોઠવી દો. અનંત, રશિયન લોકો કેટલાક માઈલ કરતાં પણ વધારે ઊંચાઈએથી પડ્યા હતા, આપણે ફક્ત સો માઈલથી પડવાનું છે.'

અનંતને તો હા-ના કશું કહેવાનું જ નહોતું. ધ્રુજતે હાથે તેણે વિમાની છત્રી લીધી. ઇજનેરે રૉકેટનું યંત્ર બંધ કર્યું અને રૉકેટ નીચે પડવું શરૂ થયું. શરૂઆતમાં ધીમેધીમે. પણ પછી તો ઝડપ વધતી જ ગઈ. પ્રોફેસર ઊંચાઈમાપક યંત્ર પાસે, અમુક ઊંચાઈ આવે ત્યારે બધાને trap doorsમાંથી કૂદી પડવાનો આદેશ આપવા લાગ્યા. વિમાની છત્રી લઈને ઊભા હતા. મગજ બહેર મારી જાય એટલી ઝડપે તેઓ ઊતરતા હતા. આકાશનો રંગ બદલાતો હતો. સૂર્ય એકદમ ઝડપથી ક્ષિતિજ તરફ ધસ્યો જતો હતો—અરે, પણ આ બધું વિચારવા જેટલો વખત જ ક્યાં હતો? હમણાં પ્રોફેસરનો આદેશ આવશે ને જો એક સેકંડની પણ કૂદી પડતાં ઢીલ થઈ તો પૃથ્વી પરથી આખું આખું જેવડા ટુકડા શોધવા પણ મુશ્કેલ પડશે. રશિયનોની એ જ દશા ૧૯૩૪માં થઈ હતી ને? કદાચ આપણું પણ એવું....

'કૂદો!'

હો! પ્રોફેસરનો આદેશ! અનંત, રૉકેટની બહાર કૂદ્યો અને કૂદતાં જ તેણે વિમાની છત્રી ઉઘાડી. ધીમેધીમે તે આસમાનીથી એ નીચે ઊતરવા માંડ્યો. ક્યાં ગઈ એ ઝડપ? ક્યાં ગઈ એ અસ્થિરતા? ક્યાં ગયાં એ માનસિક નબળાઈ અને ડર? આ નીચે મુંબાઈનો દરિયો પણ દેખાય, હમણાં પગ અડશે, હવે તો માંડ પાંચ દસ વારની જ ઊંચાઈ હશે, એ પગ અડ્યા—આ બીજું શું.... ..

આગગાડીની ખુરશીમાં સૂતેલા અનંતની આંખ ઊઘડી ગઈ. નાના પાને બેઠેલો પાણીનો પ્યાલો ઢોળાઈ ગયો હતો અને એ ટાઢા પથરાયેલા પાણીમાં તેનો પગ અડેલો હતો. બારી બહાર ઝૂકેલાં સોહતાં હતાં, પૂર્વમાં રક્તકિરણો અને ઉષા ખીલી રહી હતી એ તે સમયે ગાર્ડ અને પ્રાઈમસ નજીક થઈ ચા બનાવવા માટે સ્પિરિટનો ડબ્બો શોધતા તેણે જોયું આખું

ગુલાબરાય સી. પારેખ
અને એમ. એન. પારેખ

પોતાની નિષ્ફળતાની કબૂલાત ઘણી વાર સફળતાનું પહેલું પગથિયું બની રહે છે.
દાન એ માણસનું મનુષ્યત્વ બગાડવાનો સાદો ને સરળ રસ્તો છે





ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ



જમણી બાજુ 'બાજપાજુના સાથીદારો'-ચન્દ્રકાન્ત પટેલ (અમદાવાદ) બીજુ ઇનામ, ડાબી બાજુ નપાજે 'સંધ્યા'-ટીગલાલ જદવ (અમદાવાદ) નોંધપાત્ર, નીચે 'ઘરભણી પ્રયાણ'—મઝહર માસ્તર (પાલનપુર) નોંધપાત્ર

## ધરતીકંપને સ્મરણાંકિત કરતી ટપાલની ટિકિટો




મધ્ય અમેરિકાના ઇતિહાસમાં અભૂતપૂર્વ જેવો એક ભયંકર ધરતીકંપ ઇ. ૧૯૩૧ના માર્ચની ૩૧મી તારીખે ત્યાંના નિકારાગુઆ પ્રાન્તમાં થયો. જેમાં અગણ્ય માનવજીવનોની અને લાખોની મિલકતની હાનિ થઈ. એ પ્રસંગને સ્મરણાંકિત કરવાના તેમજ એ આપત્તિથી પીડિતોને રાહત આપવાના કાર્યમાં સહાય કરવાના ઉદ્દેશથી ત્યાં ટપાલની ટિકિટોનો એક મોટો સેટ કાઢવામાં આવેલો, જેમાંનું એક જોડકું ઉપર આપેલું છે. એ ધરતીકંપમાં દેશના અનેક સુંદર અને ભવ્ય મકાનોનો નાશ થએલો. તેમાંના થોડાકને ચૂંટીને એ સેટ પર છાપવામાં આવ્યાં,—એવી રીતે કે જોડકાની પહેલી ટિકિટ પર એ મકાનનું અસલ દૃશ્ય અને બીજી ટિકિટ પર ધરતીકંપના પાયમાલીવાળું દૃશ્ય. એ ઉપરાંત ટિકિટો પર કિંમત પણ બે છાપેલી છે. ડાબી બાજુએ ટિકિટની પોતાની કિંમત અને જમણી બાજુને ખૂણે ધરતીકંપના ફાળામાં જવાની રકમ. ખરીદનારે એ બન્ને ભેગી ટિકિટ ખરીદવાની. ટપાલની ટિકિટોની તવારીખમાં આ એક અપૂર્વ સેટ ગણાય છે. અમુક કારણોસર એ ટિકિટો વપરાશમાં મુકાઈ નહિ, અને તેથી ટિકિટસંગ્રાહકોને માટે એ એક રસપ્રદ વિષય થઈ પડ્યાં છે.

(શ્રી હરિલાલ બેંકર-વઢવાણ કૅમ્પના સંગ્રહમાંથી)

KUMAR Reg. No B. 1803



આબુના દેલવાડાના મંદિરનો થાંભલો
(Photo Johnston and Hoffmann)

### પુરાણપ્રસિદ્ધ કાશી

● પ્રવાસમાં ધાર્યા કરતાં વધુ રોકાણ થવા લાગ્યું અને બનારસ પહોંચવાની તારીખોમાં મોટો ફેર પડી ગયો. હિંદુ યુનિવર્સિટી બંધ થઈ ગઈ હશે, મિત્રો બહારગામ ચાલ્યા ગયા હશે, એ બધા ભય સામે અમારી મોટી આશા અને આશ્વાસન કાશીનું 'ભારત કલા ભવન' જોવાના હતાં. યુનિવર્સિટી તો બંધ થઈ જ ગઈ હતી, પરંતુ તેની આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપલ, આપણા જાણીતા ગુજરાતી શ્રી બાલકૃષ્ણ અમરજી પાઠકે મારી રાહ જોઈજોઈ અંતે નછૂટકે અગત્યની કામગીરીએ બનારસ છોડેલું છતાં પોતાને ઘેર અમારા આતિથ્યની પૂરી સૂચનાઓ અને વ્યવસ્થા મૂકતા ગયા હતા. માત્ર અમને એમના સૌજન્યપૂર્ણ સમાગમનો લાભ ન મળ્યો. મહામના પંડિત માલવીયજીનું દર્શન પણ ન થઈ શક્યું. બાકી રહેલા પ્રાધ્યાપકોમાં પંડિત

---

## કામણ ઈ કોણે કર્યાં હો જી

(ઢાળ—બાપ તારે પરકાશ જડેલ)

વાલિયો ભીલ હતો વાટપાડી ને, અઘોર કરમ આચારી જી
રામજી તો ય એના રૂદિયામાં પ્રગટ્યા, રામકથા ઓધારી જી
કામણ ઈ કોણે કર્યાં હો જી?
રામભોળો વળી લંપટ પૂરો, વહુની વાંસે જાય જી
ભાનુની માયા પરહરી એણે પૂજ્યા રઘુવીર પાય જી
કામણ ઈ કોણે કર્યાં હો જી?
જેસળ જગનો ચોરટો, કુડા કરમ તણો નવ અંત જી
સતી તોળલના શરણાં લીધાં, સત શું બાંધ્યા તંત જી
કામણ ઈ કોણે કર્યાં હો જી?
બાળ નરેને ભગવાં ધારી, જગવ્યો ભારતખંડ જી
મોરબીવાળા મૂળશંકર થીયા જોગંદર પરચંડ જી
કામણ ઈ કોણે કર્યાં હો જી?
તાત તજીને દારા સેવી, પરમાટીને પ્રાશી જી
રોઈ તપસીની કીરતિ સંતો' પૃથ્વીખંડ પરકાશી જી
કામણ ઈ કોણે કર્યાં હો જી?
અબખ તણો એક તણખો ઊડ્યો, પડ્યો કોયલા માંય જી
પ્રાકૃત સૌ પરજળ્યાં એણે, ભવની કાળપ જાય જી
કામણ ઈ કોણે કર્યાં હો જી?

**તનસુખ ભટ્ટ**

---

શ્રી સુખલાલજીની ટૂંકી મુલાકાતનો ક્ષણિક લાભ પામી અમે અમારું મથક કાશીમાં જ શ્રી રેવાબાઈ ધર્મશાળામાં ફેરવી નાખ્યું અને પહેલી જ તક ભારત કલા ભવનના સંસ્થાપક, હિંદી સાહિત્યના અભિજાત ઉપાસક અને સર્જક રાય શ્રી કૃષ્ણદાસજીની શોધ કરી. રાત્રે તેમને ખબર મળતાં જ માણસ સાથે કહાવ્યું કે સવારમાં તેઓ પોતે જ અમારા મુકામે આવશે.

### રાય શ્રી કૃષ્ણદાસજી

● એમનું નામ આજે હિંદી સંસ્કાર-મંડળોમાં અગ્ર શ્રેણીમાં છે. કાશીના એક પુરાણા ખાનદાનના તે વંશજ છે. તેમનું વિશાળ મકાન બરોબર ઘાટ ઉપર બંધાયેલું છે. કેટલીયે ગલીકૂંચીઓ વીંધી ત્યાં પહોંચતાં પ્રથમ તો અકળામણ જ થાય, પણ એમના ઘરના ઝરૂખા અને અગાશીમાંથી ગંગાજીના ઘાટનું જે દર્શન થાય છે તે તિલિએ નવીનતાઓની અમૂલ્ય લહાણી કરે છે. પોતે આજે ૫૭ વર્ષ ઉપરની વયે પહોંચ્યા હશે. બચપણથી જ કવિઓ, વિદ્વાનો અને કલાકારોના સહવાસમાં ઊછર્યા છે. સંસ્કૃત, અંગ્રેજી અને હિંદી સાહિત્યના મર્મજ્ઞ છે. એમના ચારિત્ર્ય અને વિદ્વત્તાની સુવાસ ચારે તરફ એકસરખી પથરી રહી છે. એમનું મુખ એક અનોખી પ્રતિભા ધરાવે છે. એમનું મિત્રમંડળ વિશાળ છે. ઈ. ૧૯૧૮માં હું કલકત્તાના પ્રવાસે પ્રથમ નીકળેલો ત્યારે તેઓ 'હેસ્ટિંગ્સ હાઉસ' નામના બનારસ કૅન્ટોન્મેન્ટના એક મકાનમાં રહેતા હતા અને કલારસિક પુરુષ તરીકે એ સમયે પણ મિત્રોમાં એમની ખ્યાતિ હતી. સ્વ. મોતીભાઈ અમીન પણ એ પ્રવાસમાં હતા. તેમના સ્નેહી આસિ. કલેક્ટર શ્રી છોટુભાઈ દેસાઈએ અમને તેમની મુલાકાત કરાવી હતી. તે વખતે તેમના ઘરમાં પુરાણી ચિત્રકળાનું મહાભારત જોયું હતું. એ મુલાકાત પછીના આ બધા સમય દરમિયાન તેમણે એ શોખનો એવો તો ઉત્તમ પરિપાક કર્યો છે કે તેઓ આજે યુ. પી. (યુક્ત પ્રાંતો)ના એકવા અને અગ્રગણ્ય કલામર્મજ્ઞ ગણાય છે. એમના જીવનસમસ્તના પ્રયાસથી 'નાગરી પ્રચારિણી સભા'ના આશ્રયે કાશીમાં જ તેઓ એક સરસ ચિત્રાલય અને શિલ્પસંગ્રહ જમાવી શક્યા છે. આજે પણ પોતાનો બધો સમય અને શક્તિ તેઓ માત્ર એ સંસ્થાના જ સંવર્ધનમાં ખર્ચી રહ્યા છે. અમારા ખબર મળતાં જ, પોતે એક નવા સંશોધન માટે પટણા જવાનું ધારેલું તે તેમણે બેત્રણ દિવસ આઘું ઠેલ્યું.

સવારે નવ વાગ્યે તો એમની મૃદુ હાસ્યમય સૌમ્ય મુદ્રાનું, ધર્મશાળાની ઓરડીના બારણામાં જ દર્શન થયું. વર્ષોનું અંતર વીત્યા છતાં ચિરસંબંધીની જેમ તેઓ ભેટીને મળ્યા. પોતાનું મકાન છોડી અહીં કેમ રહ્યા તે બાબત નરમ ઠપકો આપ્યો, મારા પ્રવાસનો આશય ટૂંકામાં સમજી લીધો અને સમયની કિંમત પિછાનનારા તેમણે પહેલી સૂચના એ કરી કે અમારે ગરમી વધે તે પહેલાં સારનાથનું ચક્કર લગાવી આવવું, અને પોતે ભારત કલા ભવનમાં જ અમારી રાહ જોતા આખો દિવસ રોકાશે એમ નક્કી કર્યું.

સારનાથ જવાને અમે છકડો કરી લીધો. કાશીમાં ભાડાની ગાડીના 'છકડો' અને 'ટાંગો' એવા બે પ્રકાર છે. ટાંગો મોટી પહોળી નીચી ડૉગકાર્ટ જેવો હોય છે. તેમાં ઘોડા તરફ પીઠ રાખી, પાછળ પગ રાખી બેસવાની સગવડ હોય છે. છકડો તો નાનકડી દેરી જેવો. બેસનારા એકબીજાની પીઠ અડાડી અંદર બેસે, હાથ વડે ખૂણાની દાંડીઓ પકડી રાખે અને પગ બહાર લટકાવી દેવાના! બે છકડા પાસેપાસેથી પસાર થાય ત્યારે પગનું જોખમ ખરું જ. પણ કાશીની ગલીઓમાં તો એ જ વાહન રસ્તો કરી શકે. કાશીની પ્રજા પણ એ જ પસંદ કરે. ટાંગો તો સાહેબ લોકોની સગવડ માટે નિર્મિત છે. તેનું ભાડું પણ વધારે. છકડાવાળા તો કેમ કરી નિર્વાહ કરી શકતા હશે તેનો જ વિચાર થાય. અમને સારનાથની દસથી બાર માઈલની મુસાફરી સારુ ત્રણ જણ માટે માત્ર સવા રૂપિયામાં છકડો મળ્યો. તેમાં વળતી વખત ભારતમાતાનું મંદિર પણ જોવાનો ઠરાવ હતો. છકડામાં બેસવું ફાવે તો લહેર તો આવે છે જ. જાણે આપણે જ રસ્તા પર દોડતા જતા હોઈએ એમ છૂટથી આસપાસનું જીવન નીરખવાનું મળે. સારનાથ પહોંચતા સુધીનો અમારો રસ્તો નગરના લોકજીવનના થરો જોતાંજોતાં સહેજમાં પસાર થઈ ગયો.

### સારનાથ

● આ એ જ સ્થાન, જ્યાં ભગવાન બુદ્ધે પ્રથમ ધર્મપ્રવચન કર્યું હતું. તેના સ્મરણમાં અહીં મૂળગંધ કુટિવિહાર નામનો મઠ બંધાયો હતો, એક અતિ ઉચ્ચ કોટિનો કલામય સ્તૂપ હતો, વિહારો હતા, અ-



ડાબી બાજુ' સારનાથની પ્રતિષ્ઠા અર્થે અશોકે ઊભા કરેલા પીળા આરસના ઊંચા સિંહસ્થંભનો મથાળાનો આ ભાગ એ કાળના શિલ્પકૌશલનો ઉમદા નમૂનો જણાય છે જમણી બાજુ ૧૯૩૧મા શ્રી અનાગરિક ધર્મપાલના પ્રયત્નથી સારનાથ વિહારનો જીર્ણોદ્ધાર કરીને જેના પુન પ્રતિષ્ઠા કરવામા આવી તે 'મૂલ ગન્ધકૂટિ વિહાર'



કેટલા યે પથ્થરો ને ચાલીસેક મૂર્તિઓ વારણા નદીનો પુલ બાંધવામા નદીમા ખડકાઇ ગયા હતા કનિંગહામ પછી લગભગ સો વર્ષ સુધી સારનાથનું નામ કોઇએ લીધુ નહિ ૧૯૦૬–૭મા સરકારી ખાતાના વિદ્વાનોએ તેના લેખો, શિલ્પ ને સમારકામ ઉપર ધ્યાન આપ્યુ

**મૂલ ગન્ધકૂટિ વિહાર**

● જે ભક્તિ અને ઉપાસનાએ સારનાથનો સંઘારામ ઘડ્યા હતો તે તો હવે કોણ જાણે પાછા ક્યારે જન્મશે, પણ સીલોનના બૌદ્ધ સાધુ શ્રી અનાગરિક ધર્મપાલે એ સ્થાનની પુન પ્રતિષ્ઠા માટે સંકલ્પ કરીને અમેરિકા આદિ દેશોમાં ભ્રમણ કરી, દ્રવ્ય એકઠુ કરી, અસલ સ્થાનનો નિર્ણય કરી, ત્યા એક ચૈત્ય મંદિર અને વિહાર બાંધ્યા છે એ મંદિર બંધાયુ ત્યારે મોટો ઉત્સવ થયો હતો અને નવા ચૈત્યમા બુદ્ધ ભગવાનના ખરા અવશેષો, જે સરકારી ખાતાને ગાંધારના સ્તૂપોમાથી મળેલા, તે એક સુવર્ણ-મંજૂષામા મૂકી, હાથી ઉપર પધરાવી, સરકારી અમલદાર શ્રી દયારામ સહાણીએ ત્યા અર્પ્યા હતા

પણ એ સ્થાનની વિશેષતા તો એ ચૈત્ય મંદિરની અંદરની વિશાળ ભીંત પર આલેખેલા બુદ્ધ-જીવનના ચિત્રો છે અજન્તાની શૈલીનો આધાર લઇ જાપાની કલાકાર નોસુએ પૂર્ણકાય માનવપાત્રો દોરીને બુદ્ધકથા પુન' ત્યા સજીવ કરી છે. એ કલાકારે ધર્મપ્રીતિથી જ એ કામ કર્યું છે, એટલે એ ચિત્રો દ્વારા જે વાતાવરણનો અનુભવ થાય છે તે પાવનકારી નિર્મળ આનંદ આપી શકે છે અને જીવાને પ્રેરનારા આદર્શો ઉચ્ચ હોય તો કેવું પરિણામ આવે તેનો સુંદર નમૂનો પૂરો પાડે છે. આ ચિત્રકામ જોવાને હુ ઘણાં વર્ષોથી ઇંતેજાર હતો, એટલે અમારી કઈક કમનસીબી કરવાને દૈવઘટના એવી બની કે બીજું જોવાના તાનમા વિહાર ખુલ્લો હોવાનો સમય ધ્યાનમા રહ્યો નહિ અને રખવાળ કૂંચીઓ લઈ ક્યાંક જતો રહેલો સુભાગ્યે ભાઈ મંજલાલે શાંતિનિકેતનમા આવી ગએલા એક તિબેટી બૌદ્ધ સાધુને નિવાસ-ગૃહમાથી શોધી કાઢ્યા અને એકાદ કલાકની હડકંડ કર્યા બાદ કૂંચી વાળા નોકરનો પત્તો મેળવ્યો. અહીંના વિહારના એ સાધુઓનો પરિચય પણ બહુ આહ્લાદક અને સુવાસમય બને છે કેવા તેજસ્વી, નમ્ર અને તરુણ સાધુઓ સ્મિતભર્યાં વદને એ વિહારની સેવામા અને બૌદ્ધ સાહિત્યના પ્રચારના કાર્યમા અવિરત પરિશ્રમ કરતા રહ્યા છે એ જોઇએ ત્યારે આપણા છીછરા સેવાભંડળો અને સદ્ભાવનાઓના માનસ પર અનુકંપા ઉપજે. આજે પણ જો એ ધર્મને આવા સેવાભાવી અને ત્યાગી માનવો મળી રહે છે, તો પછી બુદ્ધ ભગવાન તથાગતના પાવક પરિચય અને સમાગમથી સર્વાંગ જનારા દૈવી જીવોની વાત શી કરવી ? અનેક વિચારોથી ઘેરાતા અમ તે સ્થાન છોડયું ત્યારે જ ખ્યાલ આવ્યો કે સવારથી અત્યાર સુધી પેટમા જરા યે ટેકો મળ્યો નથી. ર. મ રાવળ

---

# કૂકડો અને શિયાળ

એક ભૂખ્યો શિયાળ એક ગામના પાદરમાથી પસાર થતો હતો ત્યા આગળ એક કૂકડો ચણતો હતો તેના ઉપર દૃષ્ટિ પડતા શિયાળે કંઈક યુક્તિથી કૂકડાને પકડવાનો વિચાર કર્યો પછી કૂકડાની નજીક જઇને શિયાળે કહ્યુ, 'કા ભાઈ' આરોગ્ય સારુ છે ? તમારા પિતાની સાથે મારે ઘણો સારો સબંધ હતો તેનો અવાજ પણ બહુ મધુર જ્યારે પણ હુ અહીંથી નીકળતો ત્યારે તેનું ગાયન સાંભળવા હુ રોકાઈ જતો. કેટલો આકર્ષક તેનો સૂર' તમારો કંઠ પણ તમારા પિતા જેવો જ મીઠો હશે !"

શિયાળના ખુશામતિયા શબ્દોથી મૂર્ખ કૂકડો ફુલાઇ જતા બોલ્યો, 'હુ પણ મારા પિતાના જેવુ જ ગાઇ શકુ છુ કંઠની મધુરતામા હુ મારા પિતા કરતા ઊતરતો નથી ' એમ બોલી કૂકડાની ટેવ મુજબ આંખો બંધ કરી, પાંખો ફફડાવી તેણે ગાવાનુ શરૂ કર્યું. આ તકનો લાભ લઇ શિયાળે કૂદકો મારી કૂકડાને મોમા પકડી નાસવા માંડ્યુ ગામના કૂતરાંને આ વાતની ખબર પડતા તેમણે શિયાળનો પીછો પકડ્યો. શિયાળ માટે હવે બચવાનો માર્ગ રહ્યો નહિ, ત્યારે તક સાધી કૂકડો બોલ્યો, 'જો ભાઈ' હુ તો હવે અમસ્તો ય જીવતો રહેવાનો નથી પણ તારે જીવ બચાવવો હોય તો એક ઉપાય હુ સૂચવુ છુ તુ મોટા અવાજે બૂમ પાડીને કૂતરાઓને કહે કે જે કૂકડો મેં પકડ્યો છે તે તમારા ગામનો નથી, એટલે કૂતરા પાછા ચાલ્યા જશે !"

સંકટમા ઘેરાઇ ગએલો શિયાળ પોતાની બુદ્ધિ ગુમાવી બેઠો, અને બૂમ પાડવા માટે મો ઉઘાડવા ગયો કે તરત જ કૂકડો તેના જડબામાથી છટકી ગયો નિરાશ વદને શિયાળ બોલ્યો, 'હું કેવો મૂર્ખ' કે કસમયે મેં મો ઉઘાડ્યુ?" પસ્તાવો કરતા કૂકડાએ જવાબ વાળ્યો, 'હું પણ કેવો નાદાન ! કે કસમયે મેં આંખો બંધ કરી ગાવા માંડ્યું"

(ફારસી ઉપરથી) **હિંમતલાલ લીલાધર ગાંધી**



# રઘડો નતોડ

## અરમાન અને અભિમાનના અણચિંતવ્યા અંજામની વાર્તા

સીમવદર ગામમાં જઈને તમે પૂછો કે ચોપાટનો ખેલાડી કોણ છે તો એક નાનું છોકરું પણ ટપ દઈને જવાબ આપે: 'રઘડો.'

આ ઉપરથી એમ નથી સમજવાનું કે રઘડા સિવાય બીજાઓને ચોપાટ રમતાં ન જ આવડતું. કાથડભા બાપુની ડેલીના ઓટા આજ વર્ષોથી ચોપાટ રમવાનો અખાડો હતો. કાથડભા બાપુ તેમના હજુરિયાઓ સાથે કોઈકોઈ વખત સવારો-સવાર સોગઠાં કૂટતા. પણ એ સહુ તો, રઘડો કહેતો તેમ, માત્ર 'કોડા કુટણી' જાણે. ચોપાટ 'રમી' જાણનાર—ખરા અર્થમાં રમી જાણનાર તો એક માત્ર રઘડો જ.

રઘડો ગામ ખાતે ચોપાટનો વિજેતા (champion) હતો. ગામના ચુનંદા કહી શકાય તેવા રમનારાઓને તેણે એકેક નતોડિયું ભરત આપીને પોતાને બીનહરીફ પુરવાર કર્યો હતો.

ગામમાં કોઈને ઘેર મહેમાન આવે અને ચોપાટ રમવી હોય ત્યારે રઘડાને તેડાવે. રઘડાની રમત જોઈને સહુ મોંમાં આંગળા ઘાલી જાય. ધાર્યા દાવ નાખી જાણનાર તો રઘડો જ અને કાકરીની ચાલમાં તો બીજો કોઈ ખેલાડી એના પેંગડામાં પગ ઘાલી શકે તેમ નહોતો. રમત શરૂ થાય કે પહેલી જ ઘાલે રઘડો દસ કે પચ્ચીસ દાણા નાખીને દાવ લે અને ટપોટપ કાકરી માંડવી શરૂ કરે. સહુ રમનારા ફાટી આંખે જોઈ જ રહે. ધાર્યા દાણા નાખવાની એને અજબ ફાવટ હતી. તોડ પણ પહેલવહેલો રઘડાનો જ થતો. તોડ કરવો હોય ત્યારે રઘડો પોતાના બીડીઓ ફૂંકીફૂંકીને કાળામેંશ થઈ ગયેલા હોઠ, કંઈક ગણત્રી કરતો હોય તેમ ધીમેધીમે ફફડાવતો. આ વખતે સહુ સમજી જતા કે રઘડાની ટાંપ હવે કાકરી 'ખેરવવા' ઉપર છે. 'રઘડા, આલી લીલી કૂદાકી રે, ત્રણ દાણા નાખીને,'—કોઈ રઘડાને સૂચના આપતું અને રઘડો હાથમાં કોડાં લઈ, એ લીલી કાકરી ઉપર નજર ચોંટાડી, એક, બે અને ત્રણ વખત ખખડાવી, સાચે જ ત્રણ દાણા નાખતો અને સહુને તાજુબ કરી મૂકતો. કેટલાકને આમાં રઘડાનો આ રમતનો જૂનો મહાવરો કારણભૂત લાગતો, કેટલાક એને રઘડાની આંગળીઓની અદ્ભુત કરામત ગણતા, તો કોઈ અગમ્યતાના આશકો, જેઓને બધી ક્રિયાઓમાં અગમ્યના દર્શન કરવાની આદત હતી તેઓ કહેતા: 'એ તો કોઈ બાવા પાસેથી વિદ્યા શીખી આવ્યો છે.'

ગમે તેમ હોય. રઘડો ગામ ખાતે ચોપાટનો અજોડ ખેલાડી હતો એ તો નિઃશંક. એની આ ખ્યાતિ અડખેપડખેના દસવીસ ગાઉમાં પ્રસરી હતી. તેની સાથે એકાદ રમત રમવી એ જીવનનો લ્હાવો ગણાતો. અરે, રમવું તો દૂર રહ્યું, પણ તેને રમતો જોવામાં પણ લોકો ગર્વ લેતા. સવારમાં જ કાથડભા બાપુની ડેલીના ઓટા ઉપર રઘડો રમવા બેઠો હોય ત્યારે જોનારાઓની ઠઠ જામતી. કામે જનારા દાડિયાઓ ઘડીભર કામ વિસારે પાડી જોવા ઊભા રહેતા. નદીએ નહાવા જનારાઓ નહાવાનું મોડું કરીને પણ રમત જોવાનો લ્હાવ લેતા. પરગામના ગાડાખેડુઓ પણ ઓટા સામે ગાડાં ઊભાં રાખી, ઢાંઢા મૂતરી રહે ત્યાં સુધી આડામાં રાશ ભરાવી રાખી, રમત જોયા કરતા. ગમે તે જગ્યાએ ચોપાટની વાત નીકળે ત્યાં રઘડાનું નામ લેવાવાનું જ: 'રમી જાણનાર તો એક રઘડો સીમવદરવાળો જ; બીજા બધા એનાથી હેઠ.'

રઘડાની આ નિપુણતા અને ખ્યાતિએ એને ધીમેધીમે બેહદ ગર્વિષ્ઠ બનાવ્યો. વાતવાતમાં આત્મશ્લાઘા કરવાની તેને બૂરી આદત પડી. જેવાતેવા સાધારણ રમવાવાળાઓ જોડે તો તેણે રમવું યે બંધ કર્યું; પછી નાચાપોચા શિખાઉનું તો પૂછવું જ શું?

'હવે એવા ડબા રમવાવાળા હારે તે શું રમવું? મારી મૂછ લાજે' કરી ઘણી વખત એ મૂછને વળ આપતો.

પછી તો એનું અભિમાન એટલી હદ સુધી પહોંચ્યું કે કાથડભા બાપુની ડેલીએ રમવા જવાની પણ તેણે ના પાડવા માંડી.

'ડેલીએ રમવાવાળો કોણ છે, ઈ તો બતાવો મને. મારી વચ્ચનો કોઈ ગોતી દીઓ તો ખરા કહું.'

કેટલાક રસિકો રઘડાને ચગાવતા: 'રઘડા, આપણા કાથડભા બાપુ કેવુંક રમી જાણે?'

'ઉંહ! ઈ વળી કે'દુકનો રમવાવાળો? મારી કાકરી બુગમાં પૂગે ત્યાં સુધી તો એનો તોડ પણ નથી થાતો.' રઘડો અત્યંત ઉપેક્ષાવૃત્તિથી કહેતો.

'તંયે તો તું બાપુને ય નતોડિયું દઈ દે, ક્યાં?'

'અરે, એને નતોડિયું દેવું એમાં તે કયા પાટો ઉકાળવો'તો?'

'ને ઓલ્યો કૃષ્ણાશંકર?' કોઈ પૂછતું.

'કૃષ્ણાશંકર તો મારા હાથનો ચેલો. કાલ સવાર સુધી મારાં સોગઠાં સાચવતો.' રઘડો ગુરુની અદાથી કહેતો.

'ને બૂરુભા?'

'એને તો કોડાં નાખતાં ય નથી આવડતાં.'

'ટપુડો કેવુંક રમે?'

'એના બાપદાદે કોઈએ સોનકી હાથમાં ઝાલી છે તી એને રમતાં આવડે?'

આમ રઘડો સહુને ગણત્રીમાંથી કાઢી નાખતો. પોતાને એ

કુટુંબ આખાને આઠ દિવસ સુધી કોળિયો ગળે ન ઊતર્યો. ગામ આખામાં વાત પ્રસરી ગઈ કે રઘડાએ બાપુને નનોદિયું પટ આપ્યું. 'જાણું ખંગે રમવાવાળો છે"... 'બાપુ જેવા બાપુને નનોદિયું આપી આવ્યો"... 'ભાળો રમ્યે બાકી લોકો" આમ એ માટે તેના વખાણ થવા માંડયાં.

આ બનાવ પછી રઘડો બીનહરીફ યોદ્ધાની જેમ ફરવા લાગ્યો. કોઈ પૂછતું 'રઘડા, તને હજી સુધી કોઈએ નનોદિયું દીધું છે?' તો એ જવાબ આપતો: 'મને નતોદિયું દેવાવાળો તો હજી એની માના પેટમાં હશે. કોની માએ સવાશેર સૂંઠ ખાધી છે?'

બીજી બાજુ, કાથડભીનો ઘા રૂઝાવાને બદલે વધારે ને વધારે અસહ્ય બનતો ગયો. તેમની એક જ અભિલાષા હતી: 'ગમે તેમ કરીને આ બે કોડીના આહીરને નતોદિયું ખવડાવું તો હું ખરો.'

દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. રઘડાની આત્મશ્રદ્ધા પણ વધતી જ ગઈ. નાથ્યા વગરના માતેલા ખૂંટિયાની જેમ રઘડો ફરવા લાગ્યો. તેના મોંફાટ અભિમાનવેણોથી તેના પ્રશંસકોને પણ લાગવા માંડયું કે હવે તો આ આફરેલ આખલાને કોઈ નાથ નાખે તો સારું. નહિ માથાનો જડે તો ઠીક થાય. શેરને માથે કોઈ સવાશેર મળી જાય તો આનો મદ ઊતરે; નહિતર કોણ જાણે કેવા પરિણામ આવશે?

એવામાં બન્યું એવું કે સીમવદરની એક દેવડી, જે કાથડભીની ડેલી વાળવા જતી, એ કાથડભીની બહેનના ગામ આણંદિયાળાના દેવને ઘેર નાતરે ગઈ. એણે ત્યાં જઈને વાત કરી કે કાથડભી બાપુને રઘડા આહીરે ચોપાટમાં નતોદિયું પટ આપ્યું છે તે દિ'નો બાપુને કોળિયો ગળે નથી ઊતરતો. આ વાત કાથડભીના ભાણેજ, જે ચોપાટના ભારે રસિયા હતા, તેમને કાને પહોંચી. તેઓ મારતી ઘોડીએ સીમવદર આવ્યા અને મામાને આશ્વાસન આપી રઘડાને ડેલીએ રમવા આવવાનું ચેલેન્જ—આહ્વાન મોકલ્યું.

ગામના બેચાર નવરા કાકાઓ સાથે ઓટામાં બેઠોબેઠો રઘડો ગ્રાટા છોલતો હતો ત્યાં બાપુના માણસે આવીને રઘડાને ભાણાભાઈનું રમવા આવવાનું આહ્વાન આપ્યું.

આસપાસના દસવીસ ઘર સાંભળે એવા અવાજે રઘડો બોલી ઊઠયો: 'ઈ કઠીયાવાડ હાર્યે આ રઘડો ચોપાટ રમશે? એક નનોદિયું ખાધું છે છતા હજી ધરવ નથી થીયો?'

'ભાણાભાઈને સ્વાદ ચાખવો બાકી રહી ગયો લાગે છે" કોઈ બોલ્યું.

'એને ખબર છે કે આ રઘડો ટેબાં ભાંગી નાખશે? જા ભાઈ, જા, ભાણાભાઈને કહે કે રઘડા હાર્યે ચોપાટ રમવા કરતા ઊંજરિયું હાર્યે છબા રમી લ્યો! હજી મૂછનો દોરો ફૂટવાને વાર છે' કહી રઘડાએ મૂછોને વળ આપતા આપતા બાપુના માણસને પાછો વાળ્યો.

બાપુએ ફરી માણસને મોકલી કહેવડાવ્યું: 'મરદનો દીકરો હો તો ભાણાભાઈ સામો પટમાં આવી જા નહિતર નનોદિયું ખાધું કબૂલ કર.'

'જા, રઘડા, જા; ઈ ભાણાભાઈને જરાક હાથ બતાવી આવ્ય એટલે ફાંફુડા ગામમાં પગ મૂકતા જ ભૂલી જાય' રઘડાના મિત્રોએ એને પરાણે રમવા મોકલ્યો. પાછળ પ્રેક્ષકોનું મોટું ટોળું ગયું.

કોઈ શાહેનશાહને છાજે એવી લાપરવાહીથી રઘડો કાથડભીની ડેલીએ આવ્યો અને ભાણાભાઈ સાથે રમવા બેઠો.

આજે જોનારાઓની ઠઠ્ઠ જામી હતી. રઘડાના દરેક હલનચલનમાં અસીમ આત્મવિશ્વાસ દેખાઈ આવતો હતો.

ભાણાભાઈએ પહેલી જ ઘાએ પચ્ચીસ દાણા નાખીને દાવ લીધો અને એક સોગઠી મારી.

રઘડાને આવી જાતનો પ્રથમ જ અનુભવ હતો, તેથી કંઈક આકુળવ્યાકુળ થઈ ગયો. તેણે ઘાલ ફેંક્યા, પણ એક વખત ત્રણ અને એક વખત એક દાણો પડયો ને ગભરાઈ ગયો.

ફરી ભાણાભાઈએ દાવ લીધો અને બીજી સોગઠી મારી.

પણ રઘડાને ઉપરાઉપર ચાર ઘાલમાં માત્ર બબ્બે ત્રણત્રણ દાણા જ પડતા રહ્યા. સહુ જોનારાઓને થયું કે આ તે રઘડો રમે છે કે બીજું કંઈ? આમ કેમ થાય? ઉપરાઉપર દાવ લેનાર રઘડો છસાત ઘાવ સુધી છાનો બેઠો રહે?

ભાણાભાઈની ચારેય સોગઠી ચાલવા લાગી.

અને રઘડાના દસ દાણા પડયા અને એક સોગઠી મંડાણી.

ભાણાભાઈની એક સોગઠી તો હવે પાકવા આવી હતી, ઘરમાં જવા માટે તોડ થવાની જ વાર હતી. રઘડો ફાંફાં મારતો હતો.

ત્યાં તો ભાણાભાઈએ દાવ લઈને રઘડાની એકની એક ચાલતી સોગઠીનો પથરો તોડ કર્યો! કોઈને માન્યામાં પણ ન આવ્યું.

રઘડાની આંખે અંધારા આવ્યાં. આ દૃશ્ય એ સાચું જ ન માની શક્યો. આ આખો બનાવ એની સમજમાં ન આવવાથી તે ઊભડક થઈ ગયો અને માથું ખંજવાળવા લાગ્યો.

તેને પચ્ચીસ દાણા આવ્યા અને બીજી સોગઠી મૂકી, પણ તે દરમ્યાન ભાણાભાઈની તો બે સોગઠી ઘરમાં ચાલી ગઈ હતી.

સહુ આશ્ચર્યથી રમત જોઈ રહ્યા.

રઘડો વધુ ને વધુ મૂંઝાવા લાગ્યો. કેમે કર્યા તેના દાણા સરખા જ નહોતા પડતા. ઘાવ નાખવા જતાં હાથ થોથવાઈ જતો હતો. છતાં પોતાને પટ લાગશે એ વાત તો કેમે કરી તેને ગળે નહોતી ઊતરતી.

ભાણાભાઈની ત્રીજી સોગઠી પણ ઘરમાં ગઈ! આ બધું જોતાં કાથડભીના હૃદયમાં તો ઉલ્લાસ માતો નહોતો.

રઘડો બાઘા જેવો બનીને આ જોઈ રહ્યો. તેની માત્ર બે જ સોગઠી ચાલતી હતી. તોડ થવાની તો આશા જ નહોતી, કેમકે ભાણાભાઈની એકની એક સોગઠી પણ હવે ઘેર પહોંચવા આવી હતી. કાથડભી વેરતૃપ્તિનો ઊંડો આનંદ માણી રહ્યા હતા.

રઘડાને એ નતોદિયું લાગવાનું નક્કી જ હતું. ગમે તેમ કરીને તોડ કરવા એ ફાંફાં મારી રહ્યો. પણ ભાણાભાઈની તો એક જ સોગઠી ચાલતી હતી. પચ્ચીસ અને બે દાણા નાખે તો જ રઘડાનો તોડ થઈ શકે તેમ હતો. તેણે બરોબર સ્વસ્થ થઈને પચ્ચીસ દાણા નાખ્યા. હવે તેનામાં કંઈક કાઠો આવ્યો. ત્રણ વખત કોડા ખખડાવીને તેણે ફરી દાણા નાખ્યા. પણ કમનસીબે બેને બદલે ત્રણ દાણા પડયા!

ગુડા ભાંગી ગયા હોય તેમ રઘડો હતાશ થઈને ઢગલાની જેમ બેસી ગયો. ભાણાભાઈની છેલ્લી સોગઠી એક જ દાવે ઘરમાં જાય તેમ હતી. જીવનનું સર્વસ્વ હારી જવાની તૈયારીમાં હોય તેમ રઘડાએ ઊંડો ધખધખતો નિસાસો મૂક્યો.

સહુની આંખો રઘડા ઉપર મંડાઈ હતી. કાથડભીની આંખોમાં કિન્નો લેવાયાનું ખુન્નસ તરવરતું હતું. રઘડાના પ્રશંસકો નીમાણા બનીને જોઈ રહ્યા હતા. છતા રઘડો તો આ બધું જોતો જ ન હોય તેમ શૂન્ય નજરે બેઠો હતો.

ભાણાભાઈએ પગ નાખીને છેલ્લી સોગઠીને પણ ઘરમાં મોકલી.

સહુને હોઠે આવી અટકેલો શબ્દ બહાર નીકળી પડયો: નનોદ! નનોદ! નનોદ!

કહે છે કે આ વખતે રઘડાની શૂન્ય આંખોમાં અશ્રુવારિનાં ગમગીના પૂર ધસી આવ્યાં અને છાતી ફાટી જાય એવા પ્રચંડ અવાજથી એ સહુની સાથે બોલી ઊઠયો: 'નનોદ!'

# કરીને ઉચ્ચ શિક્ષણ મેળવનાર યુવક સુબોધચન્દ્ર રૉય

પોતાના કાર્યને કેવી રીતે આગળ ધપાવવુ એ વિષેના વિચાર તેમને હરહમેશ આવ્યા કરતા. તેમણે પોતાની આ આકાંક્ષા પોતાના પિતાને જણાવી પિતાએ ઘણી ખુશીથી સમતિ આપી અને તેમના શિક્ષણ માટે બે સ્વતંત્ર શિક્ષકોને રોકવામા આવ્યા. ૧૯૨૯ની સાલમા તેમણે મૅટ્રિકની પરીક્ષા આપી અને સંસ્કૃત તથા ઇતિહાસમા પ્રાવીણ્ય (distinction) મેળવી તેઓ ઉત્તમ રીતે પાસ થયા

'દેખતા વિદ્યાર્થીઓ જેટલુ પ્રાવીણ્ય તમે કેવી રીતે મેળવી શક્યા?' એ પ્રશ્નના જવાબમા તેમણે કહેલુ, 'આંખે દેખી ન શકતો હોય તે માણસની બુદ્ધિ અને પ્રતિભા કંઈ ઓછી નષ્ટ થઈ જાય છે? દેખતા વિદ્યાર્થીઓ કરતા હુ ઊતરતી પંક્તિનો છુ એમ મને કોઈવાર લાગતુ જ નથી પછી હુ તેમની બરોબરી કરી શકુ તેમા શી નવાઈ?'

તેમના આ ઉદ્ગારમા અદમ્ય ઉત્સાહ ને અખંડ આત્મવિશ્વાસ તરવરે છે. આંધળાને પેપર લખવા માટે એક લેખક આપવામા આવે છે. રૉયને મૅટ્રિકની પરીક્ષા વખતે આપવામા આવેલો લેખક બી એ થએલો હતો પરંતુ 'ostentations' શબ્દના સ્પેલિંગમા બન્નેનો મતભેદ પડ્યો. લેખકે સદરહુ શબ્દનો સ્પેલિંગ 'austentations' લખ્યો હતો. રૉયને શંકા આવવાથી તેમણે તેને તે વાંચવાનુ કહીને સાચો સ્પેલિંગ લખાવ્યો લેખકે કરેલી સ્પેલિંગની ભૂલો માટે પણ ઉમેદવારને જ જવાબદાર ગણી તે બદલ માર્ક કાપવામા આવે છે

### ઉચ્ચ શિક્ષણ અને શિષ્યવૃત્તિ

આ પછી ઉચ્ચ શિક્ષણ માટે તે ૧૯૨૯મા કલકત્તાની સેંટ પૉલ્સ કૉલેજમા દાખલ થયા. કૉલેજમા મુખ્ય કાર્યક્રમ પ્રોફેસરોના વ્યાખ્યાનો સાંભળવાનો જ હોવાથી તેમને બહુ મુશ્કેલી પડી નહિ ઘેર પુસ્તકો વાંચી સંભળાવવા એક માણસ રાખ્યો હતો બે વર્ષમા ઇન્ટર આર્ટ્સ પાસ થઈ તેઓ પ્રેસીડેન્સી કૉલેજમા દાખલ થયા. ત્યાંથી બી એ. (અંગ્રેજી ઑનર્સ), અને એમ. એ. (તત્વજ્ઞાન)મા પાસ થયા આ બન્ને પરીક્ષામા તેઓ બધા ઉમેદવારોમા પહેલા આવ્યા

એમ એ થયા પછી ૧૯૩૬મા તેઓ બી એલ થયા ને એક વકીલના હાથ નીચે કામ કરવા લાગ્યા તથા વકીલાત માટે સનદ પણ મેળવી. પણ આ બધુ તેઓ કંઈ પૈસા મેળવવા માટે કરતા નહોતા આંધળાઓની સ્થિતિ સુધારવા માટે પોતે કંઈક કરવુ જ જોઈએ એમ તેમને અહર્નિશ લાગ્યા કરતુ હતુ પોતાનો આ વિચાર અમલમા મૂકવા માટે પરદેશ—ખાસ કરીને અમેરિકા જઈ ત્યાં અંધોના ઉચ્ચ શિક્ષણની ને બીજી શી વ્યવસ્થા છે તે જાણી લાવવાનું તેમણે નક્કી કર્યું. આ માટે તેમણે વિશ્વવિદ્યાલયને શિષ્યવૃત્તિ માટે અરજી કરી

અને શરૂઆતમા જણાવ્યા મુજબ અનેક નિષ્ફળતાઓ પછી કલકત્તા વિશ્વવિદ્યાલયના વાઇસ ચાન્સેલર ડૉ શ્યામાપ્રસાદ મુખોપાધ્યાયના પ્રયત્ન તથા સહાયથી શ્રી રૉયને ૧૯૩૬–૩૭મા 'રાસબિહારી ઘોષ ટ્રાવેલિંગ ફેલોશિપ' મળી અને તેઓ ૧૯૩૭ના સપ્ટેમ્બરમા લંડનમાર્ગે અમેરિકા ગયા

### પરદેશયાત્રા અને અધ્યયન

શ્રી રૉય પ્રવાસમાં એકલા જ નીકળ્યા હતા 'પ્રવાસમાં સાથીઓ અને રેલ્વે-આગબોટના નોકરોની મદદથી તેમનો પ્રવાસ નિર્વિઘ્ને પાર પડ્યો આશ્ચર્ય તો એ છે કે તેમને એકે અકસ્માત થયો નહિ'

અમેરિકાની કોલંબિયા યુનિવર્સિટિની ટીચર્સ ટ્રેનિંગ કૉલેજમાં આઠ મહિના અભ્યાસ કરી તેમણે શિક્ષણશાસ્ત્રમા એમ એ ની પદવી મેળવી. શરૂમા થોડા દિવસ તેઓ અંધ—આશ્રમમાં રહ્યા, પણ પછી સ્વતંત્ર મકાન ભાડે રાખીને રહ્યા કલકત્તા વિદ્યાલયની સાથેસાથ તેમને ન્યૂયૉર્કના અંધસંઘ તરફથી પણ એક શિષ્યવૃત્તિ મળી, એટલે તેમનો બધો ખર્ચ તેમાંથી જ નીકળી રહેતો

### લંડનમાં આગમન

ઉપરની ડિગ્રી લીધા પછી, 'હિંદુસ્તાનમા આંધળાઓનો સામાજિક અને મનોવૈજ્ઞાનિક પ્રશ્ન' એ વિષય પર નિબંધ લખી લંડન વિશ્વવિદ્યાલયમા રજૂ કરવા માટે બંગાલ સરકાર તરફથી તેમને એક શિષ્યવૃત્તિ આપવામા આવી આથી તેઓ લંડન ગયા પરંતુ ત્યાં તેમને ઉપરાઉપરી ઘણા કડવા અનુભવ થયા. એક તો લંડન વિશ્વવિદ્યાલય જેવી સંસ્થામા આંધળાઓના શિક્ષણ માટે કંઈ જ સગવડ નહોતી, વળી તેમને નિબંધ લખવા માટે જે સામગ્રીની જરૂર હતી તે ઇંગ્લેંડમા મળી શકે તેમ નહોતી. પણ આ બધાને ભુલાવી દે એવો એક અનુભવ તેમને થયો લંડન વિશ્વવિદ્યાલયે તેમનો નિબંધ સ્વીકારવાની જ ના પાડી' અંતે ઘણા પ્રયાસ ને તકરાર પછી નિબંધ સ્વીકારવાનુ કબૂલાયુ પણ ઉપર કહ્યા પ્રમાણે સાધનસામગ્રી માટે તો તેમને અમેરિકા જ જવુ પડે તેમ હતુ તેથી તેઓ ફરીથી અમેરિકા જવા નીકળ્યા

બ્રિટનમા રહ્યા તે દરમ્યાન તેમણે ઘણો પ્રવાસ કર્યો આ પ્રવાસમા તેમણે બ્રિટનમા આંધળાની સ્થિતિ અને તેમના શિક્ષણ માટેની વ્યવસ્થા બાબત ખૂબ અભ્યાસ કર્યો અમેરિકા અને જાપાનની સરખામણીમા બ્રિટનમા આંધળાઓના શિક્ષણની વ્યવસ્થા તદ્દન નિર્માલ્ય લાગી. ફક્ત એડિનબરોમા સરકારી અંધાશ્રમ અને વિદ્યાલય છે અને ત્યાં અંધશિક્ષણને માટે સારી સગવડ છે

આ પછી ફ્રાન્સ, ઇટલિ, જર્મની, જાપાન, કૅનેડા વગેરે દેશોમાં પ્રવાસ કરી તેઓ અમેરિકા ગયા આ પ્રવાસમા આંધળાઓની સ્થિતિ બાબત બધા દેશમા તેમણે સુંદર જ્ઞાન મેળવ્યુ મહાયુદ્ધ શરૂ થતા લંડન જવાની મુરાદ બર આવી નહિ, એટલે ૧૯૪૦ના ફેબ્રુઆરીમા તેઓ હિંદુસ્તાન પાછા આવ્યા ૧૯૪૦ના જુલાઈ માસથી તેઓ કલકત્તા વિશ્વવિદ્યાલયાન્તર્ગત બી. ટી કલાસમાં અંધશિક્ષણના લેક્ચરર તરીકે કામ કરે છે તેમનુ સંશોધનકાર્ય હજી ચાલુ જ છે હિંદુસ્તાન આવ્યા પછી, અનેક પત્રોમા અંધશિક્ષણ સંબંધી તેમણે લેખો લખ્યા છે અને અનેક જગ્યાએ વ્યાખ્યાનો આપ્યા છે

### અમેરિકાનું જીવન

અમેરિકાના અનુભવો ઉપરથી અમેરિકન લોકો વિષે તેમને બહુ જ માન ઉત્પન્ન થયું છે હિંદીઓને અમેરિકામા વર્ણભેદને કારણે જે સોસવું પડે છે તે વિષે તેઓ કહે છે કે મારો પોતાનો અનુભવ તો એવો છે કે અમેરિકન લોકોને એકવાર ખાત્રી થાય કે તમે સાચા ઉદ્દેશથી પ્રેરાઈને અમુક કાર્ય કરો છો, તો તેઓ તમારા તરફ સક્રિય સહાનુભૂતિ બતાવ્યા સિવાય રહેતા નથી પણ તેઓ પોતે સ્વાભિમાની અને સ્વાવલંબી હોવાથી 'ભિક્ષા' માગનાર પર તેમને સહજ તિરસ્કાર ઉપજે છે અત્યાર સુધી જે જે હિંદીઓ અમેરિકા ગયા તે તેમણે હિંદુસ્તાનના દારિદ્ર્યનું, દાક્ષિણ્યનું, ગુલામગીરીનુ વર્ણન કરી સહાયની અપેક્ષા કરી છે—ભિક્ષા માગી છે. અને તેથી જ અમેરિકન લોકોમા હિંદ વિષે તિરસ્કાર ઉત્પન્ન થયો છે જેથી ફક્ત જે અન્ય રાષ્ટ્રોએ પોતાના કાર્યનો ઉદ્દેશ સ્વાભિમાનપૂર્વક અમેરિકા સમક્ષ રજૂ કર્યો છે તેમને અમેરિકાએ સારી મદદ કરી છે.'

## અમેરિકન યુવતી સાથે લગ્ન

શ્રી રૉયે શ્રીમતી ઈવલિન નામની એક સ્વરૂપવાન અમેરિકન યુવતી સાથે લગ્ન કર્યું છે અમેરિકાના જીવનમા સામાજિક સ્વતંત્રતા કેટલી છે તે ઉપર આ ઘટનાથી સારો પ્રકાશ પડે છે

શ્રીમતી ઇવલિન ન્યૂ યૉર્કના એક ધનાઢ્ય વેપારીની પુત્રી છે હન્ટર કૉલેજમા તે ભણતી હતી ત્યારે તેનો અને શ્રી રૉયનો પરિચય થયો શ્રી રૉયનુ શરીર કદાવર અને અત્યંત સુંદર છે આંધળાની સેવા કરવાના એમના ધ્યેય પર તે આફરીન થઈ તેણે તેમની સાથે લગ્ન કરી તેમના કાર્યમા સર્વ પ્રકારે મદદ કરવાનો નિશ્ચય કર્યો પણ તેના પિતા અને અન્ય સબંધીઓએ વિરોધ દર્શાવ્યો શ્રી રૉયે પણ તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ શ્રીમતિ ઈવલિનના દૃઢ નિશ્ચય પાસે કોઈનુ કંઈ ચાલ્યુ નહિ. છેવટે બધાએ સંમતિ આપી અને ન્યૂ યૉર્કમા તેમના લગ્ન થયા

એક સ્વરૂપવાન, સુશિક્ષિત અને શ્રીમંત યુવતી એક અંધ હિંદી ગૃહસ્થ સાથે લગ્ન કરે એ જોઈ ઘણાને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે આ વિષે તેમને પૂછતા તેમણે કહ્યુ, 'મારા વિવાહ પાછળની બધી હકીકત હુ કહી શકતી નથી, પણ એક બાબત તો મારે સ્પષ્ટ કહી દેવી જોઈએ કે આંધળાઓની ઉન્નતિ માટે પોતાનુ જીવન વ્યતીત કરવાના શ્રી રૉયના ધ્યેયમા બનતી મદદ કરવાના મુખ્ય ઉદ્દેશથી જ હુ તેમને પરણી છુ કેવળ જીવન જીવવામા જ માનવજીવનનુ સાર્થક્ય નથી ખરો આનંદ તો એકાદ ધ્યેય માટે જીવવામા છે'

આંધળાઓને પરણવાની શી જરૂર છે તે વિષે શ્રી રૉય કહે છે આંધળાનુ જીવન સુખી બનાવી તેને સમાજનુ એક ઉપયુક્ત અંગ બનાવવા માટે લગ્ન એ મહત્વની બાબત છે આંધળા પુરુષની સ્ત્રી (જો તે પોતે આંધળી ન હોય તો) ખરેખરી જીવનસાથી અને માર્ગદર્શક બને છે અમેરિકામા ન્યૂયૉર્કના એક અંધ વકીલની પત્ની તેના અસીલોની દેખરેખ અને વ્યવસ્થા કરી તેની મદદનીશ તરીકે કામ કરે છે પરંતુ જેમ અંધ પુરુષને સારી પત્ની મળી શકે છે તેમ અંધ સ્ત્રીને પત્ની તરીકે સ્વીકારવા કોઈ પુરુષ તૈયાર થતો નથી આથી અંધ સ્ત્રીઓનુ જીવન મહત્વહીન અને અત્યંત દુઃખદ બને છે' આ બાબતમા તેમણે કહ્યુ કે ન્યૂ યૉર્કમા એક અંધ યુવતી રીપોર્ટર તરીકે પોતાના કૂતરાની મદદથી ઉદરનિર્વાહ કરે છે'

## બીજા દેશોમાં આંધળાઓની સ્થિતિ

જર્મની, ફ્રાન્સ, ઇટલી, કૅનેડા વગેરે ઘણા દેશોમા આંધળાઓની સ્થિતિ સુધારવાના પ્રયત્નો થાય છે, પરંતુ અમેરિકા અને જાપાન એ બે દેશોએ આ દિશામા સારી પ્રગતિ કરી છે ત્યા સરકાર તરફથી એ કાર્ય માટે સ્વતંત્ર ખાતાઓ ખોલવામા આવ્યા છે અમેરિકાના આ ખાતાનુ નામ 'સ્ટેટ કમિશન ફૉર ધ બ્લાઈન્ડ' છે આંધળાની ગણતરી કરવી, અનાવશ્યક કારણથી ઉપજેલો અંધાપો ડૉક્ટરી સારવારથી દૂર કરવો, સુદૃઢ આંધળાના રોજગાર માટે વ્યવસ્થા કરવી, આંધળાઓના શિક્ષણ માટે તેમને ઘેર જ વ્યવસ્થા કરી આપવી, શિખવું પડે એવું હોય તેના આંધળાઓને ધંધે-રોજગાર મેળવી આપવાની વ્યવસ્થા કરવી વગેરે કામ તે કરે છે અમેરિકામા આંધળાઓ માટે કેટલાંક મફત દવાખાના તો છે જ, વળી મોટા શહેરોમા તેમને માટે વ્યાયામશાળા, ક્રીડાંગણો અને મનોરંજનના બીજાં સ્થળો પણ હોય છે આંધળાઓ માટે 'બ્રેલ' નામથી ઓળખાતી લિપિ છે. આ લિપિ લુઈ બ્રેલ નામના ફ્રાન્સના એક અંધ શિક્ષકે ૧૮૦૯ની સાલમા શોધી કાઢેલી છે. આ લિપિમા લખેલા લગભગ પચીસ હજાર પુસ્તકો અમેરિકાના જુદાજુદા વાચનાલયોમા છે આ બધી વ્યવસ્થાને લીધે આજે અમેરિકામા હજારો આંધળાઓ વકીલ, પત્રકાર, શિક્ષક, સરકારી અધિકારી, સંગીતજ્ઞ વગેરે તરીકે કામ કરીને સુખથી જીવન વ્યતિત કરે છે

જાપાનમા અંધશિક્ષણને માટે થોડો સમય થતા જ વ્યવસ્થા કરવામા આવી છે, છતા જાપાને બીજા બધા દેશો કરતા ઘણી પ્રગતિ કરી છે આંધળાઓની સ્થિતિ સુધારવા માટે ત્યાની સરકારે ખાસ કાયદા પસાર કર્યાં છે ત્યા આંધળાઓની એકંદર સંખ્યા ૭૬૦૦૦ છે. તેમના શિક્ષણને માટે જુદાજુદા પ્રકારની ૯૦ શાળાઓ છે, તેથી એક પણ આંધળો અશિક્ષિત અથવા બેકાર રહેતો નથી ત્યા બ્રેલ લિપિમા આંધળાઓ માટે ઘણા સામાહિકો અને માસિકો નીકળે છે; એટલુ જ નહિ પણ 'ઓસાકા માઈનીચી' નામનુ એક દૈનિક વર્તમાનપત્ર તો આંધળાઓ માટે પોતાની એક ખાસ આવૃત્તિ બ્રેલ લિપિમાં કાઢે છે આ પત્ર છેલ્લા સત્તર વર્ષથી નીકળે છે, અને તેના પાંચ હજાર ગ્રાહકો અને અસંખ્ય વાચકો છે આખા જગતમા આંધળાઓ માટે પ્રગટ થતુ એ એક જ દૈનિક પત્ર છે

## હિંદુસ્તાનમાં આંધળાઓનો પ્રશ્ન

૧૯૩૧ની સાલની વસ્તીગણતરીમા હિંદુસ્તાનમા આંધળાઓની સંખ્યા ૬૦૧૩૭૦ હતી અને તેમને માટેની શાળાઓની સંખ્યા ફક્ત એકત્રીસ હતી બીજા દેશોની સરખામણીએ આ આંકડાઓ હાસ્યાસ્પદ લાગે એવા છે આના કારણો તો ઘણા છે, મુખ્ય કારણ આપણી રાજકીય પરતંત્રતા અને ગરીબી છે આથી પણ મોટું કારણ છે આપણી ઉદાસીનતા! જે દેશમા મંદિરો બાંધવા માટે, તીર્થયાત્રાના સ્થાનોમા ભોજનાલયો માટે, ઉત્સવો, અન્નસત્રો વગેરે માટે કરોડો રૂપિયાનો ખર્ચ થાય છે, જ્યા પશુપક્ષીઓના રક્ષણ માટે હજારો રૂપિયા પાંજરાપોળોમા વપરાય છે, ત્યા આંધળાઓને 'મનુષ્ય' તરીકે જીવવા માટેની સગવડ પણ ન મળે તે અત્યંત દુઃખજનક નથી?

પણ હવે શ્રી સુબોધચંદ્ર રૉયે એક યોજના વિચારી રાખી છે ને તેમનુ કાર્ય થોડા વખતમા શરૂ થશે તેમની સંસ્થા—'લાઈટહાઉસ ફૉર ધ બ્લાઈન્ડ' (આંધળાનુ દીપગૃહ)નુ બોર્ડ ઑફ ટ્રસ્ટીઝ બનાવવામાં આવ્યું છે આ બોર્ડના સભાસદ પૈકી થોડાકની એક સ્થાયી કાર્યવાહી સમિતિ ચૂંટવામા આવી છે. આ સંસ્થામા હિંદુસ્તાનના સર્વ આંધળાઓને પ્રવેશ મળી શકશે સદરહુ બાબતમા પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો" ૧૩૩, ધરમતોલા સ્ટ્રીટ કલકત્તા

(શ્રી એસ એસ બૅનરજીના લેખ પરથી) કેશવલાલ કા જાની

## એક વધુ વણમાગ્યો અભિપ્રાય

'અજંતાના કલામંડપો'ના પુસ્તક માટે તમારો આભાર માનુ છુ આટલી ઓછી કિંમતમા આટલુ સુંદર ને સર્વગ્રાહી એ હશે એ મેં કદિ નહિ ધાર્યુ સારી પાસે 'અજંતા' ઉપર ઘણા પુસ્તકો હોવાથી મેં એ મંગાવેલુ નહિ આજે તો એ બીજા બધા કરતા વધારે ઉપયોગી જણાય છે આટલા બધાં ચિત્રો સાથેની એ ચોપડી આટલી સસ્તી કિંમતે આપવા કાઢવા માટે તમને મારા અભિનંદન છે હુ હિંદી જાણતો નહિ હોવાથી એમાનુ વખાણ હજી હુ વાંચી નથી શક્યો અમારે ત્યા એક હિંદી મુનશીનો છોકરો છે તેની પાસે હુ તે અમારી ભાષામા ઉતરાવી લઈશ અમારે ત્યાના કલાકારો તથા કલાવિદ્યાર્થીઓ પોતા માટે એ પુસ્તક ખરીદવા ઈચ્છે છે . . .

વી. વ્યંકટરત્નમ
સંચાલક રામરાવ આર્ટ સોસાએટી · રાજમહેન્દ્રી

(એક અંગત પત્રમાથી અનુવાદ)





ડાબી બાજુ : નાલંદાના મહાવિહારના ખોદકામનું દૃશ્ય—જેમાં ભિક્ષુઓ અને વિદ્યાર્થીઓના આવાસો, પુસ્તકાલયો, રાજમાર્ગો, સ્તૂપો વગેરે દર્શાવતી નગરરચના જણાય છે. જમણી બાજુ : નાલંદાના મહાવિહારના ચારચાર માળવાળા ભવ્ય ભગ્નાવશેષોનું એક સળંગ દૃશ્ય

હૃદયમાં રસનો સંચાર કરતી તેમ જ રીતે પરિવ્રાજકોને પણ તપ માટે આકર્ષતી નિસર્ગની સુંદર લીલાનો પ્રભાવ માનસિક તેમજ આ યાત્રિક વિકાસ માટે ઘણો સહાયક થઈ પડે છે. આ દૃષ્ટિએ રાજગૃહપુરી આખા મધ્યદેશ (ઉત્તર હિંદ)માં તે સમયે અજોડ હતી ને તેના આ ગુણને લઈને જ મહાવીર સ્વામી ને બુદ્ધ ભગવાન તેના આશ્રયે સર્વ પ્રથમ તપશ્ચર્યા કરવા આવ્યા હતા.

કાશી પાસે સારનાથ આગળના વનમાં 'ધર્મચક્રપ્રવર્તન' કરીને ભગવાન બુદ્ધ ત્યાંથી ૧૦૫૦ ભિક્ષુઓનો શિષ્યસંઘ લઈ રાજગૃહ આવ્યા. મગધપતિ રાજા બિંબિસારે તેમને રાજગૃહની નિકટ આવેલું વેણુવન અર્પણ કર્યું ને નગરજનોએ રાજગૃહની ઉત્તરે આવેલ પ્રાવારિકામ્રવન નામનું ઉદ્યાન તેમને ભેટ કર્યું. અહીં બુદ્ધ ભગવાન શિષ્યમંડળ સહિત રહ્યા. નાલંદામાં જેનો જન્મ થએલો તે સારિપુત્ત અને મોગ્ગલ્લાન અહીં તેમના પટ્ટશિષ્યો થયા. સારિપુત્ત નાલંદામાં જ નિર્વાણ પામેલો ને તે જગાએ એક ચૈત્ય બાંધવામાં આવેલો. આ કારણે એ સ્થળ બૌદ્ધ સંઘમાં પહેલવહેલું મહત્ત્વ ધરાવતું થયું.

## બૌદ્ધ ધર્મમાં સંઘભેદ

બુદ્ધ ભગવાનના જીવનકાળ દરમ્યાન તેમનો પંથ મધ્યદેશ (ઉત્તર હિંદ)માં સારી પેઠે ફેલાઈ ગયો હતો. પણ તેઓ વૃદ્ધાવસ્થામાં પ્રવેશતા જ તેમના થોડાક શિષ્યો ધાર્મિક સત્તાધીશ થવાના લોભે ભિક્ષુસંઘમાં મતભેદના બી વેરવા લાગ્યા હતા. દેવદત્ત એ શિષ્યોનો નેતા હતો. એટલે જ તે બૌદ્ધ સંઘમાં 'સંઘભેદક' કહેવાયો છે. ઈ. પૂ. ૪૮૩માં બુદ્ધના પરિનિર્વાણ (મૃત્યુ) પછી વિરોધી ભિક્ષુમંડળ બુદ્ધ ભગવાનના મૂળ ઉપદેશોની વિરુદ્ધ જવા લાગ્યું. આથી એ ઉપદેશોને સ્થિર કરવાની જરૂર જણાઈ. એના માટે બુદ્ધ ભગવાનના પટ્ટ શિષ્ય મહાકાશ્યપે રાજગૃહમાં બૌદ્ધ સંઘની પહેલી પરિષદ[3] (એ સંગીતિ પણ કહેવાય છે) ભરી. તેમાં ધર્મ (બુદ્ધોપદેશ) અને વિનય (ભિક્ષુઓ માટે બુદ્ધ ભગવાને ઘડેલા નિયમો)નો સંગ્રહ થઈ ત્રિપિટકો રચાયા.

આ પછી મતભેદો પ્રબળ બનવા લાગ્યા. પણ અહીં ધ્યાનમાં રાખવાનું છે કે આ મતભેદોની બૌદ્ધ ધર્મના પ્રચાર અને પ્રગતિ ઉપર કશી અસર થતી નહોતી. એ તો માત્ર ભિક્ષુસંઘમાં જ મર્યાદિત એક નાનોશો ઝઘડો હતો. આ મતભેદના કારણે બુદ્ધના પરિનિર્વાણને ૧૦૦ વર્ષે (ઈ. પૂ. ૩૮૩) સમાધાન માટે વૈશાલીમાં બીજી બૌદ્ધ પરિષદ ભરાઈ અને તે પછી અશોકે પાટલીપુત્રમાં ત્રીજી પરિષદ ભરી. તેના પરિણામે જુદા પડનારાઓનો એક વર્ગ મૂળ 'સ્થવિરવાદીઓ'થી છૂટો પડી નાલંદામાં આવી વસ્યો. આ રીતે પહેલીવાર નાલંદા બૌદ્ધ ધર્મના સુધારાપક્ષનું મથક બન્યું. લામા તારાનાથ જણાવે છે કે અહીં સારિપુત્રની સ્મૃતિમાં ઊભેલા ચૈત્યની આરાધના કરી ત્યાં અશોકે એક વિહાર બંધાવ્યો હતો. આમ નાલંદા વિહારનો પ્રારંભ અશોકના હાથે થયો હતો.

અશોકના રાજ્યાશ્રયથી બૌદ્ધ ધર્મ પરદેશોમાં પાંગરવા લાગ્યો અને એના પ્રચાર માટે અશોકે દક્ષિણ હિંદ, સિંહલદ્વીપ (લંકા), સુવર્ણભૂમિ (બ્રહ્મદેશ), ઈરાન, સીરિયા અને ઇજિપ્ત સુધી ભિક્ષુઓ મોકલ્યા હતા એ વાત તેના બધા ખડક લેખોમાં કોતરેલી છે. ગુજરાતમાં પણ આ વખતે જ પહેલવહેલો બૌદ્ધ ધર્મ પ્રવેશ્યો, અને ગિરનાર (જૂનાગઢ)નો અશોકનો ખડકલેખ આપણે ત્યાં એ સમયનો એક અવશેષ છે. આપણા પ્રાંતમાં એ ધર્મપ્રચાર સિંહલદ્વીપના ભિક્ષુઓએ કર્યો હતો એ વાત નોંધપાત્ર છે.

## કનિષ્ક

અશોકના મૌર્યવંશ પછી કેટલી યે રાજકીય ઉથલપાથલ થયા બાદ રાજા કનિષ્ક (ઈ. ૧૨૪) આખા ભરતખંડનો સમ્રાટ બન્યો. ઉત્તરે અફઘાનિસ્તાન અને મધ્યએશિયા સુધી તેનો વિજયધ્વજ ફરકતો થયો. તેનું રાજ્ય અશોકના સામ્રાજ્ય કરતાં યે વિશાળ બન્યું. એ કનિષ્ક, અશોક પછી બૌદ્ધ ધર્મનો મહાન આશ્રયદાતા બન્યો. તેના ગુરુ પાર્શ્વિકના આદેશથી તેણે જાલંધરમાં ચોથી (ને છેલ્લી) બૌદ્ધ પરિષદ ભરી ને ત્યાર પછી અશોકના પગલે ચાલી મધ્યએશિયા, તિબેટ, કાશગર, ખોતન, ચીન, મંગોલિયા આદિ દેશોમાં તેણે બૌદ્ધ ધર્મના પ્રચાર માટે અસંખ્ય ભિક્ષુઓ મોકલ્યા.

## નાગાર્જુન અને મહાયાનનો ઉદય

સમ્રાટ કનિષ્કના આ ધર્મપ્રચારના સમયથી નાલંદા વિશેષ મહત્ત્વ ધરાવતું થયું. કનિષ્કના સમયમાં બૌદ્ધ ધર્મના બે મહાન તત્ત્વજ્ઞાની થયા. અશ્વઘોષ અને સિદ્ધ નાગાર્જુન. તેમાં સિદ્ધ નાગાર્જુન મહાન બૌદ્ધ તત્ત્વચિંતક હોવા ઉપરાંત મહાન રસાયનશાસ્ત્રી પણ હતા અને તેમને આપણી જ ભૂમિએ જન્મ આપ્યો હતો. સૌરાષ્ટ્ર

3 'ગુજરાતી સાહિત્ય પરિષદ'માંનો 'પરિષદ' શબ્દ સ્વ. રણજીતરામ મહેતાએ આ 'બૌદ્ધ પરિષદ' નામમાંથી લીધો હતો એ નોંધવા જેવું છે.

(કાઠિયાવાડ)માં ઢંકપુરી (સોરાષ્ટ્ર પાસેનું આધુનિક ઢાંક) ને એમના જન્મસ્થાન બૌદ્ધ ધર્મના આ મહાન ઉદ્ધારક માટે આપણે ગૌરવ લઈ શકીએ. સમ્રાટ કનિષ્ક પાસે અશ્વઘોષ કરતાં પણ નાગાર્જુનનું સ્થાન મોટું હતું બૌદ્ધ સંઘ કે આ સમયે ૧૮ નિકાયો (નાના પંથો) માં વહેંચાએલો હતો તે સઘળા આ બંને મહા વિદ્વાનોના પ્રયાસથી એકત્ર થઈ તેના બે યાન પડ્યા' મહાયાન અને હીનયાન. હીનયાન એટલે બુદ્ધે ઉપદેશેલો મૂળ ધર્મ. એના વિરોધી નિકાય પોતે 'મહા' વિશેષણ ધારણ કરવાથી એના માટે આપોઆપ 'હીન' વિશેષણ વપરાવા લાગ્યું હતું. હીનયાનમાં બુદ્ધની પ્રતિમા પૂજવાનો નિષેધ છે, માત્ર તેમના મૃત અવશેષ ઉપર રચાએલા સ્તૂપને માન આપવાનો નિયમ છે. એ યાનમાં રૂઢિચુસ્તતા ઘણી છે. મહાયાને ઉદારતા અપનાવી. બુદ્ધની પ્રતિમા બનાવી તેની પૂજા કરવા સાથે અવલોકિતેશ્વર, તારા, વજ્રપાણિ, જંભલ, પ્રજ્ઞાપારમિતા, મારીચિ, હારિતિ ઈત્યાદિ દેવદેવીઓની પ્રતિમાઓ પણ એ યાનમાં પૂજાવા લાગી.

નાગાર્જુન નાલંદામાં આચાર્ય તરીકે રહેતા હોવાથી આ સ્થળ મહાયાનનું કેન્દ્ર થઈ પડ્યું. હીનયાને પાલી ભાષાને પસંદગી આપી હતી, જ્યારે મહાયાને સંસ્કૃતને અપનાવી હતી, એટલે નાલંદા સંસ્કૃતનું પણ કેન્દ્ર બન્યું હતું. નાગાર્જુન પછી તેમનો શિષ્ય આર્યદેવ નાલંદા વિહારનો આચાર્ય થયો હતો.

## નાલંદા મહાવિહાર

ફરી પાછો અનેક રાજકીય ઉથલપાથલો બાદ ઇ. ૩૨૦માં ગુપ્ત વંશનો મગધમાં ઉદય થયો. એના સમ્રાટ ચંદ્રગુપ્તના સમયમાં ફાહિયાન નામનો ચીનો વિદ્વાન હિંદના પ્રવાસે આવેલો. તે નાલંદાનો ઉલ્લેખ માત્ર કરે છે. પણ નાલંદાની અનોખી પ્રગતિ તો આ ચંદ્રગુપ્ત બીજાના શાસનકાળને અંતે શરૂ થઈ હતી. એનો ઉત્તરાધિકારી કુમારગુપ્ત ઈ. ૪૧૩માં ગાદીએ આવેલો ત્યારથી માંડી હર્ષવર્ધનના રાજ્યકાળ (૬૪૭) સુધીનો નાલંદાનો ઇતિહાસ ચીની પ્રવાસી યુવાન ચ્વાંગની નોંધપોથીમાંથી પ્રાપ્ત થાય છે.

એ યુવાન ચ્વાંગ પાંચ વર્ષ નાલંદા વિદ્યાપીઠમાં યોગશાસ્ત્ર, વેદાદિ બ્રાહ્મણ ગ્રંથો અને મહાયાનનો અભ્યાસ કરવા રહ્યા હતા. તે લખે છે કે 'હિંદમાં લોકે બીજા અસંખ્ય સંઘારામો (વિહારો) છે, પણ તે સર્વેમાં વૈભવ, વિસ્તાર ને ઉચ્ચ કેળવણીની દૃષ્ટિએ નાલંદા અજોડ છે. એમાં ૩૦ ફૂટ ઊંચી બુદ્ધની કાંસાની એક પ્રતિમા ઊભેલી છે ત્યાં ૬ મહાવિહારો, ૧૦૦ અધ્યાપન માટેના ગૃહો, ત્રણથી ચાર હજાર ચાર-ચાર માળવાળા ભિક્ષુઓના આવાસગૃહો, અનેક સ્તૂપો અને બીજી ઇમારતો છે. નાલંદાનું મહાન પુસ્તકાલય ત્રણ મોટા ગૃહોમાં આવેલું છે. તે દરેક ગૃહને નવ નવ માળ છે. આ ત્રણે અનુક્રમે રત્નસાગર, રત્નરંજક અને રત્નોદધિ કહેવાય છે. નાલંદા મહાવિહારની ચારે બાજુ ઘણો ઊંચો કોટ બાંધેલો છે. તેના દ્વાર પર દ્વારપાલ પંડિતો હાજર રહે છે. પ્રવેશ કરનાર પંડિત કે વિદ્યાર્થીની તેઓ પરીક્ષા લે છે ને તેમાં પસાર થાય તો જ પ્રવેશ મળે છે. વિહારમાં દસ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. ૧૫૧૦ મહાપંડિતો તેમને અભ્યાસ કરાવે છે. બધા વિદ્યાર્થીઓ ધીર, ગંભીર, પ્રતાપી ને ચારિત્ર્યશુદ્ધ છે, અને વિદ્યાપીઠની ૭૦૦ વર્ષની કારકિર્દી દરમ્યાન એક પણ વિદ્યાર્થીને શિસ્તભંગ માટે શિક્ષા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નથી. નાલંદા મહાવિહારના ખર્ચ માટે રાજ્ય તરફથી ૧૦૦ ગામ મળેલાં છે.



નાલંદાના ખોદકામમાંથી મળી આવેલી, આસામના રાજા ભાસ્કરવર્મનની રાજમુદ્રા (સીલ), લખાણ સાથે

સાહિત્ય ઉપરાંત અઢાર સંપ્રદાયોના ગ્રંથો, ચારે વેદ, હેતુવિદ્યા, શબ્દવિદ્યા, વૈદક, સાંખ્ય, ન્યાય, યોગશાસ્ત્ર ઈત્યાદિ પોતાની ઈચ્છા પ્રમાણે શીખી શકે છે.' આમ એ મહાવિહાર માત્ર બૌદ્ધધર્મનું જ વિદ્યાકેન્દ્ર ન હતું, બીજા ધર્મોનું શિક્ષણ પણ ત્યાં અપાતું.

નાલંદાના આચાર્યો બૌદ્ધ જગતના વડા વિદ્વાનો હતા. દેશદેશાંતરો સુધી એમની કીર્તિ વ્યાપેલી હતી. યુવાન ચ્વાંગ જણાવે છે કે 'આર્ય અસંગે બાર ગ્રંથો લખ્યા છે ને તેના ભાષાંતરો ચીન અને તીબેટ પહોંચી ગયા છે. તેના નાના ભાઈ વસુબંધુએ તર્કશાસ્ત્ર અને મહાયાનના અનેક પ્રતિષ્ઠિત ગ્રંથોની રચના કરી છે. તેમણે વ્યાકરણ ઉપર ગ્રંથ તથા બૌદ્ધ તત્ત્વજ્ઞાન ઉપર ચાર ગ્રંથો લખ્યા છે. કમળશીલ સંસ્કૃતમાં ૫૧૦ પુસ્તકો લખીને નામાંકિત થયા છે. બુદ્ધકીર્તિ તીબેટ અને ચીનની ભાષાઓના ધુરંધર પંડિત છે. બીજા સમર્થોના એ ભાષાઓમાં તેમણે અનુવાદો કર્યા છે. સ્થિરમતિએ સંસ્કૃતમાં નવ બૌદ્ધ ગ્રંથોની રચના કરી છે ને તેમાંથી ઘણાના ચીની ભાષામાં અનુવાદો થયા છે. કેટલાંયે તીબેટન ભાષાંતરોનું એમણે સંશોધન કર્યું છે. દિગ્નાગ તર્કશાસ્ત્રના અદ્વિતીય પંડિત છે. સ્થિરમતિના એક શિષ્ય ચંદ્રગોમિને ૬૦ પુસ્તકો લખ્યાં છે પણ એ બધા કરતાં મહાન તો મહાવિહારના કુલપતિ આચાર્ય શીલભદ્ર છે. એમના જેવા બીજા મહાપંડિત આખા બૌદ્ધ જગતમાં મળવા મુશ્કેલ છે. બૌદ્ધ સાહિત્ય, ધર્મ, તત્ત્વજ્ઞાન, વેદ, વેદાંતો ઇત્યાદિ સર્વ વિષયોના તેઓ આચાર્ય છે. પાણિનીના વ્યાકરણ અને યોગશાસ્ત્રના તો તેઓ અદ્વિતીય વિદ્વાન છે. સમસ્ત બૌદ્ધ જગતમાં તેમના પાંડિત્યની છાપ પડે છે અને સમ્રાટ હર્ષવર્ધન ગુરુ તેમની સામે બહુ આદર અને માનથી વર્તે છે.'

શીલભદ્ર પછી નાલંદાનો કુલપતિ તેમનો શિષ્ય ધર્મકીર્તિ થયો

* વલભીપુરમાં આ સ્થિરમતિ [illegible] (વળા)ના મહાવિહારમાં આવી

એણે પ્રખ્યાત બ્રાહ્મણ પંડિત કુમારિલને વાદવિવાદમા હરાવેલો નાલંદાની પ્રતિષ્ઠા એટલી બધી જામેલી હતી કે જે પંડિતે નાલંદામા અભ્યાસ ન કર્યો હોય તેની કિંમત ઓછી અંકાતી નાલંદામા અધ્યાપન, લેખન, ભાષણ ઇત્યાદિ સર્વ કાર્યો સંસ્કૃતમા થતા

અશોક અને કનિષ્ક પછી બૌદ્ધ ધર્મને રાજ્યાશ્રય આપનાર સમ્રાટ હર્ષવર્ધન થયો એ પોતે બૌદ્ધ નહોતો, (જોકે વૃદ્ધાવસ્થામા તે બૌદ્ધ ધર્મ તરફ ઢળતો થએલો) પણ મહાયાન પ્રત્યે તેને વિશેષ ભાવ હતો કનોજમા તેણે મહાયાન બૌદ્ધસંઘની પરિષદ ભરેલી

નાલંદાની સાથે આપણે આપણા ઘર આંગણાના વલભી વિદ્યાપીઠને ન ભૂલવું જોઇએ. હુએન સ્યાંગના સમયમા વલભીનો મહાવિહાર નાલંદાથી થોડેક જ ઊતરતો મનાતો હતો

તીબેટના બૌદ્ધ લામાઓનો સંપ્રદાય પ્રસિદ્ધ છે ઈ ૭૫૦ની લગભગ તીબેટના રાજાના આમંત્રણથી નાલંદાના શાંતિરક્ષિત અને પદ્મસંભવ નામના આચાર્યોએ ત્યા જઇને એ સંપ્રદાય સ્થાપ્યો હતો આમ નાલંદા તીબેટને એક મહાન વારસો આપતું ગયું છે

### કલાકેંદ્ર નાલંદા

હર્ષવર્ધન પછી ઉત્તર હિંદના રાજકીય ઇતિહાસનુ સ્વરૂપ તદ્દન પલટાઈ ગયું અને સર્વત્ર પ્રાચીન રાજવંશોનુ સ્થાન રાજપૂત વંશોએ લીધું તેમા પાલ નામનો રાજપૂત વંશ આઠમા સૈકામા બિહાર અને બંગાળનો સ્વામી થયો નાલંદાના સદ્ભાગ્યે આ વંશ બૌદ્ધધર્મી હતો, એટલે તેમણે નાલંદાની પ્રગતિ માટે ખૂબ મદદ કરી આ રાજ્યાશ્રય પામીને નાલંદા વિદ્યાશિક્ષણના કેન્દ્ર ઉપરાંત કલાશિક્ષણનુ પણ મથક બની રહ્યું સ્થાપત્ય, મૂર્તિકળા અને ચિત્રકળાએ ત્યા બૌદ્ધ ધર્મમા રંગાઈ એક નવું જ સ્વરૂપ ધારણ કર્યું ને બૌદ્ધ ધર્મના પ્રચાર સાથે નેપાળ, તીબેટ, ચીન, બ્રહ્મદેશ, જાવા અને સુમાત્રા સુધી તેનો પ્રભાવ પડવા લાગ્યો એ સમયની જ કલાસમૃદ્ધિના ઘણા નમૂના ખોદકામમાથી મળી આવ્યા છે તે પાછલા ગુપ્તકાળ અને મધ્યકાળના સ્થાપત્ય વચ્ચે એક મહત્ત્વની કડી સમાન થઈ પડે છે તેના સૌથી નીચેના થરોમા નાગો, કિન્નરો આદિથી યુક્ત અદ્ભુત ભાસ્કર્યો મળી આવ્યા છે એક મંદિર તો બહુ મહત્ત્વનુ છે ગુપ્તકાળમા મંદિરસ્થાપત્યનો પ્રારંભિક વિકાસ કઈ રીતે થયો તેનુ એ સારું ઉદાહરણ પૂરું પાડે છે

નાલંદાને આંગણે કાળા સ્લેટ પત્થરની એક વિશિષ્ટ પ્રકારની બુદ્ધ મૂર્તિઓ ઘડાતી હતી વળી ત્યા કાંસાની ધાતુપ્રતિમાઓ ઢાળવાની પરંપરા તો છેક સાતમા સૈકા જેટલી જૂની હતી આ સ્લેટ અને કાંસાની મૂર્તિઓ નાલંદાથી છેક નેપાલ, તીબેટ, ચીન, બ્રહ્મદેશ અને જાવા-સુમાત્રા લગી પૂજા અર્થે જતી હતી પરિણામે ત્યાની સ્થાનિક શૈલી ઉપર આ નાલંદા શૈલીએ ઊંડી છાપ પાડી હતી

પૂર્વ-મધ્યકાળમા નાલંદાએ હિંદી ચિત્રકળાના વિકાસમા પણ અગત્યનો ભાગ ભજવ્યો છે પાલ શૈલીને નામે ઓળખાતી ચિત્રશૈલીનુ એ આઠમાથી બારમા સૈકા સુધી મુખ્ય મથક રહ્યું હતું અહીં નવમા સૈકામા ધીમાન અને વીતપાલ નામના મહાન ચિત્રકારો થયા હતા લામા તારાનાથ જણાવે છે કે દસમા સૈકામા સિંગચૂન નામનો ચીનો ચિત્રકાર નાલંદામા ભારે ખ્યાતિને વર્યો હતો એણે 'પ્રજ્ઞાદેવ' એવું હિંદી નામ ધારણ કર્યું હતું અને વિહારમા મૈત્રેય બુદ્ધ તથા બોધિસત્ત્વના ઘણા સુંદર ભીંતચિત્રો કર્યા હતાં સુપ્રસિદ્ધ કલાવિવેચક ડૉ આનંદ કુમારસ્વામી જણાવે છે કે નેપાળ અને બંગાળમા મળી આવતી ૧૧મા અને ૧૨મા સૈકાની તાડ ઉપરની હસ્તપ્રતો જે ચિત્રકામયુક્ત લાકડાની પેટીઓમા મૂકેલી હોય છે





ઉપર અભય મુદ્રાવાળી 'બોધિસત્ત્વ પદ્મપાણિ'ની ધાતુમૂર્તિ(ઉત્તર-મધ્યકાળ) નીચે નાગફણાવાળી દેવીની પથ્થરમૂર્તિ(પૂર્વ-મધ્યકાળ)

માનવી અનેક ભાગોમા સાથે નાલંદાના મૂર્તિવિધાન, શિલ્પ, ચિત્ર અને સ્થાપત્યકળા પણ વિકસ્યા હતી અને તેમા પોતાની વિશિષ્ટ શૈલી ખીલી હતી તેના નમૂના અહીં આપ્યા છે







વિવિધ માધ્યમોમાં ઉતારેલી ચીની કળાના નમૂના : ડાબી બાજુ ચિનાઈ માટીકામનો નમૂનો-'નર્તકી'; વચ્ચે : વિશિષ્ટ આકારનો ચિનાઈ ઘંટ—તેના ઉપરના આકડાને બે પડખે મકરસર્પના શોભનો છે અને ચિનાઈ ધાતુકામનો એ લાક્ષણિક નમૂનો છે, જમણી બાજુ-ઉપર : ચીની માટીકામનો એક રૂપસુંદર વાટનો ઘડો, નીચે બતકના આકારનો ચીની કારીગરીનો ધાતુનો કળશો-જે તેની પાંખ ઉપરથી ઉઘડે છે

સ્થિતિમાં બેઠા છે તે આ નિશ્ચયનું ઉત્તમ દૃષ્ટાંત છે બુદ્ધની આ આનંદસમાધિએ ચીનને વિચાર નિમગ્ન કરી નાખ્યું છે

હિંદની કળા અને કવિતામાં પણ સૃષ્ટિસૌન્દર્યથી મળતા આનંદના વર્ણનો અને આલેખનો ઘણા છે છતાં ચીનના જેવો કુદરતનો બારીક અને સર્વવ્યાપી અભ્યાસ તો હિંદમાં પણ નથી એમ કહેવું પડશે ચીને જેવા કેવળ કુદરતી દૃશ્યો કળામાં ઉતાર્યા છે તેવા તો હિંદે તો શું પણ કોઈ દેશે ઉતાર્યાં નથી ' ધ્યાનથી પ્રાપ્ત થતી એકાગ્રતાના ગુણને પ્રતાપે પૃથ્વી અને મનુષ્યોની મૈત્રીનો બહુ ઊંડો ભાવ ચીનની કળામાં અમરકાન્તિ થયો છે

પશ્ચિમના પ્રજામાનસમાં જડ જગતને ખરું માનવાનો ઝોક છે એ લોકો જગતને ભોગવવાની વસ્તુ ગણે છે. કુદરતી બળોને વશ કરી એને મનુષ્યના ઉપયોગમાં લેવાના પુરુષાર્થ એણે કર્યા છે સંસારના સુખ યથેચ્છ ભોગવવામાં કંઈ દોષ હોય એમ એમને લાગતું નથી તેથી દૃશ્ય જગતનાં સૌન્દર્યનો મહિમા એમણે પુષ્કળ ગાયો છે ને આલેખ્યો છે. પુરુષોના પ્રતાપ, સ્ત્રીઓનાં લાવણ્ય અને માનવપ્રવૃત્તિઓના હજારો દૃશ્યો એમણે કળામાં ઉતાર્યા છે. સમુદ્રો, નદીઓ અને ઝરણાં, પાણી પર પડતા ચંદ્ર અને સૂર્યપ્રકાશના તેજછાયા, લીલાં ખેતરો અને ઘટાદાર વૃક્ષો, ભૂરા પહાડો અને વિવિધરંગી પક્ષીઓ ઇત્યાદિ તેઓ આબેહૂબ ચીતરે છે, પરંતુ એની પાછળ કંઈ ઊંડું કે અદૃશ્ય તત્ત્વ પશ્ચિમનો કળાકાર જોતો નથી આટલું બાહ્ય સૌન્દર્ય જ્યાં ન હોય ત્યાંથી એ ભાગી જાય છે

પણ એ દૃશ્ય માનવ જગતની પાર જે અગાધ ને અદૃશ્ય શક્તિઓ ઉછળી રહી છે અને વૈભવ પ્રસર્યા છે તેને ને પશ્ચિમના લોકોને તો જાણે કંઈ સંબંધ જ નથી ઉજ્જડ રણો, નિર્જન પર્વતો, એકાકી પંખીઓ કે ઘાસનાં ફૂલને ચીની અને જપાની કળાકારો જે કલ્પનાથી, ભાવથી ને પ્રેમથી ચીતરે છે તેવી શક્તિ પશ્ચિમના કલાકારોએ દર્શાવી નથી એમને તો મોટે ભાગે ઉપયોગિતાની જ દૃષ્ટિથી જગતને જોવું છે શુદ્ધ આનંદની દૃષ્ટિનો વર્ડ્ઝવર્થ જેવા કોઈ વિરલમાં જ હતી

નાયગરાના ધોધ જે યૂરોપિયન પ્રવાસી પહેલો જોવા ગયો હતો તે તો એના રાક્ષસી દેખાવથી ગભરાઈ જ ગયો હતો મુંબાઈ પાસેની આપણી એલિફન્ટા (ઘારાપુરી)ની ગુફામાંના શિવ કંડિગ્ર પ્રથમ જોયા તે તો કલાપ્રેમી અંગ્રેજ હતો, પરંતુ તે પણ એ શિવના બીજા વધારાના હાથ કાપી નાખવા જોઈએ એમ ભલામણ કરી ગયો હતો ' અને એ ભવ્ય રૂપને પણ એણે 'મોન્સ્ટર' (કદરૂપું) કહી નાખ્યું હતું '

ચીનના કલાકારો મનુષ્ય-આત્માને સંસારની ક્ષુદ્ર તૃષ્ણાઓના વાતાવરણથી ઊંચે લઈ જાય છે તેઓ એ તૃષ્ણાઓનો ત્યાગ કરાવતા નથી, પરંતુ એના ખુદ સ્વરૂપને જ બદલી નાખે છે. એથી જ પશ્ચિમના લોકોને ભયંકર અને કાળમુખો લાગતો પેલો મકરસર્પ ચીનાઓને મન મહાબળવાન છતાં રમવાની વસ્તુ લાગે છે '

શેલી જીવનથી કંટાળ્યો હતો; છતાં પશ્ચિમના સૂસવતા વાયરા (West Wind)ને એ જેમ પોતાના વિખ્યાત કાવ્યમાં અભિનંદન આપે છે, તેના જેવો ચીનાઓનો પેલા મકરસર્પ પ્રત્યે ખ્યાલ છે વળી આકાશ, જે સર્વ જગતને વ્યાપી રહ્યું છે, જે અનંત છે અને જેના ઊંડા રહસ્યો આપણે કંઈ જાણતા નથી તે આકાશ ચીતરવાનું તો ચીની કે જપાની ચિત્રકારોને જ આવડે છે, બીજા કોઈને આવડતું નથી

એમને મન, આકાશ એ કોઈ ભયાનક દીવાલ, ભીંત કે બીજી આડ જેવી વસ્તુ નથી, અથવા એ જોવાથી માણસ અવાક્ થઈ જાય એમ પણ નથી આકાશ-'સ્પેઇસ'-અવકાશ એ એમને મન તો મુક્ત આત્માનું ઘર છે અનંત આત્માનો ત્યાં પ્રવાહ વહે છે ને એ પ્રવાહ સાથે તરવાની ખરી મજા આકાશમાં જ છે એમ ચીનની રસદૃષ્ટિએ સિદ્ધ કર્યું છે વિશ્વને કંઈ મર્યાદા નથી એ પૂર્ણ છે અને એ પૂર્ણતા સકળ આકાશમાં છવાઈ રહી છે. આ ભાવ અને અનુભવ ઉપર કુદ-

માસની અધવચ્ચે (મુંબઈમાં વરસાદ પડવા માંડે તેની એક અઠવાડિયા પછી) વરસાદ શરૂ થઈ સપ્ટેમ્બરની આખરે તે બંધ પડે છે ગુજરાતનો વરસાદ સામાન્ય હોય છે અને એક માસ પછી મુદ્દા-દરમાં બંગાળાના ઉપસાગરના વાયુપ્રવાહ જ્યારે ગુજરાત ઉપરથી પસાર થાય છે ત્યારે જ ખરેખરું ચોમાસું બેસે છે આ વાયુપ્રવાહ હમેશા એકજ રીતે ગુજરાતમાંથી પસાર થતો નથી કોઈક વાર તે આ પ્રદેશની નજીકમાંથી પસાર થાય છે, તો કોઈક વર્ષે તેની ઉપર થઈને વાય છે. જે વર્ષે આ વાયુપ્રવાહની સાથે ઓછો ભેજ આવે છે તે વર્ષે આપણે ત્યાં વરસાદની અછત અનુભવાય છે, અને વધુ ભેજ આવે છે તે વર્ષે અતિવૃષ્ટિ થાય છે ગયે વર્ષે ગુજરાતમાં થયેલી અતિવૃષ્ટિ આ વાયુપ્રવાહને જ આભારી હતી ગુજરાતનું ચોમાસું જેના પર નિર્ભર છે એવા આ બે વર્ષાવાયુઓ હજારો વર્ષથી હાલની રીતે જ ગુજરાત ઉપરથી પસાર થતા આવ્યા છે, એટલે વરસાદ અને હવા-પાણીના સર્જક તત્ત્વોમાં કાંઈ પરિવર્તન થયું નથી

વરસાદનું પડવું કે હવાપાણીની વધઘટ એ માત્ર તેના સર્જક કુદરતી તત્ત્વોને જ આભારી હોતાં નથી જે પ્રદેશ ઉપરથી વર્ષાવાયુ પ્રવાહિત થાય તેના ભૂપૃષ્ઠ ઉપર તેના ભેજને આકર્ષનારાં તત્ત્વો પણ મોજૂદ હોવાં જોઈએ. આ તત્ત્વો મુખ્યત્વે પર્વતો અને વનસ્પતિ હોય છે. વર્ષાવાયુના માર્ગ આડા જ્યાંજ્યાં પર્વતો આવે છે તે તે વિસ્તારમાં પુષ્કળ વરસાદ પડે છે ધરમપુર વાંસદા, છોટાઉદેપુર, દેવગઢબારિયા, ઇડર, આબુ, ગીર, ગિરનાર આદિ ગુજરાતના પાર્વત્ય વિસ્તારોમાં સૌથી વધુ વરસાદ પડે છે તેનું કારણ એ જ છે વડોદરા પ્રાંત, ખેડા અને અમદાવાદ જિલ્લાઓ તથા ઉત્તર ગુજરાત જેવો તળ ગુજરાતનો પ્રદેશ તેની ઉપરથી વર્ષાવાયુ સીધા પસાર થઈ જતા હોવાથી ત્યાં વરસાદ ઓછો પડે છે સપાટ પ્રદેશમાં જો જંગલો ઊભેલાં હોય તો તેમનો ભેજ વરસાદને આકર્ષતો હોઈને એવા પ્રદેશમાં વરસાદ સારો પડે છે જંગલો ન હોય અને ખેતીવાડીની લીલોતરીથી પ્રદેશ ખૂબ સમૃદ્ધ હોય તોપણ ત્યાં વરસાદ સંતોષકારક પડે છે; પણ જો એ પ્રદેશમાં લીલોતરી બહુ ઓછી કે તેનો અભાવ હોય તો વરસાદ નજીવો પડે છે છેલ્લા સો વર્ષના ગાળામાં તો ગુજરાતના હવાપાણી કે વરસાદના પ્રમાણમાં કાંઈ ફેરફાર થયો નથી, પરંતુ થોડાક સૈકા ઉપર ગુજરાતના સપાટ તળપ્રદેશમાં કેટલાયે વિસ્તારોમાં જંગલો ઊભેલાં હતાં, એટલે ત્યાં હાલ કરતાં વિશેષ વરસાદ પડતો વળી પ્રાચીન કાળમાં ગામેગામ તળાવો હતાં અને રાજ્ય તરફથી તેમની પૂરતી સંભાળ લેવાતી, કેટલીયે નદીઓ બાંધવામાં આવી હતી એટલે પાણીના પૂરતા સંગ્રહને કારણે જંગલ વિહોણા સપાટ પ્રદેશો પણ વાડીઓ અને લીલાં ખેતરોથી ભરચક હતા. એ સમૃદ્ધ વનસ્પતિને લીધે હાલ કરતાં એ પ્રદેશો વરસાદને વિશેષ પ્રમાણમાં આકર્ષતા. આ પ્રમાણે પ્રાચીન તથા મધ્યકાળમાં ભૂપૃષ્ઠ પરના વરસાદને આકર્ષનારાં તત્ત્વો ખૂબ સમૃદ્ધ હોવાથી તળ ગુજરાતના સપાટ પ્રદેશમાં હાલ કરતાં વિશેષ વરસાદ પડતો

આમ, ગુજરાત કે જે હિંદની લીલી વાડી કહેવાય છે તેની ઘડી બગડેલી રુક્ષતા (?) માટે માનવી જ જવાબદાર છે, કુદરત નહિ નદીઓને કોઈ બાંધતું નથી, પ્રાચીન કાળમાં ગામેગામ જે તળાવો હતાં તે આજે પુરાઈ ગયાં છે, રજવાડાઓને પ્રજાની પાણીની જરૂરિયાતની કાંઈ પડી નથી, વીઘોટી વસૂલ કરવી એ જ તેમની એકમાત્ર ફરજ અને ગરજ લાગે છે, અને જ્યાં પાણી કે જળસંચયની થોડીઘણી મદદ અપાય છે ત્યાં તેના બદલે એટલો બધો કર લેવાય છે કે પ્રજાને તે પરવડતો નથી.

—મ. વ પં

## કેરી

લગભગ બધા જ ઉષ્ણકટિબંધના દેશોમાં કેરીનો પાક થાય છે. હિંદ ઉપરાંત મલાયા, જાવા, દક્ષિણ આફ્રિકા, ઇજિપ્ત, ફ્લૉરિડા, ફિલિપાઇન અને મીલોનમાં પણ તે થાય છે, છતાં હિંદુસ્તાનનો પાક સૌથી વધી જાય છે. બંગાળથી મદ્રાસ અને બંગાળાથી મુંબઈ સુધી કોઈ પ્રદેશ એવો નથી કે જ્યાં કેરી ન જ મળી શકે એકલા મુંબઈ અને મદ્રાસ ઇલાકામાં જ ત્રણ લાખ એકર જેટલી જમીન આંબા માટે રોકાએલી છે

આંબાનો ઉછેર કદાચ અતિ પ્રાચીન સમયથી થતો આવ્યો છે. દરેક ધર્મકાર્યોમાં તેના ફળ અને પાનનું માહાત્મ્ય ગણાયું છે શોભા અને શણગારમાં તેનો કળામય પ્રયોગ થતો આવ્યો છે. ખોરાક તત્ત્વ અને ઔષધ તરીકે વૈદકગ્રંથોએ તેને પ્રમાણ્યો છે કવિ કાલિદાસથી માંડી સાહિત્યમાં અનેક પ્રસંગે આમ્રવૃક્ષરાજિ અને તેની મંજરીઓ સાથે કોયલના ટહુકાર અને પ્રેમીઓના મિલનો સંકળાએલા છે

શાહેનશાહ અકબરે દરભંગા પાસે દસહજાર આંબાનું વાવેતર કરાવ્યું હતું એના સો વરસના વૃક્ષો તો કંઈક દેખાય છે. પૂર્વ ખાનદેશમાં ૩૦૦ વર્ષના ઝાડ પણ છે.

ભાવપ્રકાશમાં કેરીના રસના ગુણ બહુ વર્ણવ્યા છે પાકી કેરીનો રસ સુગંધી, સ્નિગ્ધ, ઘન, બહુ સત્ત્વવાળો, રુચિકર, હૃદયને બળ દેનારો, ધન, નિદ્રા લાવનાર વર્ણને તેજ આપનાર, લોહી સુધારનાર વગેરે છે તપસ્વીઓને પણ તે આનંદ આપનાર છે. હમણાંની વૈજ્ઞાનિક શોધોએ જાહેર કર્યું છે કે એપલ કરતાં છ ગણાં વીટામિન 'સી' તત્ત્વો હાફૂસ (આલ્ફૉન્ઝો) કેરીમાં છે ઉપરાંત કેરીમાં વીટામિન 'એ' વીટામિન 'બી' અને વીટામીન બી (B₂) પણ છે વીટામીન 'એ'નું કેરીના રસમાં માખણના જેટલું જ પ્રમાણ છે તેમાં સાકરનું પ્રમાણ વધારે છે, પણ કૅલ્શ્યમ ને ફૉસ્ફૉરિક ઍસિડ ઓછાં છે

કેરી ખાવાના અનેક પ્રકારો છે. તેમાંથી બનતા, અથાણાં ચટણી અને મુરબ્બાનો પાર નથી. હિંદમાં કેરીની લગભગ ૫૦૦ જાતો થાય છે, પણ તેમાં હાફૂસ શિરોમણિ છે. તે ઘણેભાગે સુરતથી ગોવા સુધીના ઘાટ પ્રદેશમાં જ થાય છે વેપારની દૃષ્ટિએ હાફૂસ કેરીના જથ્થો ૧૯૩૨માં પહેલવહેલો યુરોપ મોકલવામાં આવ્યો હતો તેને વધુ ટકાવી રાખવાના પ્રયોગો પૂનામાં નિષ્ણાતો અજમાવી રહ્યા છે.

## યુદ્ધ અને કાગળ–૨

ગઈ નાતાલ વખતે ઈંગ્લંડના સરંજામ ખાતાના પ્રધાને યુદ્ધને કારણે ક્રિસ્ટમસ કાર્ડ લખવા સામે પ્રતિબંધ ફરમાવ્યો હતો, કે જેથી એટલા વેડફાતો કાગળ કારતૂસો અને બીજી આવશ્યની બનાવટો માટે ઉપયોગમાં લઈ શકાય

અમેરિકામાં કાગળની બનાવટમાં લેવાતા ક્લોરીનના ગંજાવર વપરાશ પર ત્યાંના યુદ્ધસરંજામ ખાતાએ વાર્ષિક ૬૫૦૦૦ ટન ક્લોરીનનો કાપ મૂક્યો છે. કેમકે કાગળને બ્લીચ કરવામાં વપરાતા એ રસાયનની જરૂર યુદ્ધસરંજામ માટે નીચેના વિવિધ ઉપયોગમાં પડે છે ઝેરી ગૅસો સામે સૈનિકોનું રક્ષણ કરનારા 'ડિમૉલિશન ક્લોથ' બનાવવામાં, હવાઈ વિમાનોમાં ઠંડક લાવનારા સાધન તરીકે, ઉપરાંત સૈન્યના ઉપયોગના પાણીને શુદ્ધ કરવામાં, નવમૅટન બનાવવામાં, વૉટરપ્રુફ પૅરેફિનના તંબૂઓ બનાવવામાં અને એવા જ બીજા ઉપયોગમાં.

યુનાઇટેડ સ્ટેટ્સમાં લશ્કરને યુદ્ધવ્યૂહની સૂચના આપનારાં ટૂંકા નકશાઓ બે કલાકમાં તૈયાર કરી આપી શકે તેવા મુદ્રણયંત્રો લશ્કરી સરંજામ માટે તૈયાર કરવામાં આવ્યાં છે. યુદ્ધભૂમિથી ૨૫ માઈલ

પાછળ હમેશાં જોડવાઈ રહેતા ૧૦૦ માણસો અને પાંચ અગત્યના એ કારખાની સાથે મોટો ફોટોગ્રાફ કૅમેરા પણ હોય છે, જે વડે ગમે તેવું ચિત્રનું ૨૮ગણું એન્લાર્જમેન્ટ બનાવી શકાય છે. નકશાઓ એટલી ઝીણામાં ઝીણી વિગતોથી ભરેલા હોય છે કે કોઈ મેદાન જંગલમાં આવેલું અટુલું દેવળ સુદ્ધાં તેમાં દર્શાવેલું હોય છે. યુદ્ધસેનાપતિઓ આ નકશાઓ પર નિશાનીઓ આલેખીને લશ્કરની ગોઠવણી, સરસામાન પૂરો પાડનારી છાવણીઓ અને હુમલો કરવાના વ્યૂહ વગેરે ક્યાં અને કેમ રાખવા તે આલેખી આપે છે, અને પછી કાળી શાહીએ છાપેલા એ સ્થાનના ઝીણવટભર્યા નકશા ઉપર લાલ શાહીથી સેનાપતિની ઉપર્યુક્ત સૂચનાઓ છપાઈને એ ચોરસી નકશાઓ બે કલાકમાં તો બધા રેજિમેન્ટોને પહોંચતા કરી દઈ શકાય એવી વ્યવસ્થા કરેલી છે. આ રીતે સેંકડો શબ્દોનું કામ માત્ર થોડી રેખાઓમાં કરી બતાવતા આ બોલતા નકશાઓ એકેએક લાઈન ઑફિસરના હાથમાં આવી પડે છે.

જેને આપણે વાકિંગપેપર કહીએ છીએ તે કાર્ડબોર્ડમાંથી અમેરિકાએ સૈનિકોને સૂવા માટે કાગળના ગોદડાં બનાવ્યાં છે. પાંચ પડના કાર્ડબોર્ડના પાતળા પણ અત્યંત ચીકટ અને મજબૂત એ ગાદલાં પર તેને વૉટરપ્રૂફ બનાવવા માટે ડામરનો પટ દીધેલો હોય છે અને બહારની બાજુએ ચીઝક્લોથનું પડ ચડાવી કિનારો શીવેલી હોય છે. ૭ ફૂટ લાંબા અને ૩॥ ફૂટ પહોળાં આ ગોદડાંઓ માત્ર ત્રણ રતલ વજનનાં હોવાથી સાથે હેરવીફેરવી શકાય એવાં પડે છે. તેની ખુલ્લી બાજુએ એક છેડો ત્રણ ફૂટ વધારે લાંબો રાખેલો હોય છે, જે સૂનાર સૈનિક તો ઓશીકા તરીકે ઉપયોગમાં લઈ શકે અગર ચાહે તો હવા કે વરસાદથી બચવા મોં પર ઢાંકી શકે.

બ્રિટનમાં હવેથી [illegible] ટપાલની ટિકિટો હવેથી અત્યંત ઝીણા [illegible] છાપવામાં આવશે, જેથી શાહીમાં વપરાતાં એટલાં રસાયણોનો બચાવ થાય.

યુદ્ધ સમયે લેવાતા રક્ષણાત્મક પગલાંઓની સૂચના આપતી જે પુસ્તિકાઓ અમેરિકામાં કરોડોની સંખ્યામાં છાપવામાં આવનાર છે તેમાં કેવા બીબાં (ટાઇપ) વાપરવાં તથા તેની રચના કેવા પ્રકારની રાખવી તેની સલાહ માટે અમેરિકાની રાજધાની વૉશિંગ્ટન અને ન્યૂયૉર્કમાં દેશના મુદ્રણકળાનિષ્ણાતોને બોલાવવામાં આવ્યા છે.

ચીને લડાઈના ઉપયોગ માટે પોતાના ધાતુના બધા જ સિક્કા વ્યવહારમાંથી ખેંચી લીધા છે. તેને બદલે બધા પ્રકારની ચલણી નોટો બહાર પાડી, અમેરિકા લડાઈમાં ઊતર્યું ત્યાં સુધી એ દેશ પાસેથી દર મહિને વીસ ટન નોટનો કાગળ તે ખરીદતું હતું. આજે હવે અમેરિકામાં નિકલ અને ચેનીના નાના સિક્કાઓ યુદ્ધસરંજામ માટે લેવાની વિચારણા વૉશિંગ્ટનમાં થઈ રહી છે.

મિત્ર રાજ્યોએ હવે કારખાનાની બનાવટ માટે સુતરાઉ કોથળાને બદલે કાગળ ને લાકડાના માવો મોટે પાયે વાપરવા માંડ્યા છે. ૧૯૪૨માં યુનાઇટેડ સ્ટેટ્સ મીરાણ-પટ્ટા મદદ તરીકે ૨૭૫,૦૦૦ ટનનો વધારાનો માલ મિત્રરાજ્યોને પૂરો પાડશે.

૧૯૪૨ દરમ્યાન અમેરિકામાં પ્રત્યક્ષ રક્ષણના યુદ્ધપ્રયત્ન ખાતે ચાળીસ લાખ ટન કાગળના પૂઠાં (એ દેશની કુલ ઉપજનો ૧૦ ટકા ભાગ) વપરાશે. પૅકિંગના કામ ઉપરાંત તેનો ઉપયોગ છાવણીઓ, વિમાનો અને કૅન્ટોન્મેન્ટ બિલ્ડિંગોમાં ઇન્સ્યુલેશન કરવામાં થવાનો છે.

### પ્રજ્વલક બૉમ્બ અને તેના આગિયા ગોળા

બર્મા અને સિંગાપોર પરના આક્રમણ દરમ્યાન જાપાની વિમાનીઓએ દોઢ દોઢ મણ વજનના પ્રજ્વલક બૉમ્બ વાપર્યા હતા. આ બૉમ્બ કોઈ પણ વસ્તુ સાથે અથડાય કે તરત જ ફાટે છે અને તેમાંથી આગિયા ગોળા વધુમાં વધુ ૫૦ વાર સુધીના વિસ્તારમાં ઊડે છે. આ ગોળા ફૉસ્ફરસ મિશ્રિત રબ્બરના બનાવવામાં આવે છે. તેનો વ્યાસ એક ઇંચ હોય છે, અને તે તરત જ સળગતા નથી. એકાદ બે મિનિટ પછી સળગી ઊઠે છે. દરેક ગોળામાંથી ચારથી છ ઇંચ ઊંચી જ્વાળા પ્રગટે છે.

આ ગોળા પર પાણી રેડીને અથવા તો બીજી રીતે બુઝાવીને તેને ઓલવી શકાય છે. પણ ફૉસ્ફરસમાં હવાના સ્પર્શમાત્રથી સળગી ઊઠવાનો ગુણ છે, એટલે પાણી સુકાઈ જાય અથવા તેની ભીનાશ જાય કે તરત જ તે ગોળા પાછા સળગી ઊઠે છે.

આગિયા ગોળાથી બચવાનો સારામાં સારો ઉપાય એ છે કે તેમને પાણીથી તરબર ભીની રેતીથી પ્રથમ ઓલવી નાખવા, પછી તેને પાણીથી ભરેલી બાલદીમાં નાખી, વગડામાં [illegible] દૂર દૂર જઈ નાખી દેવા, એટલે તે બળીને રાખ થઈ જાય. બૉમ્બના બધા ગોળા આ રીતે લઈ લેવાય તેની ખાસ કાળજી રાખવી જોઈએ.

### સ્ટિરપ પમ્પનો ઉપયોગ

આગિયા ગોળાથી લાગેલી આગ સ્ટિરપ પમ્પથી ઓલવી શકાય છે. સ્ટિરપ પમ્પથી કામ લેવા માટે ત્રણ માણસોની જરૂર પડે છે. પહેલો માણસ (જે એ ટુકડીનો નેતા ગણાય) આગ બુઝાવવાનું કામ કરે છે, તેથી તેની જવાબદારી વધુમાં વધુ ગણાય છે. બીજો અને ત્રીજો માણસ તેને પાણી પૂરું પાડવાનું કામ કરે છે.

૨૫ ફૂટ લાંબી નળીવાળો સ્ટિરપ પમ્પ ૩૦ ફૂટ સુધી પાણીની ધારોડી ફેંકી શકે છે અને ૧૫ ફૂટ સુધી સ્પ્રે (પાણીના ફોરા) ફેંકી શકે છે. પહેલા માણસના હાથમાં પમ્પનું નાળચું (nozzle) હોય છે અને બીજો તથા ત્રીજો માણસ પમ્પ, ઝૂડ અને પાણી ભરેલી બે બાલદીઓ અથવા પાણી ભરેલા, ઢાંકણાવાળા કેરોસીનના ડબ્બા તૈયાર રાખે છે. દરેક બાલદીમાં ત્રણ ગૅલન પાણી સમાય છે. આ સિવાય બીજાં સાધનોમાં બળવાળા માણસ પાસે હોય છે તેની કુહાડી, (fireman's axe), એક વીજળીની બૅટરી અને ૭૦થી ૧૦૦ ફૂટ લાંબુ દોરડું. એટલું લેઈએ પણ આ ત્રણ સાધનોની આવશ્યકતા અનિવાર્ય નથી.

ટુકડીનો નેતા, 'શરૂ' કહે ત્યારે તે જેવો પમ્પનું નાળચું હાથમાં રાખીને આગળ વધે છે તેવો જ બીજો માણસ ડોલમાં પમ્પની નળી (barrel) રાખીને ઝૂડમાં પાણી ભરવા માટે ચાર પાંચ પ્રહાર (strokes) મારે છે. પછી તે આમ 'શરૂ' કહે એટલે પહેલો માણસ આગ બુઝાવવાનું કામ શરૂ કરે છે, અને બીજો માણસ પાણીની ધાર પૂરી પાડે છે. સતત પ્રવાહ માટે તેને મિનિટના ૭૦ પ્રહાર ને સ્પ્રે માટે મિનિટે ૩૫ પ્રહાર મારવા પડે છે. ત્રીજો માણસ ડોલને પાણીથી ભરેલી રાખ્યા કરે છે અને જરૂર પડે બીજા માણસને મદદ કરે છે.

પહેલો માણસ 'રોકો' કહે ત્યારે બીજો માણસ પમ્પ ચલાવવાનું રોકી રાખે છે, પણ પમ્પની નળી (barrel) તો ડોલમાં જ રાખી મૂકે છે, અને પહેલો માણસ ફરી 'શરૂ' કહે તો ફરીથી કામ શરૂ કરવા માટે તૈયાર રહે છે.

જ્યારે પહેલો માણસ 'વિરામ' કહે છે ત્યારે બીજો માણસ બાલદીમાંથી નળી (barrel) કાઢી લે છે અને ઝૂડમાંથી પાણી કાઢી નાખી તેને લપેટી લે છે. દરેક માણસ પોતપોતાની જગ્યા સંભાળી લે છે અને રજા લે છે.

—[illegible]

# કુમાર કાર્યાલયનાં કલાત્મક પ્રકાશનો

**અજવાળી રાત**
કિંમત ૨-૦-૦
રજી પોસ્ટેજ
૦-૮-૦



પંદર અજવાળી તિથિઓ સમી પંદર રમણીય ચૂંટેલી વાર્તાઓનો આ સંગ્રહ, અજવાળી રાતની મધુર ચાંદનીની પેઠે, નાનાં-મોટાં, નવીન તરુણ, ગહેરી આમજન, સૌને એકસરખો રસ આપે એવો સર્વગ્રાહી છે. ઘરનાં સ્ત્રીજન કે ઓછું ભણેલા આમજન પણ સમજી શકે એવી સરળ સુબોધ, અને સૌ વિનોદ પામે એવી [illegible] વાર્તાઓ, વિવિધરંગી ચિત્રો અને મનોહર રૂપરંગની સજાવટ સાથે બેરંગી મજબૂત પૂઠાવાળા સુંદર પુસ્તકમાં.

**અજંતાના કલામંડપો**
કિંમત ૧-૮-૦
રજી. પોસ્ટેજ
૦-૫-૦



હિંદના સાહિત્યમાં આ વિષયનું આટલું ચિત્રપૂર્ણ ને છતાં આટલું સસ્તું આ પહેલું જ પુસ્તક છે. શ્રી રવિશંકર રાવળે લખેલો અજંતાની કલાની વિસ્તૃત સમાલોચના કરતો લેખ, એના પાનાંને રમણીય કરતાં ૯ ત્રિરંગી ચિત્રો, તથા આર્ટપેપર ઉપર છાપેલાં ૧૬ પાનાં ભરીને આલેખનો અને ફોટોગ્રાફો, તેમજ પાને પાને અજંતાનાં શોભનોનાં રેખાંકનો,—આ બધું ધરાવતા આ અપૂર્વ કલા ગ્રંથની ગુજરાતી તથા હિંદી બંને આવૃત્તિઓ મળે છે.

**ગુજરાત કલા-કલાપ**
કિંમત ૧-૦-૦
રજી. પોસ્ટેજ
૦-૬-૦



કલાત્મકતા અને સસ્તાપણામાં અનન્ય એવો ચિત્રસંગ્રહ. વિશુદ્ધ કલાને અત્યંત સસ્તા દરે ઘરઘર પહોંચતી કરવાનો હેતુ આ પ્રકાશન પાછળ છે. પાંચ અગ્રણી ગુજરાતી કલાકારો-ના છ પૂર્ણરંગી ચૂંટેલા ચિત્રોનો આ સંપુટ, ૧૧x૧૪ના માપનાં આર્ટબોર્ડ પર ફ્રેમ માટે તૈયાર રૂપમાં આપવામાં આવ્યો છે. એક રૂપિયામાં આવાં રંગીન ચિત્રો આટલાં સસ્તાં કોઈએ હજી આપ્યાં નથી અને તેથી જ તેની બે આવૃત્તિઓ થઈ ગઈ. એવો જ બીજો છ ચિત્રોનો નવો સંપુટ (કલાકલાપ બીજો) પણ તૈયાર થાય છે

**કુમારના ખાસ અંકો ૧૦૦ અને ૨૦૦**
દરેકના ૨-૦-૦
બંને સાથે ૩-૮-૦
રજી પોસ્ટેજ
દરેકનો ૦-૪-૦




'કુમાર'ના આ બંને ખાસ અંકો ગુજરાતના પત્રકારત્વમાં અનોખા યુગવર્તી પ્રયોગો મનાયા છે. લબ્ધપ્રતિષ્ઠ ચિત્રકારો, કવિઓ અને લેખકોની ચૂંટેલી કૃતિઓથી ભરચક એવા, બીન-હરીફ કલાત્મક રૂપરંગે મઢેલા અનુક્રમે ૧૬૦ અને ૧૨૫ પાનાના, પૂર્ણરંગી તથા વિવિધરંગી ૨૮-૨૨ ચિત્રો, ફોટોગ્રાફો, નકશા, આલેખો, વાર્તાઓ, નાટકો, લેખો, કાવ્યો, ટૂચકા વગેરે શિષ્ટ, સુંદર અને વિપુલ જ્ઞાનસામગ્રીથી મંડિત આ અદ્વિતીય અંકો ઘરઘરમાં કાયમી બોધક સાહિત્ય તરીકે સંગ્રહયોગ્ય છે

**ગુજરાતનું પાટનગર અમદાવાદ**
કાચું ૧-૦-૦
પાકું ૧-૪-૦
રજી પોસ્ટેજ
૦-૫-૦



અમદાવાદનાં બાવન નામચીન સ્થાનોના ફોટોગ્રાફોનું આલબમ. જે જગતના સ્થાપત્યમાં અદ્ભુત કારીગરી તરીકે સ્થાન પામ્યાં છે, જેણે પશ્ચિમના નામચીન કલામીમાંસકોને મુગ્ધ કર્યા છે, જેની પ્રશસ્તિ સાંભળી જગત-યાત્રીઓ અમદાવાદ આવે છે, એ શિલ્પ અને સ્થાપત્યના કાવ્યો સમાં અમદાવાદનાં મકાનોનું આ આલબમ દરેક ગુજરાતીના ઘરમાં હોવું જોઈએ. દરેક ચિત્ર નીચે ઐતિહાસિક અને લાક્ષણિક માહિતી આપતી નોંધ તથા શ્રી રત્નમણિરાવ ભીમરાવ જેવા વિદ્વાને લખેલા, અમદાવાદની ચડતી પડતી ને વિકાસ વર્ણવતા વિદ્વત્તાભર્યા નિબંધ સાથે

**ગોવાલણી અને બીજી વાતો**
કિંમત ૨-૦-૦
રજી પોસ્ટેજ
૦-૬-૦



ગુજરાતના શરૂઆતના નવલિકા-લેખકોમાં જે મોખરામાં પ્રકાશ્યા તે 'મલયાનિલ'ની રમણીયતરતી બાવીસ વાર્તાઓ—જેમાં દસ મર્માળા હાસ્યની અને બાર મસ્ત પ્રણયની છે. 'ગોળમટોળ શર્મા'ના નામથી કટાક્ષકથાઓમાં અને 'ગોવાલણી'ની વાર્તાથી પ્રણયકથાઓમાં નામના મેળવનાર અને પોતાના મૃત્યુ પછીથી વધુ મશહૂર બનનાર એ લેખકનો આ સંગ્રહ ગુજરાતના જાણીતા કલાકારોનાં બેરંગી ચિત્રોથી વધુ સુંદર બન્યો છે.

· કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ · તથા બધા જાણીતા બુકસેલરો